# અંબાજીના છંદ

(ભાગ ૧ થી ૧૦ સુધારા વધારા સાથે.)

જગત જીવો સર્વને, શક્તિનો આધાર;
આત્મ શક્તિ ભજાથી, ઉતરે ભવજળ પાર: ॥
ભજો ભજાવો પ્રેમથી, આ છંદમાં સઘળો સાર;
વિશ્વાસ રાખી બોલશે, થશે સુખ અપાર: ॥



| | |
|---|---|
| સંવત્ | ૧૯૯૬ |
| અને | ૧૯૪૦ |
| આવૃત્તિ | ૧૦ મી |
| પ્રત | ૧૧૦૦ |
| કિંમત | રૂ. એક |

કર્તા:

BOMBAY અમીચંદ મોતીચંદ ઝવેરી.

# અંબાજીના છંદ.

(ભાગ ૧ થી ૧૦ સુધારા વધારા સાથે.)

---

જગત જીવો સર્વને, શક્તિનો આધાર;
આત્મ શક્તિ બળથી, ઉતરે ભવજળ પાર: ॥
ભક્ત ભજતા પ્રેમથી, આ છંદમાં સઘળો સાર;
વિશ્વાસ રાખી બોલશે, થશે સુખ અપાર: ॥



સંવત્ ૧૯૯૬

અને ૧૯૪૦

આવૃત્તિ ૧૦ મી

પ્રત ૧૧૦૦

કિંમત રૂા. એક

કર્તા:

સ્વ. શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.



શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ પોતાના "શ્રી નટવર પ્રીન્ટીંગ પ્રેસ"માં છાપી.

ઠેકાણું:— સેન્ડરહર્ટ રોડ, સંઘવી સદન મુંબઈ નં ૪

પ્રસિદ્ધ કરનાર:

કર્તાના વારસો માટે શા. ખુબચંદ અમીચંદ ઝવેરી.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું:—આમલીરાન (વાડી) સુરત.





# વિષયાનુક્રમણિકા.


| વિષય | પૃષ્ટ |
|---|---|
| ભક્ત જનોને ભલામણ.... .... .... | ૩ |
| સાતમી આવૃત્તિની પ્રસ્તાવના .... .... | ૧૦ |
| આઠમી ,, ,, .... .... | ૧૨ |
| નવમી ,, ,, .... .... | ૧૫ |
| દસમી ,, ,, .... .... | ૧૬ |
| જીવન પરિચય (વર્તમાન પત્રો તથા માસિકોમાંથી) | |
| 'દેશીમિત્ર' સુરત, તા. ૫-૩-૩૯ માંથી ઉતારો .... | ૧ |
| શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી (અમદાવાદ)નો પત્ર | ૧૨ એ |
| ,, ,, ,, ,, ,, ,, | ૧૨ બી |
| 'બંગાલ શ્વેતામ્બર સંઘ'નો પત્ર .... .... | ૧૨ સી |
| 'શ્રી સકળ સંઘ, સુરત'નો પત્ર .... .... | ૧૨ ડી |
| નેકનામદાર શ્રી મહારાણાજી શ્રી ભવાનીસિંહજી, દાંતા–ભવાનગઢ, તરફથી ઓરડરની નકલ .... | ૧૩ |
| 'શકિત' નડિઆદ, તા. ૩-૫-૩૯ માંથી ઉતારો .... | ૧૪ |
| ,, ,, તા. ૨-૬-૩૯ ,, ,, .... | ૧૬ |
| આભાર પત્ર .... .... .... | ૨૪ |
| 'દેશીમિત્ર' સુરત, તા. ૧૦-૪-૩૪ માંથી ઉતારો.... | ૨૫ |
| 'જૈન' ભાવનગર, તા. ૨૧-૧-૩૪ માંથી ઉતારો. .... | ૩૭ |
| ,, ,, તા. ૪-૨-૩૪ ,, ,, .... | ૩૮ |
| 'તરૂણ જૈન' મુંબઈ, તા. ૧-૨-૩૪ માંથી ઉતારો.... | ૩૯ |
| 'પ્રતાપ' સુરત, તા. ૨૨-૧૨-૩૪ માંથી ઉતારો .... | ૪૦ |

આદ્ય ધન પરિબ્રહ્મ તું .... .... .... ૧
જગતકર્તા જનુની તમે .... .... .... ૨
ગવરી સુત ગણેશ તું .... .... .... ૨
સમરૂં શંકર સુત પ્રથમ પુજું ધન દેવા, સાખી-૧ ૩
ભજન કર ભજન કર ધર ધ્યાન અંબે, સાખી-૨ ૪
ભકિત કરો ભકિત કરો ભકિતનું ફળ મળશે, સાખી-૩ ૪
જગ તારૂણી અંબા ધણી માલિક અંબા આપજી, સાખી-૪ ૫
જાગી જો તું જીવડા જગ સુખ થાશે નાસજી, સાખી-૫ ૫
જગમાતા જનુની તમે જગમાંતો જશ આપજો, સાખી-૬ ૬
પ્રથમ કરૂં પ્રણામ છંદ ૧ લો .... .... ૭
પ્રથમ નમું ગણપતિ માત .... .... ૮
સકલ સભામેં સમરૂં આવો ધન .... .... ૯
કહે તે ભકતજન .... .... .... ૦
કરી ઉંદરપર અસ્વારી .... .... .... ૧૨
સુરત શહેરના ઘીઆ ફળીઆમાં .... .... ૧૫
જુગત જનુની માતા મહાલક્ષ્મી .... .... ૧૮
મહાકાળી કરે કલ્યાણ .... .... .... ૨૦
મહાકાળી પાવાવાળી .... .... .... ૨૩
મહા માયા રૂપ છે એક નામ અનેક .... ૨૬
શહેર સુરત આમલીરાન વાગેશ્વરી માતા .... ૨૯
આપો આપો ભકતને ભાવે .... .... ૩૩
પાવાની પટરાણી .... .... .... ૩૭

| | |
|---|---|
| આયા આસો માસ .... .... .... | ૪૧ |
| સુરત આમલીરાન વાઘેશ્વરી .... .... | ૪૨ |
| ચત્રભૂજી મા તું .... .... .... | ૪૩ |
| સુણ અંબા મારી મા .... .... .... | ૪૫ |
| સુણો અલબેલી .... .... .... | ૪૭ |
| ભજું મહાકાળી .... .... .... | ૪૮ |
| માની વાડી બની ગુલજારે .... .... | ૪૯ |
| જીવ તું ચાલ જરારે વિચારી .... .... | ૫૧ |
| ભકત જનને સમજી લેવું .... .... | ૫૩ |
| મહાકાળી દયાળી .... .... .... | ૫૬ |
| આવો આવો મહાકાળી.... .... .... | ૫૭ |
| મારી માજી વાઘેશ્વરી .... .... .... | ૫૯ |
| જરા અરજ અમારી સાંભળો (ગાતાં અસુદ્ધ બોલાય તે વિષે) | ૬૦ |
| મારી અરજ સુણો .... .... .... | ૬૨ |
| ઓ જગત જનુની .... .... .... | ૬૪ |
| મેં માજી નામસે જપતા .... .... | ૬૫ |
| માજી જોતાં જાણ્યું .... .... .... | ૬૭ |
| મારા સાચા ગુરૂ .... .... .... | ૬૯ |
| બેઠે સિંહાસન .... .... .... | ૭૨ |
| ચઢી રણ સુરે .... .... .... | ૭૪ |
| ચાલો ચાલો મહારાજ .... .... .... | ૭૭ |
| સૂર્ય પુત્રી તાપી માત.... .... .... | ૭૯ |

| | | | |
|---|---|---|---|
| ઉઠો અંબા જમવા માઇ (થાળ) | .... | .... | ૮૨ |
| સુરત તો સુનેકી મુરત .... | .... | .... | ૮૬ |
| રહીઆં રહીઆં શું કરે.... | .... | .... | ૮૯ |
| માતા માતા મુળથી માતા | .... | .... | ૯૧ |
| હુકમ થયો માતાનો એકદમ (મોટી અંબાજીનો છંદ) | | | ૯૨ |
| કોને વખાણું કોને વખોડું | .... | .... | ૯૪ |
| સબ રૂઠે તો રૂઠે અંબામા | .... | .... | ૯૫ |
| કાળી અંબા એક રૂપ.... | .... | .... | ૯૭ |
| અઘોર ગતિ માજી છે તમારી | .... | .... | ૯૯ |
| આદ્ય શકિત મમ માયા | .... | .... | ૧૦૦ |
| અંબે ગરીબ નિવાજ .... | .... | .... | ૧૦૩ |
| તુંહી તુંહી એક આપ નિરંજન | .... | .... | ૧૦૪ |
| તુંમ તુંમ તુંમ તુંમ બ્રહ્મા વિષ્ણું.... | | .... | ૧૦૫ |
| તુંમ તુંમ તુંમ તુંમ તુમ તો અમમાં | | .... | ૧૦૭ |
| કલ્યાણકારી જકતાધારી | .... | .... | ૧૦૮ |
| ખપરવાળી તું મતબાળી | .... | .... | ૧૧૨ |
| સમજ શાણા મન તું દિવાના | .... | .... | ૧૧૫ |
| વારે વારે વારૂ મન તું માન | .... | .... | ૧૧૮ |
| સમરૂ શ્વાસો શ્વાસ .... | .... | .... | ૧૨૨ |
| સુણ મેરી માતા ભકતની વાતા | .... | .... | ૧૨૫ |
| તું માતા ચંડી, દેત્યોંકી બીંડી કાઢે નવ ખંડી ખપ્પર ધારી | | | ૧૨૭ |
| આએ આસો માસ .... | .... | .... | ૧૨૮ |

| | |
|---|---|
| તુજે નમું ચરણ .... .... .... | ૧૩૦ |
| મ્હારે આજે ધન પુનેમનો દીન .... .... | ૧૩૨ |
| મ્હારી કરો વ્હાર .... .... .... | ૧૩૪ |
| છોડી ખટપટ ભજો અંબા ઝટ .... .... | ૧૩૭ |
| મોટું સુરતમાં છે ધામ.... .... .... | ૧૩૯ |
| સતગુરુ વાણી .... .... .... | ૧૪૧ |
| આદ્ય અંબા જાણી વેદ વાણી મા વખાણી .... | ૧૪૪ |
| છે સત્ નામ .... .... .... | ૧૪૭ |
| જન્મો ત્યાંથી જાણું છું જે (છોકરો અશુદ્ધ બોલે તે) | ૧૫૦ |
| આવો અંબા અલબેલા.... .... .... | ૧૫૧ |
| આવો આવોરે માજી .... .... .... | ૧૫૨ |
| ગરજ વિના જઈ ગુરુ કરેથી .... .... | ૧૫૩ |
| અંબા મા મારી વારે ધાજો .... .... | ૧૫૪ |
| છુટા નાભીથી વાઘ પકડ મન .... .... | ૧૫૫ |
| ચોગરદમ મા વન્હી લાગ્યો (પ્લેગનો છંદ) .... | ૧૫૭ |
| નિર્મળ નામ અંબા મા તમારૂં .... .... | ૧૫૮ |
| કકા થકી કહું છું કરજોડી .... .... | ૧૬૦ |
| અંબા મા તારૂં દર્શન દુર્લભ .... .... | ૧૬૧ |
| જુઓ માજી હું કહું તે સાંભળો.... .... | ૧૬૨ |
| જળબીન તલપે મછલી .... .... | ૧૬૪ |
| સાચું સમરણ અંબામાનુ .... .... | ૧૬૫ |
| અનેક નામે અંબા ભજું .... .... | ૧૬૭ |

| | | | |
|---|---|---|---|
| આજ ફકીરી બસ ગઈ.... | .... | .... | ૧૬૮ |
| મરવું હક અંબા માતા | .... | .... | ૧૬૯ |
| મહાસાગર દરીયા વહે.... | .... | .... | ૧૭૧ |
| ધારી વાત નહિ થઇ .... | .... | .... | ૧૭૩ |
| શીષ્ય પૂછે ઓ સદ્‌ગુરુ દેવા | .... | .... | ૧૭૪ |
| મેં તો જોયા અંબા મા મુંબાઈ | .... | .... | ૧૭૬ |
| ચેત ચેતન ચોબદાર .... | .... | .... | ૧૭૭ |
| શમાલ મન મસ્તાન .... | .... | .... | ૧૭૯ |
| ગાવું હોય તો ગાઈ લો ભાઇઓ .... | | .... | ૧૮૧ |
| શીષ્ય કહે શીરનામી સતગુરુને | .... | .... | ૧૮૨ |
| મંગળકારી મંગળવાર છે | .... | .... | ૧૮૩ |
| સતગુરુને ઉપદેશ બતાયા | .... | .... | ૧૮૫ |
| જાતે બનાવી નથી ગાતો મા | .... | .... | ૧૮૭ |
| આપો આજ્ઞા અંબા માતા | .... | .... | ૧૮૮ |
| ગુરુ કહે સાંભળરે ચેલા (જોગણીનો છંદ) | | .... | ૧૯૦ |
| અધર છંદ ગાતા આનંદે આજ | .... | .... | ૧૯૧ |
| અંબા મા સંસાર સમુદ્રમેં | .... | .... | ૧૯૩ |
| ભકિત ભકિત સૌ જન કહે છે | .... | .... | ૧૯૪ |
| પ્રાણી માત્ર મારા દેશી બંધુ | .... | .... | ૧૯૫ |
| ભૂલે ભૂલેરે ઓ મુસાફર ભૂલે | .... | .... | ૧૯૭ |
| કર સત્ સંગત મન માજી ભજ | .... | .... | ૧૯૯ |
| એક દહાડો મરવો છે હમારે | .... | .... | ૨૦૦ |

| | | | |
|---|---|---|---|
| સમજ રે તું મનવા મેરા | .... | .... | ૨૦૧ |
| અંબામા તારે શરણે આવી | .... | .... | ૨૦૨ |
| સારમાં સાર માજીનું નામ | .... | .... | ૨૦૩ |
| ભજો ભાઇ માજી નામ હે ખરા | .... | .... | ૨૦૪ |
| અરે તું કયું ગફલતમેં પડા | .... | .... | ૨૦૪ |
| અરે તું કેમ જાય ભૂલ ભૂલ | .... | .... | ૨૦૫ |
| કઠણ લક્ષ ચોર્યાસી હે ફેરા | .... | .... | ૨૦૬ |
| મુર્ખ મન કાયર થઇ કેમ કળે | .... | .... | ૨૦૭ |
| સમજ મન તારી ટેવ ના મટી | .... | .... | ૨૦૮ |
| ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી | | .... | ૨૦૮ |
| ત્રીગુણ માયા મા તાહરી | .... | .... | ૨૦૯ |
| ધનરે અંબા મા તું માહેરી | .... | .... | ૨૧૦ |
| સમજ મન મારારે .... | .... | .... | ૨૧૧ |
| આરાસુરવાળીરે અંબા તું છે | .... | .... | ૨૧૨ |
| ગુણીજન ગાજોરે, સદા ગુણ | .... | .... | ૨૧૩ |
| કોણ ઉતારે પાર જનુની બીના | .... | .... | ૨૧૪ |
| કહું છું વારંવાર સમજ મન | .... | .... | ૨૧૫ |
| કથની છોડોને આંહી .... | .... | .... | ૨૧૬ |
| મૈયા હું વંદુ વારંવાર (કવ્વાલી) ભાગ ૫ | | .... | ૨૧૭ |
| જય જય સૌ બોલો આજ | .... | .... | ૨૧૮ |
| આણંદ ભર્યો હડડા નીશે | .... | .... | ૨૧૯ |
| શહેર સૂરત ધીઆ ફળીઆમાં | .... | .... | ૨૨૦ |

મુસાફર પર મહેર કરી ... ... ૨૨૩
ધીરા રહીને ધ્યાન ધરો સૌ ... ... ૨૨૪
સત્‌ગુરુ શબ્દ મેં શીર ચઢાવી ... ... ૨૨૬
ખમા ખમા મારી મંમાયાને ... ... ૨૨૭
પ્રણામ કરી સત્‌ગુરુ કહું તમને ... ... ૨૨૮
ભૂલા નહીં ભૂલારે ... ... ... ૨૩૦
અદલ આવી દોરી તૂટી પ્રેમકી ... ... ૨૩૨
દેશી હમારા હમને મળે તો ... ... ૨૩૪
દેખા ખેલ કુદરતકા ... ... ... ૨૩૫
ઓ મારા વહાલા મિત્ર હમે તમે ... ... ૨૩૭
જરા નજર કરો બાળક ઉપર ... ... ૨૩૮
ગુરુ ઉપદેશે જ્ઞાન થયું મને ... ... ૨૪૦
ધન બલીહારી માતા શારદા ... ... ૨૪૧
સમજ મન માજી [કવ્વાલી] ... ... ૨૪૩
ગુણી ગુરુ જ્ઞાનથી બૂજે [કવ્વાલી] ... ... ૨૪૩
નરંજન તુંહી મંમાયા [કવ્વાલી] ... ... ૨૪૪
કર્તાને કોઇ ન જાણે [કવ્વાલી] ... ... ૨૪૫
પુંજું મહાલક્ષ્મી માત શરણે રાખોનીરે ... ૨૪૬
કરવા સેવકને સ્હાય [ગરબો] ... ... ૨૪૭
સખી આજ આણંદ મારે અંગેરે [ગરબો] ... ૨૪૮
સદા ગણપત લાગુ પાએરે [ગરબો]... ... ૨૪૯
આ સંસાર મોહની જાળ માનો છો [ગરબો] ... ૨૫૦

| | | |
|---|---|---|
| જગતમાં એક બ્રહ્મ જાણો (ગરબો) | .... | ૨૫૧ |
| સુરત શહેરમાં ગોરખાઇ માતા .... | .... | ૨૫૨ |
| મારે આજે છે; ધન ધન થયાં દર્શન | .... | ૨૫૩ |
| સાચને આંચ કદી નહિ આવે .... | .... | ૨૫૫ |
| જ્યાં જોઇએ ત્યાં તુંની તુંમા .... | .... | ૨૫૬ |
| તમે ફરતા મુસાફર આવ્યા મુસાફરી કરીને | .... | ૨૫૮ |
| માયાને જાણે મોરારીરે અલબેલી અંબા | .... | ૨૫૯ |
| જુડા વગોવે વહેમી સહુનેરે .... | .... | ૨૬૧ |
| દર્શનની બલીહારીરે અંબા તારા દર્શનની બલીહારી | | ૨૬૨ |
| આત્મશક્તિ એ ભગવતી, ભજતા પ્રીતી બંધાશે | | ૨૬૩ |
| આદ્ય ઇશ્વરી અંબા તું માત મ્હારી | .... | ૨૬૩ |
| રાધેકૃષ્ણ રાસ રમે ખેલે મધુબન .... | .... | ૨૬૫ |
| મથુરામાં લીઓ અવતાર કૃષ્ણ કીરતારે | .... | ૨૬૬ |
| હળવે રહી આરાધો અંબાને હાથ જોડી ભજવા માજી | | ૨૭૦ |
| જીને આપકું જોયા નહિ, મન મેલ તો ધોયા નહિ | | ૨૭૧ |
| ગલે બીછ દાલી કફનીને લીયો જોગીકો બેસ | .... | ૨૭૩ |
| મારો તો મનને મારો તરીને બીજાને તારો | .... | ૨૭૭ |
| જય ખપ્પર ધારી મા જય ખપ્પર ધારી | .... | ૨૭૮ |
| જય જય જગ કર્તા, મા જય જય જગ કર્તા | .... | ૨૮૦ |

(ભાગ ૯-૧૦)

પ્રેમે લખી પ્રસ્તાવના [દોહરો] .... .... ૨૮૨
પ્રસ્તાવના .... .... .... .... ૨૮૩
ભક્ત ભકતોને જાણવા [દોહરો] .... .... ૨૯૧
સમરૂ માતા શારદા [દોહરો] .... .... ૨૯૨
નવે ગ્રહોની શાંતિ [દોહરો] .... .... ૨૯૩
હું તારો ને તું છે માહરી .... .... ૨૯૪
મેરે સતગુરુ બાગ બનાયા [કાયારૂપી બગીચો].... ૨૯૫
પ્રસ્તાવના [ચાલુ] .... .... .... ૨૯૭
ઓ અંબા તું એક છે [દોહરો] .... .... ૨૯૯
અજબ લીલા મા તમારી રે .... .... ૩૦૦
માન માનમાં સમાઇ રહે માનપત્ર વખતે [બોલેલા] ૩૦૧
માનપત્ર વખતે બોલેલા તે બોલો મા .... ૩૦૩
સમરૂ માતા શારદા નવ પ્રકારની ભક્તિ વિષે .... ૩૦૬
નાક પાઘ ને પારખું [દોહરો] .... .... ૩૦૮
વિનંતી કરી કહું ભક્તાને .... .... ૩૦૯
આયા કળિયુગ પુર, ઉંચકુ નીચ ઠેરાવે .... ૩૧૦
સતહીન તો દુનિયા હો ગઈ .... .... ૩૧૦
હશે ઝવેરી કોઇ એક વિરલા .... .... ૩૧૩
શું જુવો ઝટ આવો માજી .... .... ૩૧૪
ભલે પધારો મારા દેશી બંધુ .... .... ૩૧૫
સંસારી જીવ સર્વે ભક્ત છે .... .... ૩૧૭

| | | | |
|---|---|---|---|
| ભક્તિ કરી છંદ ગાઈ ધરો ધ્યાન .... | | .... | ૩૧૮ |
| ભક્તજન આવોરે, લોની લાભ | .... | .... | ૩૧૯ |
| ભગવત ભક્તિ નથી કોઇની | .... | .... | ૩૨૧ |
| આવો બેસો છઇએ એક વતનના .... | | .... | ૩૨૨ |
| આવો ગાઓ છંદ ભક્ત માજીના .... | | .... | ૩૨૪ |
| હરખાઇ આવ્યા મા અરજી સ્વીકારો | | .... | ૩૨૫ |
| મહાપ્રલયના છંદ ગાતા પહેલાંની સૂચના | | .... | ૩૨૭ |
| ધસી એકદમ ના જાવું, સમો જોઇને ગાનુ ગાવું | | | ૩૨૭ |
| સમરૂં શારદા માત ભવાની—ત્રણ પ્રલયનો છંદ | | | ૩૩૦ |
| થશે પૃથ્વી પ્રલેકાર—ચોથા મહાપ્રલયનો છંદ.... | | | ૩૩૨ |
| ધન ધન ધન ધન ધન અંબામા—ઉત્પત્તિનો છંદ | | | ૩૩૬ |
| અંબા તારી માયા નહિ જાણી | .... | .... | ૩૩૭ |
| પળમે રચી સૃષ્ટિ અંબામા | .... | .... | ૩૪૦ |
| નિરાકારથી અવાજ થયો—ચાર વેદની ઉત્પત્તિનો છંદ | | | ૩૪૨ |
| માયાથી જાય સઉ હારી રે, અલબેલી અંબા .... | | | ૩૪૪ |
| પંથોની છે મારામારી રે, અલબેલી અંબા | | .... | ૩૪૫ |
| માયાને જાણે મોરારી રે, અલબેલી અંબા | | .... | ૩૪૭ |
| માયાની છે બલિહારી રે, અલબેલી અંબા | | .... | ૩૪૮ |
| માયા કોણે જીતી રે, માયાને તો સરવે સરણ.... | | | ૩૪૯ |
| દેખાડી માયા ભીમને રે, ઝાડે બેસી | | .... | ૩૫૦ |
| ધરી અંબાજીનું ધ્યાન, જીવ તું સંભાળ | | .... | ૩૫૨ |
| સર્વે જગતમાં એક નિરંજન | .... | .... | ૩૫૪ |

જાણ્યું ખરૂં ને જોયું નથી, .... .... ૩૫૫
પંથ એટલે માર્ગ માલિકનો શોધી ઉતારે .... ૩૫૭
મને તારી લેહ લાગી રે, અલબેલી અંબા .... ૩૫૯
આનંદ આજે આવ્યોરે, જોતાં મલ્યા .... ૩૫૯
બન્યું છે તે બધું બરાબર જે છે તે સર્વે .... ૩૬૦
મારા પ્રાણપતિ પરમેશ્વરી કહું તમને .... ૩૬૨
અસલ ઋષિ થઇ ગયા મહાત્મા .... .... ૩૬૩
નિશ્ચે વેવાર બે આવ્યા ચાલતા .... .... ૩૬૫
કિર્તન ભજન છંદ સાધન ક્રિયા .... .... ૩૬૬
મુખવાણી ઘણી પડે જગતમાં પાર નહિ .... ૩૬૮
પૂર્વને પુણ્યે હાથ આવી મા .... .... ૩૭૦
સંતોષ રાખી શાણા થઇ બેસો .... .... ૩૭૨
હું તો તુંને જોતા જોતા, જોગાનંદ ઘર .... ૩૭૩
જગ્ત જીવો માં ઝઘડો ચાલે .... .... ૩૭૪
જોવાનું તો જોઈ લીધું મા .... .... ૩૭૬
જોતાં જાણ્યું એક નામ મા .... .... ૩૭૭
શકિત વિના નહિ ભકિત થાએ .... .... ૩૭૯
આ જગતમાં જે જન જાયા .... .... ૩૮૦
સદા આણંદ રહે ભકતો ભકતમાં .... .... ૩૮૨
આખર વખત જીવ કરે પસ્તાવો .... .... ૩૮૩
માલિક મળવા ભકિત કરો તો .... .... ૩૮૫
ખેલ ખેલાડી જુએ વીરલા .... .... ૩૮૬

માજી ધૂન લાગીરે, જોતાં જુદુ નહિરે જરી .... ૩૮૭
ભાવે કરી ભગવતી ભજ્યા .... .... ૩૮૮
સર્વે ભકતો કરે ભલામણુ .... * .... ૩૯૦
અરે જીવ કેમ ભૂલે ભૂલમાં .... .... ૩૯૧
વ્હેમે તો અધ વાળી રે, પંથીડા પ્રાણી .... ૩૯૩
સતીઆ આણુંદમાં રહે છે રે, પંથીડા પ્રાણી .... ૩૯૫
આ જગતમાં કોણ સુખી રહે .... .... ૩૯૬
ધન ધાત જેણે સાચવ્યાં.... .... .... ૩૯૭
આ જગત મતલબની દૂનિયા .... .... ૩૯૮
શું પુછો જાઓ પુછો ગુરુને .... .... ૩૯૯
સદા રહે આનંદ કોને મન, જેને હોય .... ૪૦૧
આ જગતમાં કોઈ નહિ કોઇનું .... .... ૪૦૨
ભરોસા વિના કામ નહિ થાય .... .... ૪૦૪
વાણી પાણી તો સદા શુદ્ધ છે .... .... ૪૦૫
ભાવ કરીને આવ્યા મળવા .... .... ૪૦૬
ઘરસે નીસરો બહાર ત્યારથી (સાખી) .... ૪૦૮
ભૂલા ભૂલવણીમાં ભૂલે કાંઇ .... .... ૪૦૯
સંશય છોડી સ્વગુરુ શોધીને .... .... ૪૧૦
શોધનારા શોધી છુપાયા રે, પંથીડા પ્રાણી .... ૪૧૨

હરખે આરાધું આદ્ય ભવાની .... .... ૪૧૩
બંધ મોક્ષના આપનાર લેનાર .... .... ૪૧૪
મરવાનો ભય હતો અતી રે, અલબેલી અંબા .... ૪૧૫
આવો ગાવો ભકતો રે, ... ... ... ૪૧૬
અરે મન ભટકે કેમ જડું તડું ... ... ૪૧૮
નામ ન તંન તંમ, બેગ રતન તંમ ... ૪૧૯
ગુરુ ઘટમાં રમી રહ્યા ... ... ... ૪૨૧
જુઓ અંબામા ભક્ત કળજુગના ... ... ૪૨૨
બુદ્ધિ રૂપે બળ આપી મા ... ... ૪૨૩
જય જય જગપતિ જગ અંબા ... ... ૪૨૫
અમે જઇએ ઘેર, અમે જઇએ ઘેર... ... ૪૨૬



# સુરતના અંબા માતાજી



Shri Natvar P. Press Bombay 4

# ભક્ત જનોને ભલામણ.

આ આપણી જગ્ત જનુની આદ્ય ઇશ્વરી ઇચ્છાશક્તિ સર્વાંગે વ્યાપી રહ્યા છે. એના વિનાનો સુનો ઠામ નથી જેમ

દોહરો.

**અક્ષીલ વૃક્ષ તો એક હેં, નિરંજન ઉંવાકી ડાળ,**
**શાખા જીનોકી બ્રહ્મ હેં, પ્રાત સકળ સંસાર.**

તેમ આપણે બધાએ માયામાં ગુફરડાયા છીએ ને એ માયામાં બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર પણ ભૂલ્યા છે અને મોટા ઋષિમુનિ ભૂલે છે તો આપણું શું ગજું? *

જુઓ કે ચંડીપાઠમાં પ્રથમ ચરિત્રમાં સુરથ રાજા અને વૈશ્ય આ સંસાર છોડી વનવાસ ગયા તો પણ ત્યાં પોતાના બાયડી છોકરાં રાજપાટ, ઘોડા, ગાડી; વગેરે યાદ આવ્યાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે મારૂં રાજ કેવું ચાલતું હશે, મારા બાયડી છોકરાંઓ ઘોડા વગેરે સુખી હશે કે દુઃખી, તેની ફીકરથી શોકાતુર થઇ ફરતાં ફરતાં સુમેધા ઋષિને આશ્રમે આવ્યા, પ્રણામ કરી પુછવા લાગ્યા કે હે મહારાજ ? અમે સંસારથી કાયર થઈ સંસાર છોડી વનમાં આવ્યા તો પણ હજુ અમારો જીવ પાછો માયામાં કેમ જાય છે તેની અમને સમજણ પડની નથી, ત્યારે ઋષિ

મહારાજે કહ્યું કે એ માયાનું આવરણ પ્રાણી માત્રોને વળગેલું છે, એની માયાથી કોઇ બચે નહિ, તેથી તમે એ જોગ માયાની ભક્તિ કરશો તો એની માયાથી એજ બચાવે તો બચીએ, એ માયા વડે માયા દૂર થશે, એ જોગમાયાની ભક્તિ કરવાથી સંસારના સુખની પ્રાપ્તિ થશે ને મોક્ષ પણ આપશે. સુમેધા ઋષિના વચન સાંભળીને વૈશ્ય તથા સુરથ રાજાએ અંબીકાના ચંડીપાઠ વાંચવાં શરૂ કર્યા ને સાંભળ્યા પછી માતાની તપશ્ચર્યા કરી માતાને પ્રસન્ન કર્યા, તેના વરદાનથી રાજપાટ, સંસારના સુખ ભોગવી મોક્ષને પ્રાપ્ત થયા. કોઈ પંથવાળા કહે છે કે દેવી માતા પાસે મોક્ષ આપવાની ગતિ નથી, તેનું કારણ એ છે જે માતા પાસે મોક્ષ મળે નહિ તો પછી ભક્તિ કરવાની કોઇને જરૂર રહે નહિ ને માતાને માને નહિ, પણ ભાઇઓ મોક્ષ કંઈ પદાર્થ નથી કે વસ્તુ નથી કે મોક્ષનો ભંડાર ભર્યો નથી કે તેમાંથી ખોબલા ભરીને આપશે, વાસ્તે એ બધો મતાંનમત ઘણાં પંથોને લીધે થાય છે, જેમ દુકાનદારો એક વખારમાંથી માલ બધા લાવે ને લોકોને કહેશે કે મારો માલ સારો છે ને બીજાનો નઠારો છે પણ વિદ્વાન આત્મજ્ઞાનિ તો સમજે છે કે મોક્ષ તો પોતપોતાના હાથેજ મેળવવાનો છે તેનો ઉપાય સત્ય ચાલવું, દયાદાન દેવું, કોઈ જીવની હિંસા કરવી નહિ, કોઈનું મન દુઃખાવવું નહિ, પોતપોતાના કર્મોથી બંધાયલા બંધ છોડી સત્ ચાલશે તો

સંસારમાં પૂર્ણ સુખ ભોગવી મોક્ષને પામશે એટલે પોતાના સ્વરૂપમાં પોતે ભળશે, એજ મોક્ષ, ભગવત ને ભગવતી એ કાંઈ જુદા નથી. ભગવત એટલે પોતે એકજ છે ભગવતી એટલે સૂર્ય દેવનું તેજ એજ અંબિકા છે. હવે વિચારો જે એક દેવનું તેજ બળ કરે તેથી સર્વ દેવનું તેજ એકઠું થઇ એ અંબિકા પ્રગટ થયાં, તેણે મ્હોટા મ્હોટા દૈત્ય માર્યા ને દેવોના ગયલાં રાજ પાછા અપાવ્યાં. વળી કહેતા ગયા કે કામ પડે સંભરશો તો હું આવીને સ્હાય કરીશ ને જે ભક્ત મારૂં સ્મરણ કરશો તેનું હું રક્ષણ કરીશ. એ ચંડીપાઠમાં માર્કંડ ઋષિ કહી ગયા છે તે સત્ય છે વાસ્તે આ જે છે તે સર્વે સાચું, સમજણ વિનાનું લાગે કાચું, એક માલિક ને તેની છાયા તે કાંઇ જુદા નથી, એક દીવાસળીની પેટીમાંથી એક સળી સળગાવી કોડીઆં સળગાવી હારબંધ મૂકીશું તો લોકો દિવાળી કહેશે. ચકલા ઉપર ચાર લાકડાં એકડાં મૂકી એજ પેટીમાંથી દીવાસળી સળગાવી લાકડાં મૂકી ભડકો કરશો તો લોકો હોળી કહેશે. રાજા દંડે તો હાકેમ કહેવાશે અને વનમાં લૂંટે તો ભીલ કહેવાશે હવે સમજો કેઃ—

**નાને ભડકે દિવાળી, મોટે ભડકે હોળી,**
**ગામમાં લૂંટે તો રાજા, વનમાં લૂંટે તો કોળી;**

તે પ્રમાણે આ બધા પંથોની કહેણી છે. જો ઉંડાણ જોશો તો કુદરનું કામ કુદરત કરે છે કોઈ ન્હાનું નથી અને કોઈ મોટું નથી, દરેકે પોતપોતાના મનથી જેને જે માન્યું તે સાચું

ખરૂં તો એકજ છે. જ્યાં જોશો ત્યાં પવન પાણી પૃથ્વી વાયુ ને આકાશ આ પાંચ તત્વની માન્યતા ચાલે છે તેથી કોઇ છઠ્ઠાને માનતાં નથી, વળી મારા જાણવા પ્રમાણે ત્રણનું પૂજન થાય છે, તેમાં ઉભા, બેઠા ને સુતા, ઉભામાં રામ, કૃષ્ણમહારાજ, મહાદેવજી, ગણપતિ, દેવી, દેવતા, ને બેઠામાં પારસનાથ, સુતામાં મસીદ, કબરમાં પેગંબરો. આ ત્રણથી ચોથાનું પૂજન થતું નથી; વાસ્તે કોઈની નિંદા કરવાથી ઘણું પાપ લાગે છે જેણે જે માન્યું છે, સાચું છે એ બધું પોતપોતાના મનનાં કારણો છે.

મારો જન્મ સંવત્ ૧૯૦૨ માં આસો વદ ૧ એટલે ચન્ની પડવાને દિવસે થયો હતો ને સંવત્ ૧૯૧૭ માં મારાં માત પિતા સ્વર્ગવાસ થયાં હતા, તે વખતથી હું મારા ધર્મમાં મારો ધર્મ પાળતો હતો, હજી પણ પાળું છું, પણ આં સંસારની ઉપાધીને લીધે આધિવ્યાધિ ઘણા વળગવા લાગ્યા તેથી આ મહામાયા માતા અંબિકાને મારા ઈષ્ટ દેવ ગુરુ કર્યા ને તેનું સ્મરણ કરી મારાં કાર્યો સિદ્ધ કર્યાં. ઘણી વખત હરકોઈ સંકટ પડતું હતું તો હું માજીના છંદ બનાવી એની સ્તુતી કરતો તેથી મારૂં કામ સિદ્ધ થતું હતું. ને સંવત્ ૧૯૨૫ થી હર આશો મહિને નવરાતરમાં ફકત ચાર દિવસ છંદ ગાતો, તેમાં ચંડીપાઠના છંદ નિર્ગુણ, સગુણ, આત્મજ્ઞાની છંદ બનાવી માજીની

ભક્તિ કરતો તે વખતે ઘણા લોકો છંદ સાંભળી રાજી થઇ મારી સાથે મારી પાસેથી છંદ શીખીને માતાજીની ભક્તિ કરવા લાગ્યા તેમાં ઘણા લોકો વેપાર રોજગારમાં વધ્યા, ને નાના છોકરાઓ હતા તે પણ માજીના છંદ ગાઈ ભક્તિ કરી માજીનું સ્મરણ કરતા માના પ્રતાપથી ભણીને ધંધે રોજગારે લાગી ગયા, તે ઉપરથી લોકોને શીખવાને વાસ્તે ઘણો આગ્રહ જોવાથી એક એક ભાગના ચાર ભાગ સુધીના છંદની ચોપડી ચાર આવૃત્તિ સુધી છંદો છપાવી બહાર પાડેલી તે બધી ખપી જવાથી હવે પાછા ચારે ભાગના છંદો એકઠા કરી રાહેરાહ ગોઠવી છપાવી છે ને તેમાં પાંચમા ભાગના છંદ મૂકેલા છે, એ છંદો મારે જે જે વખતે કાંઈક સંકટ પડ્યું હશે તેજ વખત વખતનો સમો ચોઘડીયું જોઇ એક ચિત્તે ધ્યાન ધરી માજીનું સ્મરણ કરી માજીના પરાક્રમ ગુણ ગાઈ છંદ બનાવી ગાતો કે મારાં આવ્યાં વિઘ્ન દૂર કરતાં ને હજી પણ કરે છે, તેથી આ છંદ મંત્ર જેવા છે. સર્વે ભક્તોને સૂચના છે કે આ ચોપડીમાંથી સમે સમાના છંદો છે, જે વખતે હર કાંઇ સંકટ આવે ત્યારે તેજ સમે સમાના છંદ ચોપડીમાંથી એક દીલે મન સ્થિર રાખી, માજીમાં ધ્યાન રાખી છંદ ગાશો તો તમારાં સર્વ કામ સિદ્ધ થશે; વળી એક બીજી ચોપડી ચંડીપાઠની કે જે બ્રાહ્મણો સંસ્કૃતમાં વાંચે છે તે ચંડીપાઠના અર્થ કરી ગુજરાતીમાં દોહરા ચોપાઇની રાહ

મુકી બનાવેલી છે તે આ સર્વે લોકોને તથા સંસ્કૃત નહિ જાણતા હોય તેને આ ચંડીપાઠ વાંચવો બહુજ ઉત્તમ છે. વળી હરકોઈ ગ્રહ માણસને પીડા કરતો હોય અગર કંઇક પણ જાતનું સંકટ માણસને માથે આવી પડયું હોય તો તે વખતે ચંડીપાઠ બ્રાહ્મણ પાસે વંચાવે છે. તેનાજ અર્થ કરી ગુજરાતીમાં બહાર પાડ્યા છે, તે જે ઘણી વાંચશે, વંચાવશે અથવા આ ચોપડી વેચાતી લઇ બ્રાહ્મણોને દાન આપશે તો તેને મોટો ફાયદો થશે ને સર્વ કામ માજી સિદ્ધ કરશે. ચંડીપાઠની કિંમત ૦–૬–૦ આના રાખી છે.

ઉપલી બીના મેં મારા અનુભવ પ્રમાણે લખી છે, આતો એક પ્રેમ ભકિતથી ધ્યાન ધરી છંદ ગાવાથી મને લાભો મળ્યા છે તેમાં જે મોટું આનંદનું ઘર મળ્યું તેમાં હું ઘણો આનંદી થયો છું. મારા જે જે સંશય હતા તે ભાંગી માજીએ મને નિર્ભય બનાવ્યો છે તો કોઇ પણ જીવ આ છંદ ગાઈ માજીનું સ્મરણ કરી અનુભવ મેળવશે તો તે આનંદનું ઘર પામશે. તે પરમાર્થ ધારી આ લખી જણાવ્યું છે. આવા પાંચે ભાગની ચોપડી ખપી જવાથી તેમાં છઠ્ઠા ભાગના છંદ ઉમેરી આવૃત્તિ બહાર પાડી છે.

દોહરો.

**જો જાણવાનો ઉપાય કરો તો તૃષ્ણાનો ક્ષય થાય,**
**મનની વૃત્તિ વિરામ પામે તો અલેક રૂપ ઓળખાય;**

તેથી જે માણસ શ્રદ્ધા રાખી બેસશે તો તેના સર્વે કામ માજી બુદ્ધિ રૂપે બળ આપી સિદ્ધ કરશે અને મોક્ષની પ્રાપ્તિ કરાવશે. કંઇ નજર દોષથી કંઇ શબ્દ કાનો માત્રા પડયો હોય તે સુધારી વાંચશો એવી મ્હારી નમ્ર અરજ છે. બોલો અંબેમાતકી જે. સંવત્ ૧૯૭૮ ના માગશર સુદ ૭ ને વાર ભોમે.

લી૦

આમલીરાન (વાડી), સુરત. } **શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.**



# સાતમી આવૃત્તિની પ્રસ્તાવના.



સર્વે જગતના પ્રાણી માત્રોને શક્તિનો આધાર છે. શક્તિ વડે સર્વ કાર્યો થાય છે તેમાં હું પણ આદ્ય શક્તિ અંબિકાને મારા ઈષ્ટદેવ માની ભજતો, એના ગુણ ગાતા મને વર્ષ ૮૦ થયા તેમાં 'મા, મા' કરી બોલતાં શીખ્યો પછી સરસ્વતીનું સ્મરણ કરી શારદા માતાને પ્રસન્ન કરી ખપ જોગું ભણતાં શીખ્યો, વર્ષ ૧૭ ની ઉંમરથી સંસારના આધિવ્યાધિને લીધે માતાને ઈષ્ટદેવ કરી ધંધા રોજગારમાં મદદ લઈ કીસ્સો શીખ્યો, વેપાર રોજગારમાં હાર પડયો તેમાંથી સર્વે વાતે સુખી થવાથી માજી ઉપર આસ્થા બેસવાથી માતામાં દર્શન કરવા જતો ને પ્રેમ ભકિતથી ઉલટ આવવાથી છંદ બનાવી માના ગુણ ગાતો તેમાં સંવત્ ૧૯૨૫ થી છંદ શરૂ કર્યા, તે હર વર્ષે અંબાજીમાં આસો સુદિ ૫ થી ગાઇ સુદ ૯ મે સમાપ્તિ કરતો તેમાં સંવત્ ૧૯૨૭ થી ચંડીપાઠના છંદ પ્રાકૃતમાંથી બનાવી છંદ કરી ગાવા શરૂ કર્યા. તે હજી ગાઉં છું. હવે મ્હારી ઉંમર વર્ષ ૮૦ ની થઇ છે છતાં મને સારી શકિત હોવાથી સ્મરણ કરૂં છું. એની મહેરબાની ને મારા આકીનથી હજુ નવરાતર કોઈ વર્ષ પડયું નથી. તેમ ઘણા લોકોને છંદ સાંભળતાં,

શીખવાના આગ્રહથી, શરૂ થયા ત્યારથી એક એક ભાગ છપાવી બહાર પાડી છ ભાગ સુધી છપાવેલા હતા. તે ચોપડી બધી ખપી જવાથી બીજા થોડા નવા છંદ ઉમેરી સાતમો ભાગ દાખલ કરી આ સાતમી આવૃત્તિ છપાવી બહાર પાડી છે તે ભાવિ ભક્તો દૂર દેશાવરના તથા શહેર ગામડાંઓમાં ચોપડી વસાવી છંદો ગાય છે. તેમ માજી તેને મદદ કરે છે. હવે એ ચોપડીના પૈસા ખર્ચ જતાં વધારો વધે તે સમાર્ગે વપરાય છે. વળી ઘણા ભક્તો આ છંદ શીખી ઠામો ઠામ માતામાં બેસી છંદ ગાઇ માનું સ્મરણ કરે છે, તેથી માણસોની બુદ્ધિ સુધરે છે. તેમ બીજી 'દુઃખહરણ'ની ચોપડી જીવહિંસા કરનારને સુધારવા બહાર પાડી છે તે વાંચી ઘણા લોકો સુધર્યા છે. વળી 'સાધુના સમાગમથી નીચની મુક્તિ' નામની ચોપડી જે અસલના વ્હેમથી ગોત્રજ આગળ હિંસા કરતા તે પણ આ ચોપડી વાંચવાથી અટકી ગયા છે. દયા રાખશો તો સુખી થશો. ચોપડી લો ને ભક્તિ કરો—બોલો અંબે માતકી જે—વાંચો ને સુખી રહો!

લી૦ કર્તા.

આમલીરાન (વાડી), સુરત. } સંવત્ ૧૯૮૧, સને ૧૯૨૪.

# આઠમી આવૃત્તિની પ્રસ્તાવના.



દોહરો.

ભક્ત જ્ઞાની ભાવથી, લેશે ચોપડી સઉ;
મૂળ માલિકને મળવા, આણંદ પામશે બઉ.
સમરણ શક્તિ શારદા, સેવો સાચું કહું;
ભાવે ભજતા ભગવતી, સદા આનંદ હું રહું.
અલ્પ આનંદ સંસારમાં, આખર દુઃખનું દુઃખ;
સુખ માલિકના નામમાં, અમીચંદ કહે સુખ.

આ જગતજીવોમાં આપણે સર્વે આવી ગયાં છીએ તેમ સર્વે જીવોનો માલિક એકજ છે તેને ઓળખવા સર્વે ઇચ્છા કરે છે તેને વાસ્તે અનેક રસ્તા શોધી માલિકને મળી પોતાના મૂળ સ્વરૂપમાં ભળી જવા માલિકમાં માલિક થાય છે–કોઇ તપથી, કોઇ જપથી, કોઇ શાધન ક્રિયાથી, કોઇ આત્મજ્ઞાનથી, કોઈ ભજન કિર્તનથી, તો કોઈ યોગાસનથી અગર અનેક પ્રકારથી નામે નવધા ભક્તિ કરી પોતાના અનુભવથી એક નામ પકડી સદા આનંદઘર શોધી મહાત્માઓ મોક્ષને પામેલા છે તેમ આ જગતના જીવો હજી પોતપોતાના આત્માને સદા આનંદ

પામવા મોક્ષની ઇચ્છા રાખી કામ કરે છે તેમાં ખરો આકીન-વાળો ને શ્રદ્ધાવાન એકનામ પકડી ચાલે છે તે પાર પડે છે, તેમાં ઘણા ભક્તમાળમાં ભકતો થઇ ગયા સાંભળેલા નામો વાંચવાથી જાણ પડે છે તે પરથી મને નાનપણથી માતા અંબિકા ઉપર શ્રદ્ધા રાખી સર્વાંગે બળવાન '**આત્મ શક્તિ**' છે એમ નિશ્ચે થયું. પહેલાં તો મગજ શક્તિ હોય તો આપણી તર્કશક્તિ કામ કરે તેમ 'શકિત' વિના શુનો ઠામ નથી એમ જાણી મેં ઇષ્ટદેવ મ્હારા અંબા કર્યા. વળી બધા પંથમાં પોત પોતાનો પંથ ખરો માને છે પણ કુળદેવી 'ગોત્રજ મા'ને બધાય પંથવાળા માને છે અને પગે લાગે છે તે ઉપરથી મને સંવત્ ૧૯૨૦ થી માજીના દર્શન કરવાનો ભાવ ઉત્પન્ન થયો, તેથી મેં ૧૯૨૫ થી છંદ એટલે તેના ગુણ ગાઇ મારા કર્મો છોડવવા નિમંળ થઇ માફ માગી કર્મો ધોવા સમે સમાના છંદ કર્યા, માજીની મહેરબાનીથી શબ્દો જેવા રામના બાણ, તેવા મને વાંચે બોલે ફાયદાકારક થયા કે જે જે વખત કંઇ સંકટ પડે તેવા છંદ બનાવી ગાતો કે માજી કામ સિદ્ધ કરતા વળી સંવત્ ૧૯૨૫ થી તે આજ ૧૯૮૪ ના સાલ સુધી હાલ નવ-રાત્રિમાં આસો સુદ ૫ થી આસો ૯ સુધી ચાર દિવસ ચંડીપાઠના છંદ તથા મહાપ્રલય ઉત્પત્તિ આત્મજ્ઞાની છંદ ગાઉં છઉં તેમાં માની કૃપાથી હજી એક નવરાતર પડયું નથી તે હાલમાં સાતમા ભાગની ચોપડી પુરી થઇ જવાથી ફરી છપાવી તેમાં આઠમા ભાગના છંદ ઉમેરી બહાર પાડી છે તેમાં શ્રદ્ધા રાખી સમે

સમો જોઈ એક ચિત્ત રાખી છંદ વાંચશે તો એ છંદ મંત્ર જેવા છે મને મોટો લાભ મળેલો છે, તેમ ઘણા લોકોએ છંદ નાહ્રી ધોઈ પોતાના ઘરમાં અગર માજી દ્વારે ગાય છે તે સર્વે વેપાર રોજગારમાં લાગી સંસારના સુખની પ્રાપ્તિ પામે છે, એ જાણી બહાર પાડી છે વળી એ માતા મહામાયાનો અવતાર છે, એ સદા દયાળુ દુઃખીયાના દુઃખ ભાંગી આંધળાને આંખ આપે છે—વાંઝીયાને પુત્ર આપી—નિર્ધનીયાને ધનવંત કરે છે. વળી એની ભકિતથી સંસારનું સુખ આપી મુકિત કરે છે. મારી ઉંમર વર્ષ ૮૪ ની હાલ થઇ છે હજી માના ગુણ ગાઉં છઉં, સર્વે જાતના સંસારી સુખ પુર્ણ આપ્યાં ને મારા મનના સંસય ભાંગી નિર્ભય બનાવ્યો, હવે મારી ઉંમર પાકી થઇ, જીર્ણ કાયા ત્યાગ કરી મારા મૂળ સ્વરૂપમાં ભળવું છે. હવે જે વરસે વરસ આસો મહિનામાં ચંડીપાડના છંદ બોલું છઉં, તથા મૂળ સ્વરૂપને ઓળખવા જે મહાત્માઓ થઇ ગયા તેની વાણી સાંભળી આત્મજ્ઞાનથી પોતાના સ્વરૂપને ઓળખી પોતે પોતામાં મળવું જાણી તે ચોપડી બહાર પાડવા વિચાર નક્કિ થયો છે. બહાર પડેથી કર્તાને ત્યાંથી અગર સૂરત અંબાજીના દહેરા નીચે ટકોરખાનામાં ઘીવાળાની દુકાનેથી મળશે.



# નવમી આવૃત્તિની પ્રસ્તાવના.



આ આઠમી આવૃત્તિ ખપી ગઈ છે. લોકોની માગણી ઘણી આવવાથી આ ફરી ભાગ એકથી આઠની નવમી આવૃત્તિ છપાવી બહાર પાડી છે. સંવત્ ૧૯૮૮ ના મહા સુદ પડવો ને રવિવાર.

લી૦

ઠે૦ આમલીરાન (વાડી),
સુરત.

શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.



# દસમી આવૃત્તિની પ્રસ્તાવના.



સ્વર્ગસ્થ પૂજ્ય પીતાશ્રીની હૈયાતીમાંજ એક થી આઠ ભાગની ચોપડીઓ ખપી ગઇ હુતી, પણ તેવણુશ્રીની ફરી છપાવવાની ઈચ્છા ન હુતી, પણ એવણુશ્રીના સ્વર્ગવાસ પછી ઘણા ભક્તો તરફથી ફરી ચોપડી છપાવવી આગ્રહ થવાથી હુમો ત્રણે ભાઇઓએ વીચાર કરી છપાવવા શરૂ કરી. એક થી આઠ ભાગ છપાઈ તૈયાર થવા આવ્યા કે નવ થી દશ ભાગની ચોપડી પણ ખપી ગયેલી હોવાથી સાથે સાથે એ પણ છાપવી શરૂ કરી સુધારા વધારા સાથે જીવન પરિચય તથા છેલ્લા ન છપાયેલા છંદો પણ ઉમેરી આ ચોપડી બહાર પાડી છે. તેની કિંમત અસલ હુતી તેજ પ્રમાણે દશ આના અને છ આના મળી એક રૂપીઓ રાખી છે. જો કે અત્યારે લડાઇને લીધે કાગળના તેમજ બાઇન્ડીંગ વિગેરેના ખર્ચમાં અનહુદ વધારો થયો છે, છતાં હુમોએ આ ચોપડીમાં નફો કરવાનો ઇરાદો ન રાખી અસલ કિંમતજ રાખી છે, કે જેથી ભક્તજનો ખરીદી શકે.

આમલીરાન (વાડી),
સુરત.
તા. ૧૩-૨-૧૯૪૦

લી૦
શા. ખુબચંદ અમીચંદ ઝવેરી.



## છંદ તથા ચંડીપાઠના કર્તા



## સ્વ૦ શા. અમીચંદ મોતીચંદ ઝવેરી

જન્મ: સંવત ૧૯૦૨ આસો વદ ૧.

સ્વર્ગવાસ: સંવત ૧૯૯૫ માઘ વદ ૧૦.

છંદ તથા ચંડીપાઠના કર્તા



**સ્વ૦ શા. અમીચંદ મોતીચંદ ઝવેરી**

| જન્મ: | | અવસાન: |
|---|---|---|
| સંવત્ ૧૯૦૨ આસો વદ ૧. | * | સંવત્ ૧૯૯૫ માઘ વદ ૧૦. |

Shri Nawar P. Press, Bombay 4

અંબાજીના પરમભક્ત

# સ્વ. શ્રી. અમીચંદ ઝવેરી

નો

# જીવનપરિચય

---

અંબાજીના છંદ તથા ચંડીપાઠના સુપ્રસિદ્ધ રચનાર અને સુરતની ધર્મનિષ્ઠ પ્રજામાં 'અમીચંદ કાકા'ના નામે સર્વત્ર પ્રસિદ્ધિ પામેલા શ્રી અંબામાતાજીના પરમ ભક્ત સ્વ. શ્રી. અમીચંદ મોતીચંદ ઝવેરીનાં જીવનનો સંક્ષિપ્ત પરિચય અત્રે રજુ કરીએ છીએ.

શ્રી. અમીચંદ મોતીચંદ ઝવેરીનો જન્મ દશા શ્રીમાળી જૈન વણીક જ્ઞાતિમાં સુરતમાં સંવત્ ૧૯૦૨ના આસો વદ ૧ એટલે સુરત શહેરનું જે એક વિશિષ્ટ પર્વ ગણાય છે તે 'ચંદની પડવા'ના મહા પર્વને દિવસે થયો હતો. એમના જન્મ વખતે એમના કુટુંબની આર્થિક સ્થિતિ સાધારણ સારી ગણાતી. પરંતુ એમની ૧૫ વર્ષની નાની ઉગતી વયમાંજ એમનાં કુટુંબ પર કાળનો કોપ થયો અને એમના માતા, પિતા, કાકા વિગેરે કુટુંબના વડીલો આ ફાની દુનિયાનો ત્યાગ કરી એક પછી એક સ્વર્ગે સીધાવ્યા અને કુટુંબની ધુંસરી હજી તો બાળક ગણાતા અમીચંદને શીરે આવી પડી. આજથી લગભગ

૭૫ વર્ષની આ વાત છે એટલે તે જમાનામાં જ્ઞાતિનાં બંધનો અને રૂઢીઓએ એટલા બધા ઉંડા મૂળીઆં પેસાડી દીધાં હતાં કે તેની સામે કોઇપણ ભાગ્યેજ થઇ શકતું. અને તે વખત એવી માન્યતા જડ થઇ ગઇ હતી કે બાપનું બારમું અને સ્ત્રીનું શ્રીમંત કરવુંજ પડતું. તે જમાનોજ એવો હતો અને સર્વ-કોઈ જ્ઞાતિનાં બંધનો રાજીખુશીથી સ્વીકારતા અને ભાગ્યેજ તેની સામે માથું ઉંચકતા. આમ એક પછી એક કુટુંબીઓ ગત થવાથી બાળક અમીચંદને પોતાના બાપદાદાઓની મિલ્કતને બોજામાં નાંખીને પણ જ્ઞાતિરૂઢીઓને વશ થઇ પોતાનાં ગત સ્વજનો પાછળ જ્ઞાતિજમણો આપવા પડ્યાં, અને પંદર વર્ષ જેટલી નાની ઉંમરે એક ભાઈ તથા બે બ્હેનના ભરણપોષણનો બોજો પણ એમને શીરે પડયો. પણ સાહસિક અને ખંતીલા અમીચંદ તેથી કાંઇ ગભરાઈ જાય તેમ નહોતું. દરેક કઠણ પ્રસંગે તેઓ પોતાની ઈષ્ટદેવીની પ્રાર્થના કરતા અને માતાજીની કૃપાથી તેમની દરેક મુશ્કેલીઓનો અંત આવી જતો. નાનપણથીજ એમને ઈષ્ટશક્તિ અંબાજી પ્રત્યે અનન્ય ભાવ અને શ્રદ્ધા હતાં.

<u>ધંધાની શોધ.</u>

એમના બાપદાદાનું અસલ ઘર આમલીરાનમાં નર્મદ ચકલા આગળ આવેલું છે. શ્રી. અમીચંદે પોતાના પિતાશ્રીનાં અવસાન પછી ભાતના દલાલને ત્યાં કામકાજ કરવા માંડયું અને પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા. આ સાથે તેઓએ એક શરાફી પેઢીમાં પણ ચીઠ્ઠીપત્રી તથા પાટીનું કામ સ્વીકાર્યું

હતું. આમ થોડો વખત ચાલ્યું, પરંતુ શ્રી. અમીચંદની મહત્વકાંક્ષાઓ સંતોષાય તેમ નહતું અને તેથી વધુ સારી ધનપ્રાપ્તિ થાય તેવા કોઇ અન્ય હુન્નરની શોધ તરફ તેમણે પોતાનું દ્રષ્ટિબિંદુ ઠેરવ્યું.

આજથી લગભગ પોણોસો વર્ષ ઉપર એક જમાનો એવો હતો, કે સમસ્ત હિન્દુસ્તાનમાં બલ્કે સારી દુનિયામાં સુરતના ઝવેરીઓની ખ્યાતિ આગળ પડતી હતી અને સુરતની જૈન કોમમાં જેટલા ઝવેરીઓ પાક્યા છે તેટલા ભાગ્યેજ બીજી કોમોમાં હશે. સુરતમાં તે અરસામાં ઈચ્છારામ હીરાઘસુ નામના એક કીસબી કારીગર આમલીરાનમાં રહેતા હતા. શ્રી. અમીચંદ તેમની પાસે બેસતા અને હીરાઘસુનો હુન્નર શીખી લેવાની મનમાં આકાંક્ષા સેવતા, પરંતુ ઇચ્છારામ હીરાઘસુ પોતાનો હુન્નર કોઇને શીખવી પોતાની મહત્તા ઓછી કરવા તૈયાર નહોતા. છતાં બાળક અમીચંદે પોતાની ખંત અને ચતુરાઇથી એ હુન્નર કેવી રીતે હસ્તગત કર્યો તે બીનાની પણ આ સ્થાને નોંધ લેવાનું યોગ્ય ધારીએ છીએ. હકીકત એવી છે કે શ્રી. ઇચ્છારામ હીરાઘસુ પોતાની સરાણ પર બેસી કામ કરતા અને પોતાનો હુન્નર કોઇને પણ શીખવતા કે બતાવતા નહિ. આ ધંધો શીખાય તોજ કુટુંબની અને પોતાની ઉન્નતિ થાય એમ શ્રી. અમીચંદને લાગ્યું અને કોઇપણ સંજોગમાં એ ધંધો હસ્તગત કરવાની પેરવીમાં તેઓ પડ્યા. નાનપણથીજ એમની બારીક અવલોકન શક્તિ હતી, એટલે તેમણે ઇચ્છારામ હીરાઘસુનાં જેવાંજ અંગુર તથા સરાણ વિગેરે સાધનો લુહાર

પાસે તૈયાર કરાવી પોતાની નવી સરાણુ પર તુવેરની દાળ તથા કાચના ટુકડાઓ ઉપર પહેલ પાડવાના અખતરાઓ કરવા માંડ્યા. આ તેમના અખતરાઓમાં પણ શ્રી. અમીચંદ ઇષ્ટ-દેવી અંબાજી માતાની આરાધના અનન્ય ભક્તિભાવથી કરતા, અને ધીમે ધીમે પોતાની ઝીણવટ શક્તિથી પોતાના આ નવા હુન્નરમાં તેમને ફત્તેહ અને યશ પ્રાપ્ત થતાં ગયાં. ધીમે ધીમે માણેક, પોખરાજ અને નીલમ ઉપર પણ પહેલ પાડવાનું કામ તેમણે જાહેર રીતે શરૂ કર્યું, અને ધીમે ધીમે તેમાં પ્રગતિ કરી હીરાઘસુનો ધંધો જમાવવા માંડ્યો, અને યશ અને લક્ષ્મી બંનેની પ્રાપ્તિ થવા માંડી. આમ લગભગ ૨૦ વર્ષની એમની ઉંમર થઇ હશે એટલામાં ઓરપાડમાં તેમની જ્ઞાતિના એક શ્રીમંત કુટુંબમાં કલ્યાણદાસ નારણદાસને ત્યાં એમનું પ્રથમ લગ્ન થયું. લગ્ન પ્રસંગને બડી ધામધુમથી ઉકેલવામાં આવ્યો. પરંતુ લગ્ન પછી છ મહિનામાંજ તેમનાં પત્નીનું અવસાન થયું, અને પ્રથમ લગ્નના બોજામાંથી હજુ ભાગ્યેજ પત્યા એટલામાં ભૂજબળથી ભાગ્ય પરિક્ષા કરવા નિકળેલા અમીચંદ ઉપર આ નવો ફટકો પડ્યો. પરંતુ ગમે તે વિપત્તિ સામે તેઓ અંબાજીમાતા ઉપર અખંડ શ્રદ્ધા રાખતા અને પોતાના ધંધામાં મશગુલ રહેતા.

૨૬ વર્ષની ઉંમરે તેમના બીજા વિવાહ તેમના પ્રથમ પત્નીના સગામાં એટલે કલ્યાણચંદ નારણદાસની ભાણેજ અને કલ્યાણચંદ અમાઇદાસની પુત્રી શ્રી. રતનબેન સાથે થયાં. અને લગ્ન થયાં પછી એમનાં કુટુંબની સ્થિતિમાં અને ધાર્મિક

પ્રગતિમાં ઘણો સુધારો થતો ગયો અને જે અમીચંદ અત્યાર સુધી હીરાઘસુ તરીકે ઓળખાતા હતા તે હવે ઝવેરી તરીકે ઓળખાવા લાગ્યા. આજે પણ સ્વ. અમીચંદ મોતીચંદ ઝવેરીની ખ્યાતિ અજાણી નથી. એમનો હીરા માણેક અને ઝવેરાતનો ધંધો ઘણોજ વૃદ્ધિ પામવા લાગ્યો અને અંબાજી માતા પર પણ તેમને પોતાને આસ્થા હજાર ઘણી વધવા માંડી. અને અંબાજી માતામાં સંવત્ ૧૯૨૭ થી દર આસો શુદી ૫ થી ૯ સુધી છંદ બનાવી ગાવાનું શરૂ કર્યું. અને આ તેમનો અચળ નિયમ અને નિશ્ચય કદી તૂટ્યા નહોતાં.

એક પ્રસંગ એવો પણ બનેલો કે તેઓ ઘણા બીમાર હતા છતાં પણ માતાજીના ભાવિક ભક્તો એમને ખુરશીમાં બેસાડીને છંદ ગાવા લઇ ગયા હતા. આટલા બધા એમના છંદો સુરતની આબાલ વૃદ્ધ અને સર્વ કોમોમાં પ્રિય થઇ પડ્યાં હતા.

ઉત્તરોત્તર પ્રગતિ.

શ્રી. અમીચંદના દ્વિતિય લગ્ન પછી તેમને ઉત્તરોત્તર ધનલાભ, ધર્મલાભ અને કિર્તિલાભ મળતો ગયો. પોતાના ઝવેરાતના ધંધામાં લક્ષ્મીદેવીએ પોતાની કૃપાનો કળશ ઢોળવા માંડયો અને પોતાના હીરા, માણેક, મોતી, પન્ના, પોખરાજ વિગેરેના ધંધાની પ્રગતિને અર્થે તેમણે "જન્ના પન્નાની હીરાની ખાણો" સુધીની કપરી મુસાફરીઓ પણ કરી હતી. આમ ધન અને યશ વૃદ્ધિ સાથે કુટુંબમાં પણ વૃદ્ધિ થતી ગઇ. અને શ્રી. અમીચંદ મોતીચંદ ઝવેરીના કુટુંબમાં આજે

એમના ત્રણ પુત્રો શ્રી. ખુબચંદભાઇ (૬૦), શ્રી. ચુનીભાઇ (૫૬), શ્રી. હેમચંદભાઇ (૪૨) અને એક પુત્રી શ્રી. વીજકોરબેન (૪૯) છે. અને પુત્રોને ત્યાં પુત્રો અને પુત્રીને ત્યાં પુત્રો છે. અને પ્રપૌત્ર પણ છે. આવું અલૌકિક કુટુંબ સુખ ભોગવવા તેઓ ભાગ્યશાળી નીવડ્યા છે. આ સઘળા પુત્રોએ પણ આજે પોતાના પિતાની ખ્યાતિમાં વધારો કર્યો છે. એમના વડીલ પુત્ર શ્રી. ખુબચંદભાઇ હાલ નિવૃત્તિ ભોગવે છે અને આંખનું દવાખાનું પણ ચલાવે છે. જેમાં ધનપ્રાપ્તિ કરતાં લોકસેવાનો આદર્શ વધુ સચવાય છે. બીજા પુત્ર શ્રી. ચુનીભાઇએ મોતી તથા ઝવેરાતના ધંધાને અંગે અરબસ્તાન, સીલોન અને એડન સુધીની મુસાફરીઓ કરી હતી. તેઓ સુરતમાં જૈન એન્જીન પ્રિન્ટીંગ પ્રેસના સ્થાપક હતા. અને હાલમાં મુંબઇમાં નટવર પ્રિન્ટીંગ પ્રેસ ચલાવે છે. આ ધંધા કરતાં પણ એક અતિ ચમત્કારિક શોધ તેમણે કરી છે. તેમણે શોધેલી આંખની દવા અને પાઉડરથી હજારો દર્દીઓનાં આંખનાં દર્દો દૂર થયાં છે અને આંખનાં ચશ્માનાં નંબરો ઉતરી ગયા છે. આ માટે તેમની જાહેર તથા ખાનગીમાં પ્રશંશાઓ પણ થઇ છે. અને તેમની આ શોધની ખ્યાતિ છેક મહાત્માજીની કુટિર સુધી પણ પહોંચી હતી. એટલે આ સૌથી સાદા અને નમ્ર ચુનીભાઇએ પણ પોતાની આ શોધથી જનસેવા કીર્તિ અને ધનલાભ સાથે સાથે મેળવ્યાં છે.

ત્રીજા પુત્ર શ્રી. હેમચંદભાઈ પણ આજે ઘણી સુખી સ્થિતિ અને જાહોજલાલી ભોગવી રહ્યા છે. મુંબઇના શેર

બજારમાં તેઓ પોતાનું કાર્ડ ધરાવે છે. અને વીલેપારલામાં પોતાનો બંગલો ધરાવે છે.

આ આખું કુટુંબ લક્ષ્મીદેવીની કૃપા થવા છતાં એ આદ્ય-શક્તિ ઇષ્ટદેવી અંબાજી માતા પ્રત્યેની ભક્તિમાં સ્હેજ પણ ન્યુનતા આવવા દીધી નથી.

માનપત્ર સમારંભ.

શ્રી. અમીચંદના ચંડીપાઠના છંદ તથા ભેદ અભેદ શક્તિના છંદ સાંભળી મહાત્મા યોગાનંદજી મહારાજ, શ્રી. જનાર્દન વિરભદ્ર પાઠકજી, જાગીરદાર શ્રી તારાશંકર જોશી તથા શા. ચુનીલાલ વ્રજલાલ પઠાણે યોગાનંદજી મહારાજની કથામાં તથા બાલાજીમાં શ્રી. અમીચંદને તેમનાં સીલ્વર જયુબીલી (રજત મહોત્સવ)ની ઉજવણી કરી માનપત્ર આપ્યું હતું, તેનો સંવત્ ૧૯૯૫ નાં માગશર શુદ ૨ ને ગુરૂવારે શ્રી. અમીચંદ કાકાએ જે પ્રત્યુત્તર વાંચ્યો હતો તેની નોંધ લીધા વીના ચાલે તેમ નથી. શ્રી. અમીચંદ કાકાએ ભાવપૂર્વક જણાવ્યું હતું કે, મારી આજે ૮૪ વર્ષની ઉમર થઇ છે, તેમાં સ્વપ્નામાં પણ આ માનપત્ર મળવાનું છે એમ જાણતો નહતો. મેં આ ૬૦ વરસ અંબાજી માતાના છંદ નવરાતરમાં ગાયા, ભક્તિ કરી તેમાં નિર્ગુણ સ્વગુણ અને આત્મજ્ઞાની ચંડીપાઠના છંદ ગુજરાતીમાં કરી ગાયા તેમાં એક પણ નવ-રાતર પડયું નથી, તો તે મારી માજીનો પ્રતાપ છે. જેમ રસોઇઓ રસોઇ બનાવે તેલ મસાલો ખુબ નાંખે પણ જ્યાં સુધી મીઠું પડે નહિ ત્યાં સુધી ફીકકું લાગે, તેમ મીઠા રૂપી

માજીની મહેરથી છાયા પડે નહિ ત્યાં સુધી વાણીમાં લોકોને પ્રેમ થાય નહિ તેથી જ્યારે માજીની મહેરબાનીથી છાયા પડે છે તેનો લોકોને પ્રેમ ઉત્પન્ન થાય છે. આ માનપત્ર મને નહિ પણ મારી અંબામાને છે કારણ કે મારી બુદ્ધિમાં વધારો કરી કંઠપર આવી એના ગુણ ગવાડે છે ને હું ગાઉં છું તેમાં માનો પ્રતાપ છે. વળી ઘણી હલકી વર્ણો બાધા લઈ ગોત્રજ આગળ બકરાઓનો ભોગ આપતા હતા તે વિષે માતાએ બુદ્ધિ આપવાથી 'દુઃખહરણ' નામની તથા 'સાધુ સમાગમ' નામની મારી ચોપડીઓ વાંચવાથી ઘણા સુધરી ગયા છે. ને હિંસા કરતા બંધ થયા છે. એ પ્રતાપ માજીની ભક્તિનાં છે. આ જોઇ જે કોઈ ભક્તિ રાખી દ્રઢ વિશ્વાસ રાખશે તેનાં કામ માજી સિદ્ધ કરશે.

મુંબઈમાં સંવત્ ૧૯૮૫ના માગશર સુદ ૫ ને રોજ મુંબઇના "ભગવતી મંડળ" તરફથી પણ અમીચંદકાકાને માનપત્ર આપવામાં આવ્યું હતું અને બીજું માનપત્ર શક્તિસેવક મંડળ નડીઆદ તરફથી મુંબઇમાં કાલબાદેવીમાં સંવત્ ૧૯૮૯ ના અસાડ સુદ ૧ ને રોજ પંડ્યા નર્મદાશંકર તથા દેશાઇ મગનલાલ છોટાભાઇ તરફથી માનપત્ર આપવાનો એક સમારંભ યોજાયો હતો. તેમાં દાંતા સ્ટેટના મહારાજાના કાકા શ્રી. નારાયણસિંહ મહારાજ પણ પધાર્યા હતાં. ત્રીજું માનપત્ર મુંબઇવાળા શેઠ નાનાભાઇ મંછારામ તરફથી પણ આપવામાં આવ્યું હતું, આમ અમીચંદકાકાની દેવી ભક્તિનો પ્રભાવ ચોમેર પ્રસર્યો હતો. એમ આ માનપત્રનાં સમારંભનો સૂર સ્પષ્ટ કથે છે.

અંબાજીમાં ટકોરખાનું.

શ્રી. અમીચંદકાકાએ માતાજી પ્રત્યેનો પોતાનો અનન્ય ભક્તિભાવ અવિચળ કાયમ રાખવા સંવત્ ૧૯૫૫ના આસો વદ ૧૦ ને દિવસે સુરતમાં અંબાજી માતામાં ટકોરખાનું બંધાવી શ્રી. અંબાજીને અર્પણ કર્યું છે. અને ટકોરખાનાના કાયમના નિભાવ માટે દુકાનોનું ભાડું આવે એવી વ્યવસ્થા કરી છે.

જન્ના પન્નાની ખાણોમાં.

આ પ્રસંગ ઉપરથી પણ વાંચકોને ખાત્રી થશે કે શ્રી. અમીચંદ કાકાને માતાજી પર કેટલી અનન્ય શ્રદ્ધા હતી. એક પ્રસંગે તેઓ જન્નાપન્નાની ખાણોમાં હીરાના વેપાર અર્થે ગયેલા ત્યારે જે ચોબાને ત્યાં તેઓ ઉતરેલા તે ચોબાના ઘરમાં સ્ત્રીને ભૂતપ્રેત વળગ્યું અને ભૂતપ્રેતની શાંતી અર્થે ભૂવા જતી પણ બોલાવ્યા પરંતુ તે બધા યત્નો વ્યર્થ ગયા. કહે છે કે શ્રી. અમીચંદ કાકાએ પોતાની ઇષ્ટદેવી અંબાજી માતાનું સ્મરણ કરી એક પ્યાલામાં પાણી લીધું અને તે ચોબાની પત્નીને પાયું અને બાઇની પ્રકૃતિ એકદમજ સુધરી અને આ ખરેખર એક ચમત્કાર ગણાયો!

બીજો ચમત્કાર.

બીજો ચમત્કાર કહે છે કે એવો બન્યો હતો કે શ્રી. અમીચંદકાકા એક વખત ઘણાજ બીમાર પડ્યા તેમને ભગંદરનું દર્દ થયું અને ભગંદરનું ઓપરેશન કરાવ્યું પણ ડાકટરોએ બીજીવાર ઓપરેશન કરવાની સલાહ આપી અને બીજું ઓપરેશન નહિ થશે તો તબીયત ગંભીર થશે એમ

જણાવ્યું. શ્રી. અમીચંદકાકાએ રાતના પોતાની ઇષ્ટદેવી શ્રી અંબાજીમાતાની સ્મૃતિ કરી અને બીજી સવારે ઓપરેશન કરવા તૈયારી માટે કંપાઉન્ડર નવનીતલાલ તથા સીવીલ સરજ્યન ડાકટર મણિલાલ બ્રહ્મખત્રી આવીને જુએ છે તો દર્દીને એકદમ આરામ થઇ ગયો હતો અને ઓપરેશન કરવાનું બંધ રહ્યું. શ્રી. નવનીતલાલ (જેઓ હરીપુરા કોંગ્રેસ વખતે કોંગ્રેસ હોસ્પીટલમાં સેવા બજાવતાં સ્વર્ગવાસી થયા હતા)થી સ્હેજે બોલી જવાયું કે એ તો માજીનો ચમત્કાર થયો! આ પણ એક અતિ ચમત્કારીક ઘટનાજ કહેવાય.

મોટી અંબાજી સંઘ ગયો.

શ્રી. અમીચંદકાકા અંબાજીના પરમ ભક્ત હતા. અને તેમની કીર્તિ આરાસૂરવાળા અંબાજી માતાના અનન્ય સેવક શ્રી. દાંતા નરેશ સુધી પહોંચી અને તેમણે શ્રી. અમીચંદ કાકાને પોતાના ભકત સંઘ સાથે મોટા અંબાજી પધારવા આમંત્રણ આપ્યું. અને સુરતથી સંઘ નીકળ્યો અને તેને માટે દાંતા નરેશે કોઇ રાજવંશી મહેમાન પધારતો હોય તેટલી બધી મહેમાનગીરી કરી. અને શ્રી. અંબાજી માતાને મંદિરે સંઘ પહોંચ્યો ત્યારે લગભગ બપોરે બે વાગ્યા હશે; છતાં પણ શ્રી. અંબાજી માતાનાં દ્વાર તેનાં આ અનન્ય ભક્ત તથા મંડળી માટે ખુલી ગયાં હતાં. ખુદ દાંતા નરેશને માટે પણ જે પ્રથાનો ભંગ થતો નથી, તેટલું માન શ્રી. અમીચંદ કાકાને મળ્યું અને અંબાજી માતાનાં દ્વાર તેમને દર્શન દેવા માટે બપોરે પણ ખુલી ગયાં હતાં! ખરેખર, આ પણ એક ચમત્કારીક ઘટનાજ

કહેવાય! અને શ્રી. અમીચંદ કાકાની વિનંતિથી શ્રી. દાંતા નરેશે જૈનો પાસેથી લેવાતો † મુંડકા વેરો પણ માફ કર્યો. આ બનાવ પણ જૈન જગત માટે એક ચમત્કાર સમોજ લેખાય!

આંખો સારી થઇ.

એક પ્રસંગે શ્રી. અમીચંદ કાકાની આંખો દુઃખવા આવી અને ડાકટરોએ આંખ માટે નિરાશાજનક અભિપ્રાય આપ્યો. શ્રી. અમીચંદ કાકા ઘણાજ મુંઝાયા અને અંબાજી માતા સમક્ષ જઇ ઘણું કરગરી પડી, આખી રાત છંદ રચી ગાયો (જે છંદ પાછળથી છપાયો છે) અને મળસ્કે તેમને માતાજીનો સાક્ષાત્કાર થયો, જે આંખો માટે ડાકટરોએ આશા છોડી હતી તે અસલ જેવી થઇ ગઇ. અને ત્યાર પછી તો ઘણા છંદો રચાયા. આમ શ્રી. અમીચંદ કાકાને સ્વપ્નામાં માતાજીનાં દર્શન થતાં અને તેમની કૃપા વડે તેઓ પોતાના છંદો રચતા.

શ્રી. અમીચંદ કાકાને જ્યોતિષનો પણ ભારે શોખ હતો અને તેઓ જે પ્રશ્નોમાં જોશીઓ ગોથાં ખાતા તેવા પ્રશ્નોમાં જોશીઓને પણ સલાહ આપતા:

લગ્ન પ્રસંગે અંતકાળ.

શ્રી. અમીચંદ કાકા ૯૩ વર્ષની વયે ચાલુ સાલના મહા વદ ૧૦ ને સોમવારને રોજ બપોરે બે વાગે સ્વર્ગવાસી થયા. બીજા દિવસે તો તેમના પુત્ર ચુનીલાલના પુત્ર ઇશ્વરલાલનો લગ્ન પ્રસંગ હતો અને ભાગ લેવા માટે તેમનું સમસ્ત કુટુંબ

---

† મુંડકા વેરા ઉપરાંત જૈનો પાસથી માણસ દીઠ જે ૬ આના કર લેવાતો હતો તે માફ કર્યો છે, તે વીશે જુઓ પાને ૧૩ મે.

સુરત આવ્યું હતું. એટલે પોતાનાં પુત્રો, પુત્રી, પુત્રોનાં પુત્રો અને પુત્રીનાં પુત્ર પુત્રીઓની હાજરીમાંજ સ્વ. અમીચંદ કાકાએ પોતાનો દેહ તજ્યો. શ્રી. અમીચંદ કાકાએ મૃત્યુ સમયે એવી ઈચ્છા પ્રદર્શીત કરી હતી કે મારા રચેલા અંબાજીના છંદ તથા ચંડીપાઠના ભજનોમાંથી મેં કદી પણ દ્રવ્યલાભનો આશય રાખ્યો નથી અને ભવિષ્યમાં પરોપકારાર્થે જે કોઈ એ ભજનો અને છંદો છાપશે યા છપાવશે તો તેમાં મારા વારસો પોતાની સંમતિ જરૂર આપશે.

અંબાજી માતાના આ પરમ ભકત શ્રી. અમીચંદકાકા આજે આપણી વચ્ચે નથી છતાં પણ જ્યાં સુધી એમનાં રચેલાં અંબાજીનાં છંદ તથા ચંડીપાઠના સ્તોત્રો સુરતના ધર્મપ્રિય પ્રજાના કંઠે રમી રહ્યાં છે ત્યાં સુધી શ્રી. અમીચંદ કાકા પણ અમરજ છે!

સુરતના "દેશીમિત્ર" રવિવાર તા. ૫-૩-૩૯ માંથી
ઉતારો— પાનું ૧૭ થી ૨૦.



RAI BUDREE DAS BAHADOOR & SONS
MOOKIMS & COURT JEWELLERS
DIAMOND PRECIOUS STONE PEARL AND CURIO MERCHANTS
TELE ADDRESS BAHADOOR CALCUTTA
TELEPHONE B B 1408

MOOKINS' JAIN TEMPLE GARDEN,
SYAMBAZAR.
Calcutta. [illegible] 193[illegible]

श्रीयुत सेठ अमीचन्दजी मोतीचन्दजी
गोपीपुरा सूरत

माननीय महाशय,

बंगाल के श्वेताम्बर संघ के प्रतिनिधि की हैसियत से मैं यह पत्र आपकी सेवा में भेजता हूं और आपको निवेदन करता हूं कि

फागुन वदी ७ मंगलवार ता. ६-२-२८ ई. को बंगाल के श्रीसंघ की मीटिंग यहां पर हुई उसमें ठहराव हुआ कि श्री कुंभारियाजी से श्री आबूजी जाने वाले जैन यात्रियों से जो दांता नरेश ०-१३ रु. आना प्रत्येक यात्री वसूल करते थे और आप के प्रयत्न से वह अब उन्होंने मुआफ कर दिया है और वसूल नहीं किया जाता है उसके लिये दांता नरेश को व आपको धन्यवाद का पत्र भेजा जावे, अतएव सहर्ष आपको लिखा जाता है कि आपने जो इस कर के मुआफ कराने में अपना अमूल्य समय खर्च कर संघ की और धर्म की सेवा की उसके लिये हमलोग आपको धन्यवाद देते हैं और इसके लिये समाज आपकी अति आभारी है.

भवदीय
राम कुमार सिंह

નગરશેઠ હાઉસ નાણાવટ

સુરત તા. ૧૯-૨-૧૯૩૪

મહેરબાન રા. રા.

શેઠ અમીચંદ મોતીચંદ ઝવેરી.

મુ. સુરત.

સંઘપતી બાબુભાઇ ગુલાબભાઇ નગરશેઠ વગેરેથી જય જીનેન્દ્ર સાથે લખવાનું કે આપે નેકનામદાર મહારાજાધિરાજશ્રી મહારાણાશ્રી ભવાનસીંહજીને પ્રસન્ન કરી જાત્રાએ જતા જૈન યાત્રાળુઓ પાસેથી માથા દીઠ ૭ આના. મુડકા વેરો લેવાતો હતો તે માફ કરાવ્યો, તેથી અત્રેનો શ્રીસકળસંઘ તા. ૧૮-૨-૩૪ને રોજ મળ્યો હતો, તેમાં નીચે મુજબનો ઠરાવ ~~[illegible]~~ કર્યોછે. તે આપની જાણ વાસ્તે લખી મોકલ્યોછે.

ઠરાવ

" શ્રીસુરતનો સકળ સંઘ ઠરાવ કરેછે કે ઘણા વખતથી અંબાજી કુંભારીઆજીની જાત્રાએ જતા જૈન જાત્રાળુઓ પાસેથી મુડકા વેરાના ૭ આના વધારાના કર તરીકે લેવામાં આવતા હતા. પણ આપણા સુરતના રહીશ શેઠ અમીચંદ મોતીચંદ ઝવેરીએ દાંતાના મહારાણા ભવાનસીંહજીને પ્રસન્ન કરી માફ કરાવ્યોછે તે બદલ આ સંઘ તેમને આભાર સહીત અભીનંદન આપેછે. "

Babubhai Gulabbhai Nagarsheth.

ધી નગરશેઠ એન્ડ સંઘપતિ સુરત.

## શ્રી અંબિકાના પરમ ભક્તરાજશ્રી

# શ્રી. અમીચંદ મોતીચંદ ઝવેરીનું

## સ્વર્ગગમન.

આ ભક્તરાજશ્રીનો જન્મ સંવત્ ૧૯૦૨માં થયેલો તેઓ સુરત શહેરના વતની હતા. ભગવતી પ્રત્યે તેમની પૂર્ણ શ્રદ્ધા પ્રેમની જાગૃતિ બાલ્યાવસ્થામાંથીજ થયેલી હતી. જેમ બાલાના પરમ ભક્ત શ્રી વલ્લભભટ્ટ અભણ છતાં ભગવતીના સાક્ષાત્કારથી વિદ્વતા ભરેલાં અજોડ કાવ્યો રચી ગયા તેવીજ રીતે આ ભક્તશ્રીએ અનેક છંદ કાવ્યો રચી શક્તિજગત પર મહાન ઉપકાર કર્યો છે.

દસ વર્ષપર મંડળ સમયની પ્રવૃત્તિ સમયે મુંબાઇ ખાતે પ્રવચન કરવા ગયેલ ભાઇશ્રી કેશવલાલને તેમનો પ્રથમ સમાગમ થયેલો. આ પ્રસંગે તેમણે ભગવત–ભગવતીની ઐક્યતાનો પ્રશ્ન કરેલો તેના જવાબમાં ભકતરાજે એવો સચોટ પ્રત્યુત્તર આપેલો કે, "ભગવાન ને ભગવતી એક ખરાં પરંતુ તે સ્ત્રી–પુરૂષના સંબંધ તરીકે નહિ પણ ભગવતી એટલે ભગવતનાથી યે પહેલી એટલે તે તેની જનેતા. તે વીતી ગઈ, થઈ ગઇ તેથી તે ભગવતી."

ભગવતીની આ સમજ શક્તિ જગત માટે ખરેખર ઉમદા નીવડી. સમગ્રની કર્તા તે માતાનું શ્રેષ્ટપણું, વિશાળ દ્રષ્ટિએ નિહાળતાં આજે માઇ સ્વરૂપે ઓળખવામાં આવ્યું.

જાહેર સભામાં ભકતરાજશ્રીએ છંદની શરૂઆત કરતાં તેમના ભાવનાશાળી ઓજસભરેલા મુખારવિંદપર સાચી શકિત

વાસની જે રેખાઓ તરી આવતી હતી તે જોઇને ભલભલા રાજવીઓ તથા શ્રીમંતો તેમના ભકતરાજશ્રીના ચરણે પડી તેમની કૃપા પ્રસાદી મેળવવા લાગ્યા. જગદંબાના માતૃપ્રેમથી ઉભરાઇ જતું તેમનું અંતર કેશવલાલે પ્રત્યક્ષ નિહાળ્યું હતું. ભકિતરસથી છલકાતું, અપૂર્વ ઓજસથી ભરાતું તેમનું હૃદય અને ઉર્મિ જેમણે એક વખત નિહાળ્યાં છે તે તો જીવનભરમાં કદી ભૂલે એમ નથી.

આ ભકતરાજશ્રીને જગદંબાનો સાક્ષાત્કાર હતો પછી તેમનું જીવન કેટલું દેદિપ્યમાન અને સુખ–સમૃદ્ધિમાં વિત્યું હશે તેની કલ્પના કરવાની હોયજ ક્યાંથી? માની કૃપાથી તેઓશ્રીએ પરોપકારનાં અને સેવાનાં અગણિત કાર્યો કર્યાં છે જેથી શકિત–જગતનો એ સિતારો આજે ભલે પૃથ્વીપટેથી સરી ગયો છે પરંતુ શક્તિ–પ્રેમીઓના અંતરપટેથી કદી યે નહિ ખસે !

તેઓશ્રી ૯૩ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી સંવત્ ૧૯૯૫ના માઘ વદી ૧૦ ને સોમવારના રોજ ભગવતીના ચરણ સમીપમાં સદાને માટે બીરાજી ગયા છે.

માના લાડીલા પુત્રને તો ત્યાં શાંતિજ હોય છતાં લૌકિક રીતે આપણે માની પ્રાર્થના કરી શકીએ કે તેમના અમર આત્માને શાંતિ અર્પે.

માઇ સેવક,

**શા. સોમચંદ અંબાલાલ.**

નડિઆદના "શક્તિ" માસિકના
તા. ૩-૫-૩૯ના અંકમાંથી ઉતારો–પાનું ૩૩૭.

---

## મહાન દેવી ભક્ત અમીચંદના જીવનની
## એક યાદગાર રજની

---

# "એ દિનોની યાદી" શ્રી માણેકલાલ શંકરલાલ રાણાં

---

આજે વિક્રમ સંવત્ ૧૯૯૩ ની આશ્વિન સુદ ૮ એટલે દુર્ગાષ્ટમી હતી. સુરતના શ્રી અંબાજીમાતાના મંદિરના ચોકમાં છેક સવારથી છલકાઈ જતું માઇપ્રેમી ભક્તજનોનું દર્શનાભિલાષી પુર, સંખ્યા થયા છતાં હજુ સમ્યું ન હતું. આખરે માતાની આરતીનો વખત થયો. હંમેશના નિયમસર હાજર રહેવાવાળા આરતીના અનુરાગીઓએ પધારો કરી મંદિરના ચોકમાં બેસી ગયા. "શ્રી અંબેમાતકી જય"ના ત્રિપણુ જયનાદ સાથે ભક્તજનોના કંઠમાંથી:

> "જય આદ્યા શક્તિ મા જય આદ્યા શક્તિ;
> અખંડ બ્રહ્માંડ ઉપજાવ્યા (૨) પડવે પંડે મા.
> જયો જયો મા જુગતઅંબે."

આરતી સમાપ્ત થઇ. ભક્તોએ માજીના છંદ ગાવા શરૂ કર્યા. આજે એ ગાયકવૃંદોના હૈયાં પરમ આનંદમાં નૃત્ય કરતાં હતાં. કેમકે તેઓ જેના છંદ ગાતા હતા, તે છંદોના કર્તા આજે સાક્ષાત્ તેમની સમક્ષ પધારવાના હતા. આસપાસ ઉભેલી જનતા પણ તેજ પ્રમાણે આતુર નયને કોઈના આવવાની રાહ જોતી કાગનાડોળે ઉભી હતી. ઘડી ઘડીએ "એ આવ્યા,

ભકતરાજ આવ્યા"ની બૂમો પડતાં સઘળી માનવમેદની ખળ-ભળાટ મચાવી મૂકતી.

જનતા જેના આવવાની માર્ગપ્રતિક્ષા કરતી હતી તે મહાન ભિભૂતિ તે દેવીના લાડીલા ભકતરાજ શ્રી અમીચંદ હતા. જેને સારૂં સુરત શહેર "અમીચંદકાકા"ના નામથી ઓળખતું હતું. આટલી વૃદ્ધ ઉંમરે પણ તેમણે દર વર્ષ §આશ્વિન સુદ અષ્ટમીએ માતાના મંદિરમાં જઇ ચંડીપાઠ તથા છંદો ગાવાના ટેકને પ્રાણાન્તે પણ જાળવી રાખ્યો હતો.

ભકતરાજ અમીચંદની વય અત્યારે નેવું વર્ષની હતી. અવસ્થાએ તેમના શરીરનાં ગાત્રો શિથિલ થઈ ગયાં હતાં. છતાં એ જગતજનુની પ્રત્યેની પ્રેમભાવના હજુ મંદ પડી ન હતી. જેમ મરણ પથારીએ પડેલા રોગીને વૈદ તથા તેની ગુટિકા પોતાને મૃત્યુના મુખમાંથી ઉગારી લેવા આવેલા દેવ-દૂત સમી લાગે, તેમ આટલી બધી વૃદ્ધાવસ્થાએ આવી પહોંચ્યા છતાં ભકતરાજના માતૃપ્રેમમાં ન્યુનતા આવવાને બદલે દિન-પ્રતિદિન વૃદ્ધિગંત બન્યો હતો. સાઠ સાઠ વર્ષો સુધી પોતાના ટેકને અડગતાથી જાળવી રાખી અનેક સંકટો સાથે યુદ્ધ આદરી આટલી બુઝરંગ વયે ભકતરાજ માતાના મંદિરે આવી ચંડીપાઠ કરવા ચુકતા નહિ. "પ્રાણાન્તે જાળવી રાખેલો ટેક હવે નહિ રહે!" એવી પરિસ્થિતિ ઉપસ્થિત થયેલી જોઈ ભકતરાજના હૃદયમાં આત્મકલ્પાંત મચી રહ્યો હતો. માનવના જીવનમાં જો કાંઇ બહુમૂલી ચીજ હોય તો તે એક તેનો ટેકજ છે. હાય વર્ષોથી અથાગ પરિશ્રમે સંગ્રહ કરેલો

§ આશ્વિન સુદ ૮ને બદલે ચાર દિવસ ૫, ૬, ૭ અને ૯ એમ ચાર દિવસ જતા હતા.

બહુમૂલી રત્નાગર જ્યારે પોતાની આંખો સમક્ષ જ લુંટાઈ જાય ત્યારે તેના સંગ્રાહકની વેદના કેટલી દારુણ બને? ખરેખર એ દૃશ્ય અવર્ણીય અને અસહ્ય છે.

* * * *

પોતાના ઘરના એક રૂમમાં પડ્યા પડ્યા ભક્તરાજ અશ્રુ-પ્રવાહથી પોતાના જર્જરિત દેહમાં ઉંડે ઉતરી જતી આંખોને પુનઃપુનઃ એ પશ્ચાત્તાપની પતિતપાવની ગંગામાં સ્નાન કરાવી રહ્યા હતા. પોતાનો એ સાઇઠ વર્ષનો ટેક 'આજે નહિ રહે!' એ દર્દમય દૃશ્ય તેમનું હૃદય ચીરી નાખતું હતું. ભક્તરાજનો પોતાનો ટેક પ્રત્યેનો પ્રેમ અને અડગતા એક છંદમાં હજુ એમની એમ પ્રકાશી રહી છે.

"જીવતા યશ આપો દુનિયામાં, જાય હમારો ટેક નહિ;
સદા સરણમાં પાસ રાખો, મારે તુમ બીન કોઇનું કામ નહિ."

જ્યાંસુધી દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી તો ટેક ન જવા દેવો; ભલે પ્રાણ જાય પરંતુ પોતાનો ટેક અચળ રાખવો એવા નિશ્ચયમાં અડગ ભક્તરાજ મૌન બની માતાની સ્તુતિમાં અશ્રુમય આંખે લયલીન બન્યા.

એજ રૂમમાં કેટલાકો દિવસ વ્યતિત થઈ ગયા હતા. છેવટે ભક્તરાજે ડોકટર પ્રત્યે પોતાની અંતિમ ઇચ્છા દર્શાવતાં ખુલ્લું જણાવી દીધું કે, "અંબાજીમાતાના મંદિરે જવાનો મ્હારો ટેક શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી નહિ છોડું." ભક્તશ્રીની મનો વેદના જાણી ડોકટરે માથામાં ટપલા માર્યા. આવી અસહ્ય વેદનામાં ગરકાવ

થયેલા પરમભકતશ્રી પોતાની દેવી પ્રત્યેની શ્રદ્ધામાં જીવન પર્યંત એમના એમજ અચળીત રહેશે! ડોકટર તેમની અટંકી ભાવના આગળ ગદ્દગદીત બન્યા.

"દાદા! આપનાથી માતાના મંદિરે જવું બીલકુલ અસંભવિત છે." ડોકટરે નિરાશા દર્શાવતાં એક ઉંડો નિશ્વાસ નાંખ્યો. "એ જગતજનુનીના ચર્ણાવિંદમાં ગમે તેવી ભગીરથ અને અસંભવિત ઘટના પણ સંભવિત છે. એમાં લેશ પણ સંશય નથી." ભકતરાજની અચળ મનોવૃત્તિના વેગને ડોકટર આધીન થયા. તેઓ પણ તેમના એ પ્રાણાન્તે જાળવી રાખેલા ટેકને તોડી શકવા શકિતમાન ન જ થયા. આખરે એ નેવું વર્ષના ગહન કાળાવધિમાં અનેક પ્રહારો સહન કરીને બીલકુલ જર્જરિત બનેલા ભકતરાજના દેહને ખુરસીમાં નાંખી મંદિરે લઇ જવામાં ડોકટરે સહાનુભૂતિ આપી.

* * * *

આજે એ દુર્ગાષ્ટમીની પવિત્ર રાત્રિ હતી, લોકો આ મહાન્ દેવી ભકતના આવવાની માર્ગપ્રતિક્ષા કરતા આંખો દુખવતા હતા. કેટલાકોએ તેમની આવી સખ્ત માંદગીના સમાચાર સાંભળીને તેમના આવવાની આશા મૂકી દીધી હતી. આશા અને નિરાશાની દોર ઉપર ઝોલા ખાતી મેદની વચ્ચે અચાનક હોર્ન વગાડતી મોટર બસ આવી પહોંચતાંજ શોર મચ્યો. ભક્તનો સત્કાર કરવા માનવોના હૈયાં હુચમચી ઉઠયાં. કોઇ ભાંગી ગયેલી બહુમૂલી ચીજને જેમ જતનપૂર્વક ઉઠાવી લેવામાં આવે તેમ બસમાંથી ભક્તરાજની ખુરશીને

બહુજ આસ્તેથી ઉંચકીને બહાર કાઢવામાં આવી. તે વખતે હું પણ ત્યાં હાજર હતો. મ્હારા જીવનમાં આ પરમ દેવીભક્તનાં દર્શન પહેલાં અને છેલ્લાં કહું તો વાસ્તવિક છે, કેમકે ત્યાર પછી ભકતશ્રીને મ્હેં આંખોએ નથી જોયા.

ભક્તરાજની અવસ્થા નિહાળતાંજ મ્હારા અંતરમાં કલહ જાગ્યો, કેમકે ભકતશ્રીમાં એટલી પણ શકિત ન હતી કે તેઓ પોતે યથેચ્છે હલનચલન કરી શકે?

કોઈ કલાકારે કાચી માટીમાંથી કોઇ અજબ કળા ઘડી નાખી હોય અને તેને જતનપૂર્વક અમૂક સ્થાને ગોઠવવામાં આવે તેમ ભકતશ્રીની દેહને એક બાંધેલી ગાંસડી જેમ ઉંચકીને મંદિરના મધ્ય ભાગમાં તૈયાર કરેલી મુલામય ગાદી ઉપર અઢેલીને બેસાડવામાં આવી. મંદિર બહારનો માનવ સમુદાય મંદિરમાં સમાઇ જવા અધિર બન્યો, અંતે એ ધક્કામૂકીની પડાપડી શાન્ત પડી છતાં હજુ મ્હારા અંતરનો ઉત્પાત સમ્યો ન હતો. મ્હારૂં અંતઃકરણ એજ વાતમાં પ્રજળતું હતું કે, "આવા મહાન્ દેવીભકતને પણ આવી દર્દમય જરાવસ્થા આવી? અને તે પણ આવી અસહ્ય અને ત્રાસદાયક?" એક પ્રાચીન કવિના કાવ્યમાં અશ્રુસારતી યૌવનની નશ્વરતા યાદ આવી.

"કોને કહીએ દીલડાંકેરી વાત, હાલો હંસરાજા,
જોબન કીધાંરે મ્હારાં જાજરાંરે."

આખરે એ યૌવનનો રંગ નશ્વર બનાવ્યો છતાં ઘડપણ શા માટે આપ્યું? તે વિષે એક ભકતકવિએ સચોટ ભાવના વ્યકત કરી છે.

"ઘડપણ કોણે મોકલ્યું રે, જાણ્યું જોબન રહેશે સહુ કાળ;
ઘડપણ મોકલ્યાં રે, જાણ્યું જોબન રહેશે સહુ કાળજી."

માતાની દિવ્ય પ્રતિમા તરફ એકી નિગાહે આંખો મિલાવી જેમ પોતાની વ્હાલી માતાથી ઘણા સમયથી વિખુટા પડેલા બાળકને એ માતા પુનઃ મળે ત્યારે એ બાળ ભાન ભૂલીને માતાના હૃદયમાં સમાઇ જવા અધીર બની એ માતાથી પુનઃ વિખુટો ન પડવાનો? નિશ્ચય કરતો બાળક ફરી ફરીને માતાને એજ પૂછી રહે છે, "મા! તું ક્યાં ક્યાં ગઇ'તી? મા!........"

પોતાની એ ખોવાઇ ગયેલી માતા પુનઃ પ્રાપ્ત થઇ હોય, તેમ ભકતરાજની આંખો માતુશ્રીની દિવ્ય પ્રતિમાના દર્શનમાં તદ્રુપ બની એ જગ્તજનનીનાં ચર્ણાવિંદમાં પોતાના કૃત્યોની ક્ષમા યાચી રહી.

અનેક તર્ક-વિતર્કોના વમળમાં ગોથાં ખાધા છતાં મ્હારા ઘવાએલા હૃદયને શાંત્વન ન મળ્યું. ભકતરાજની બેઠકથી આશરે બે ત્રણ ગજના છેટે માનવમેદનીમાં સ્થિર બેસી સંતની મુદ્રા નિહાળી આંખો ભીંજવી રહ્યો હતો; છતાં મ્હારા અસ્થિર અને બેચેન હૃદયને ચેન પડતું ન હતું. પુનઃ પુનઃ એની એજ વાતો યાદ આવતી "એ માતાના હૃદયમાં એટલી પણ દયા નહિ હશે, કે પોતાના આવા લાડીલા અને વ્હાલસોયા ભકતને પણ આટલી હદે એ જરાવસ્થા દુઃખમય નિવડે?" ભકતશ્રીની અવસ્થા નિહાળતાં મ્હારી અજ્ઞાન મનોવૃત્તિ સાથે મારી પાણી આંખો એ માતુશ્રીની દિવ્ય પ્રતિમા તરફ તાકી રહી. ફકત એટલુંજ કહેવા મથતી હતી કે, "માતા તું આટલી બધી નિર્દય કેમ બની?"

પોતાના એ લાડીલા અને વ્હાલસોયા પુત્રની પરિસ્થિતિ નિહાળતાં જાણે એ કૃપાસાગર માતાનું હૃદય પણ કલ્પાંત કરી ન રહ્યું હોય! તેમ એ દિવ્ય પ્રતિમા કરૂણતા ધારણ કરી રહી છતાં મ્હારા અજ્ઞાન હૃદયમાં પ્રજળેલો કલહાગ્નિ શાન્ત ન થયો, હું તે જ્વાળામાં દાઝતો લમણે હાથ મૂકી નીચી નજરે બેસી રહ્યો હતો, ત્યાં અચાનક "અંબેમાતકી જય"ના જયનાદની ઘોષણા સાથે જાણે કોઇ બાળક અત્યંત ઝીણા અને મધુરા સ્વરે ગીત લલકારે તેમ ભક્તરાજના આટલી બધી અવસ્થા છતાં દર્દોના અસહ્ય પ્રહારો લાગ્યા છતાં તેમનો મધુર કંઠ હજુ ઘવાયો ન હતો. તેની મધુરતા હજુ કાયમ ટકી રહી હતી. એ સુકોથળ કંઠમાંથી માતાના છંદના ધ્વનિએ દેવળમાં મેદની હોવા છતાં શાન્ત બનેલા વાતાવરણને ગુંજતું કર્યું.

"આ દૂનિયામાં જે કોઈ જનમ્યા, અમર નહિ કોઇની કાયા;
દેવ દાનવ કે અમીર ઉમરાવ, પડ્યા પૃથ્વી રાણીજાયા."

કેટલીક પળોથી નિરાશામાં નીચી ઢળેલી મારી આંખોએ ઉંચે જોતાં એ છંદ લલકારનાર ઉપર દ્રષ્ટિપાત કરતાં જ હું આશ્ચર્યમાં ગરકાવ બન્યો. કેમકે પોતાના અંતરની વેદના એ ભકતના મુખનું પ્રથમ મહાકાવ્ય સાંભળતાંજ બીલકુલ નષ્ટ થઇ અને એ નશ્વર શરીરની અવસ્થાના મિથ્યા શોક કરવા માટે હું શરમિંદો પડયો. ભકતરાજના એક વચનામૃતે મારા સંશયના ભૂક્કા કર્યા, ત્યારપછી ભકતશ્રીએ સ્વકૃત ચંડીપાઠ ગાવાની શરૂઆત કરી. મધ્યરાત્રિ સુધી એ પરમ દેવીભકતના વચનામૃતનું પાન કરી પરમાનંદમાં સ્નાન કરતો માનવ સમુદાય પોતાના પંથે સિધાવ્યો.

*   *   *   *

કાળના ગહન પ્રવાહમાં એ પરમ દેવીભક્ત અમીચંદનું દર્શન હવે સદાને માટે દુર્લભ્ય બન્યું. તેમનો એ જર્જરિત અને નાશવંત દેહ વિક્રમ સંવત્ ૧૯૯૫ના મહા વદ ૧૦ ને સોમવારે ૯૩ વર્ષની દિર્ઘ ઉંમરે પંચત્ત્વમાં સમાઇ ગયો. તેમનો એ માતૃપ્રેમમાં તરબોળ થયેલો આત્મા મહાદેવીના ચર્ણારવિંદમાં વિરામ પામ્યો. તેઓ આ લોકનો ત્યાગ કરી કોઇ અનોખી દુનિયામાં બિરાજમાન થયા છતાં હજુ તેમની ઉજ્વળ કીર્તિનો સિતારો નિસ્તેજ નથી થયો. તેમના એ દિવ્ય વચનામૃતો માતાના છંદો આજે પણ એ મહામાયાના શૂન્ય-કારમય મંદિરને ગજાવી મૂકે છે. ભકતરાજ અમીચંદના છંદો એટલી બધી માતૃભકિત અને ભાવનામાં તરબોળ થયેલાં છે કે ગુજરાતમાં કે ગુજરાતી સાહિત્યમાં એવી માતૃગાથા અમરગીતો ઉચ્ચારતાં કાવ્યો વિરલ જ છે.

એક અજ્ઞાન બાળક પણ માતાની સમક્ષ હાથજોડી પોતાની કાલીઘેલી બોલીમાં એ ભકતશ્રીના છંદો લલકારતો દીન બની માતાની સ્હાય માગી રહે છે.

"આવો આવો માજી સિંહપર બેસી. કરવા સેવકની સ્હાય;
વિનય કરી વિનવું અંબામાય."

*

"આવો અંબા અલબેલી વહેલી મા, મને વિસારો કેમ;
ઘટે નહિ તમને માજી એમ."

નડિઆદના "શક્તિ" માસિકના
તા. ૨-૬-૩૯ના અંકમાંથી ઉતારો—પાનુ ૩૭૭ થી ૩૮૦.



શ્રી અંબાજીના પરમ ભક્તરાજ

## શ્રી અમીચંદ મોતીચંદ ઝવેરીના સ્વર્ગગમન

વિષે નીચેના પેપરોએ નોંધ લીધી હતી:

**"હાંડીઓ"**—સુરત, તા. ૧–૩–૩૯, ફોટો.

**"વિશ્વજ્યોતિ"**—સુરત, ચૈત્ર ૧૯૯૫, પાને ૨૨૩,
ફોટો તથા નોંધ.

**"મુંબઈ સમાચાર"**—મુંબઇ, તા. ૧૪–૩–૩૯, પાને ૧૨
ફોટો તથા નોંધ,

તેમજ બીજા અનેક પેપરોમાં.

દાંતાના નેક નામદાર **મહારાણાશ્રી ભવાનીસિંહજી** તથા **મહારાજશ્રી નારાયણસિંહજી** તરફથી દિલસોજીના તારો.

અને

**આણંદજી કલ્યાણજીની પેઢી**—અમદાવાદ,

એ સિવાય ઘણા સ્નેહીઓ તેમજ ભક્તો તરફથી દિલસોજીના પત્રો આવ્યા હતા તે સર્વેનો અત્રે આભાર માનીએ છીએ.

# સુરતના ભક્તરાજ શ્રી. અમીચંદ

## આરાસુરી અંબાજીના પૂણ્ય ધામમાં પધરામણી

### દાંતાના મહારાણાએ કરેલો સત્કાર

### જૈનોના વર્ષો જુના મુંડકાવેરાની માફી—
### બ્રાહ્મણ પુત્રની જેલમુક્તિ

શ્રી. દાંતા ભવાનગઢના મહારાણા શ્રી. ભવાનીસિંહજીના પ્રેમપૂર્વકના પોષ સુદ ૧૫ ના અંબાજી માતાના મહાન ઉત્સવ પ્રસંગે સંઘ સાથે અંબાજી પધારવાના આમંત્રણને વશ થઇ સુરતના શ્રી. અંબાજી માતાના પરમ ભક્ત શ્રી. અમીચંદ મોતીચંદ ઝવેરી સુરતથી ૫૫ માણસોની ભક્ત મંડળી સહિત અંબાજી માતાના દર્શને બુધવાર તારીખ ૨૭–૧૨–૩૩ ના રોજ ઉપડ્યા હતા.

<u>સુરતથી વિદાય.</u>

સુરત સ્ટેશને સુરતના ભાવિક ભક્તોએ ફૂલહાર પહેરાવી ભાવભરી વિદાય આપી હતી. સુરતથી ઉપડેલો સંઘ અમદાવાદ ગાડી બદલી તા. ૨૮મીએ સવારે આબુરોડ સ્ટેશને પહોંચ્યો હતો.

રાજ્યનો સત્કાર.

આબુરોડ સ્ટેશન પર દાંતા રાજ્ય તરફથી સંઘને અંબાજી લઈ જવા માટે વાહનો વિગેરેની ગોઠવણુ રાખી હતી તેમજ સંઘના માણસોને કરવેરામાંથી મુક્ત કરવાની ગોઠવણુ કરવામાં આવી હતી. પોતાના રાજ્યના ટેક્ષ ઉપરાંત સીરોહી સ્ટેટ તરફથી પોતાની બાર માઇલની હદમાંથી પસાર થવા બદલ યાત્રીઓ પાસેથી ટેક્ષ લેવામાં આવે છે તે પણ માફ કરવાની અગાઉથી ગોઠવણુ કરવામાં આવી હતી, જેથી સંઘ કોઇપણ જાતની મુશ્કેલી વિના અંબામાતાના છંદો લલકારતો અઢી વાગે અંબાજીમાં પ્રવેશ્યો હતો.

ભક્તનો પ્રભાવ.

ભક્તાધિન ભગવાનનો પ્રત્યક્ષ પરિચય અંબાજી પહોંચતાંજ સૌ મંડળીને થઈ ગયો. અંબાજી માતાનાં દર્શન માટે ફક્ત સવાર સાંજ ખુલતાં દ્વારો અંબાજીના પરમ ભકતના આગમને બપોરે ત્રણુ વાગે ખુલ્યાં અને ભકત અને મંડળીએ માતાજીનાં દર્શન કર્યાં. દર્શન બાદ સંઘ પોતાને ઉતારે ગયો હતો. રાજ્ય તરફથી સંઘ માટે ઉતરવાની અને રહેવાની ગોઠવણુ મુંબઇ-વાળા શેઠ નાનાલાલ મંછારામની ધર્મશાળામાં થઇ હતી જ્યાં મંડળી ઉતરી હતી.

આરતી અને દેવદર્શન.

માતાજીની આરતી સમયે ભકતરાજે મંડળી સહિત માતાજીની કૃપાથી પોતે રચેલા છંદો પ્રેમપૂર્વક લલકાર્યા હતા અને યાત્રાળુઓ તથા ત્યાંના રહીશોને માતાજીના ગુણાનુગાન



ભક્તરાજ જ્યારે ભક્ત મંડળી સાથે છંદ ગાતા ગાતા
માતાજીમાં ગયા ત્યારનો દેખાવ.



ભક્તરાજ ઉતારેથી (ધર્મશાળામાંથી) માતાજીમાં દર્શન કરવા
મંડળી સાથે જતા તેનો દેખાવ.

વાળી શુભ વાણીનો લાભ આપ્યો હતો. પછીના દિવસોમાં ભક્ત મંડળી રાજ્યના મેમાન તરીકે મોટરો અને ડોળી મારફતે શ્રી કોટેશ્વર, શ્રી કુંભારીયા તથા શ્રી ગબ્બર વગેરે સ્થળે ફરી હતી, અને કોઇપણ જાતની અડચણ ન આવે તે માટે રાજ્ય તરફથી સાથે સીપાઇઓ આપ્યા હતા. મંડળીએ આથી યાત્રાનો સારો લ્હાવો ઉઠાવ્યો હતો.

ભક્તરાજનો ભંડારો.

તા. ૨–૧–૩૪ ને મંગળવારના મંગળકારી દિવસે શ્રી માતાજીની પ્રેરણાથી શ્રી ભક્તરાજે બ્રાહ્મણો, યાત્રાળુઓ, ગ્રામ્યજનો, ગરીબો, રાજ્યના નોકરો વિગેરેને ખાંડના લાડુનું મિષ્ટાન્ન જમાડી સર્વેના આત્માની તૃપ્તિ કરી હતી.

મહારાણાનું આગમન.

તેજ દિવસે શ્રી. દાંતા નરેશ મહારાણાશ્રી ભવાનસિંહજી પોતાના કાકા પૃથુસિંહજી અને રાજ મંડળી સાથે શ્રી માતાજીની આરતીનાં દર્શન કરી શ્રી ભક્તરાજના દર્શને તેમના મુકામે પધાર્યા હતા. પોતાના પરમ ભક્તને આવું અપૂર્વ સન્માન માતાજી અપાવે તેમાં શી નવાઇ ?

અપૂર્વ મિલન !

એ વખતનું મહારાણા અને ભક્તરાજનું મિલન અપૂર્વ હતું. જુગ જુગ જુના હૈયાંના હેત ઠાલવતા હોય, વર્ષોના વિજોગ પછી માડી જાયા ભાઇઓ મળતા હોય તેવો એ મેળાપ હતો. તે સમયે ભક્તરાજ તરફથી મહારાણાશ્રી પ્રત્યેનો પ્રેમ દર્શાવનાર છંદ બનાવેલો તે તેમના શિષ્ય બચુભાઇએ લલકારી ગાઈ સંભળાવ્યો હતો

છંદની પ્રસાદી.

ભવાનસિંહજી રાણા દાંતાના, અંબામાં પરગ્રન રે.
આરાસુરમાં વાસ વસીને, નીત આપે દરશન રે.
પુત્ર કરીને પાસે રાખી આપ્યાં, તન, મન, ધન રે.
પ્રેરણા કરાવી છંદ સાંભળવા, બોલાવ્યા અમીચંદ રે.
સુરત શહેરના આમલીરાનમાં, ભકત છે અમીચંદ રે.
ભકત મંડળી ભેગી કરીને, જોયાં સૌનાં મન રે.
ભાવી ભક્તો તૈયાર થયા, સૌ હરખ્યાં તેનાં મન રે.
ધન ઘડી ધન દિવસ આપણો, થશે માતા દરશન રે.
તૈયાર થઇ સૌ ચાલ્યા આનંદે, આવ્યાં સ્ટેશન રે.
રહ્યાં ભક્તો હાર પહેરાવી, કરી ગયા વંદન રે.
ગીરધરભાઇ કાપડીયે જાણ્યું, ભક્તો જાય દરશન રે.
સાથે રહી કારભાર કર્યો, હરખ્યાં સૌનાં મન રે.
આરાસુરમાં આનંદ વરત્યો, રાજાએ કરવા રક્ષણ રે.
નાથુસિંહ પર હુકમ કરી કહે, ખુશી રાખજો ભકતને રે.
પુન્ય પ્રતાપ મહારાણાજીના, પાપી થાય પાવન રે.
અમીચંદ કરી ભકિત માંગે, સુખી રાખો જગતને રે.

મેળાપ બાદ ભકતરાજે મહારાણાશ્રીને માતાજીના છંદ રૂપી પ્રસાદનો સ્વાદ ચખાડયો હતો અને મહારાણાશ્રીએ દાંતા જઇ બીજે દિવસે બે વાગ્યે આવી ફરી છંદ સાંભળવાની ખુશી બતાવી હતી. બીજે દિવસે મહારાણાશ્રી પોતાના કાકા મહારાજ શ્રી. નારણસિંહજી સાથે દાંતાથી અંબાજીના પોતાના બંગલે પધાર્યા હતા અને છંદ સાંભળવા માટે ભકતરાજને તેડાવવા

ખાસ મોટર મોકલી હતી જેથી ભક્તરાજ પોતાની મંડળી સહિત છંદ ગાતા ગાતા મહારાણાશ્રીને બંગલે પધાર્યા હતા.

<u>મહારાણાશ્રીને નજરાણું.</u>

બંગલે ગયા પછી શ્રી. ભક્તરાજે જર્મનના થાળામાં બરફી વિગેરે મીઠાઇ તથા ફળફળાદી તેમજ ચાંદીના ખુમચામાં રૂા. ૫૧ મૂકી મહારાણાશ્રી ભવાનીસિંહજીને નજરાણું કર્યું હતું.

<u>સાક્ષાત્કાર.</u>

ભક્તરાજે થોડી બોધવાણી સંભળાવ્યા બાદ શ્રી. માતાજીના સ્વરૂપમાં એક તાર થઇને ચંડીપાઠ વડે માતાજીના ચારિત્રના પ્રથમ ભાગ તથા મધ્યમ ભાગ નેવું વર્ષની વૃદ્ધાવસ્થાએ પણ વાણીનો અખૂટ પ્રવાહ વહેવડાવી પૂર્ણભાવથી ગાઇ સંભળાવી મહારાણા સહિત સૌનાં મન પ્રસન્ન કર્યાં હતાં.

<u>પુનઃ નિમંત્રણ.</u>

બીજે દિવસે મહારાણાશ્રીને જરૂરી કામે રોકાવાનું થતાં તેઓ આવી ન શક્યા પણ તા. ૫–૧–૩૪ ને શુક્રવારે નવ વાગે શ્રી અંબાજીમાં પધાર્યા હતા, તે દિવસે ત્યાંજ ભોજન કરી બપોરે બે વાગે નિવૃત થઇ ભક્તરાજને તેડવા મહાલકારી શ્રી. નાથુસિંહજી સાથે મોટર મોકલી હતી.

ભક્તરાજે પોતાની મંડળી સહિત બંગલે પધારી આગલા દિવસથી પણ વધુ ઉલ્લાસે તથા મુક્ત કંઠે ચંડીપાઠના અધુરા સર્ગો પૂરા કર્યા હતા. આજે તો મુંબઇવાળા શેઠ નાનાલાલ મંછારામ તથા રા. રા. છગનલાલ બેલાભાઇ મહેતા અને વિદ્વાન બ્રાહ્મણો તથા ભક્તજનો પણ ભક્તરાજની વાણી સાંભળવા

માટે આવ્યા હતા. મહારાણાશ્રી પોતે પણ માતાજીના પરમ ભક્ત છે અને રોજ ત્રણ થી ચાર કલાક માતાજીની પૂજામાં ગાળે છે અને પરમ વિવેકી હોઇ શાંત ચિત્તથી અને ભાવથી પોતે ચાર વાગે દાંતા જવાનું હતું છતાં તે જતું કરી તેઓશ્રી રોકાયા હતા અને શ્રીમાને ભકિત વૈરાગ ને વેદાંતના છંદો વધુ બે કલાક સાંભળવા ખુશી બતાવવાથી તે છંદો ભક્તરાજે સંભળાવ્યા હતા.

## મહારાણા સાથે મંત્રણા.

એ બાદ ભક્તરાજે દાંતા નરેશ સાથે ગુપ્ત મંત્રણા ચલાવી હતી. એ મંત્રણાનો ઉલ્લેખ કરવો અહિં અસ્થાને નહિંજ લેખાય. આ મંત્રણા જૈનો પરના રૂા. ૦—૬—૦ ના મુંડકા વેરા વિષેની હતી.

## જૈનો પરનો મુંડકા વેરો.

આજે કેટલાક વર્ષોથી શ્રી કુંભારીયાની યાત્રાએ જતા જૈનોને આબુ ખાતે યાત્રામાં જવાના છો કે નહિં તે વિષે સોગન પર પૂછવામાં આવતું અને જવાના હોય તો માથા દીઠ રૂા. ૦—૬—૦ નો મુંડકા વેરો લેવામાં આવતો, જેથી ઘણા જૈનો શ્રી કુંભારીયાની યાત્રાએ જતાં અટકતા હતા. શ્રી. અમીચંદે જૈન કોમની તથા જાહેર હીતની આ અગવડ પારખી અને તેનો તોડ લાવવા માટે પોતે જૈન કોમનો આ મુંડકા વેરો માફ કરવા મહારાણાશ્રીને અરજ કરી.

## યોગ્ય અસર.

મહારાણાશ્રીને ભક્તરાજ તરફથી કરવામાં આવેલી અરજની તેઓશ્રી પર યોગ્ય અસર થઇ હતી અને તેમણે ઉદાર દિલથી એ બાબતની ખ્હાલિ આપી હતી અને હવે પછી યોગ્ય રીતે લેખીત હુકમ ખ્હાર પાડવાનું જાહેર કર્યું હતું. આ જાહેરાતથી હાજર રહેલા ગૃહસ્થોએ મહારાણાશ્રીની મુક્તકંઠે પ્રસંશા કરી હતી.

## આભાર દર્શન.

આ માટે મહારાણાશ્રાનો આભાર માનતાં શ્રો. છગનલાલ ઘેલાભાઇ મહેતાએ જણાવ્યું હતું કે, આજે પુર્ણ હર્ષનો દિવસ છે કે શ્રીમાન્ મહારાણાશ્રી ભવાનીસિંહજી પોતે તથા મહારાજશ્રી નારણસિંહજી ઘણો શ્રમ લઇને કાર્ય વ્યવહાર છોડીને અત્રે પધારી ગુજરાતના ભક્તરાજ શ્રી. અમીચંદભાઇને સન્માન આપ્યું છે અને પરમ શાંતિથી ચંડીપાઠ તથા છંદો સાંભળ્યા છે. આપશ્રીના જાણવામાં છે તેમ હું સત્સંગનો પ્રેમી હોય ભક્તરાજની સાથે મારા પુત્ર ચિ. ઠાકોરલાલ જેઓએ હાલ એલએલ. બી. પરિક્ષા પાસ કરી છે અને એમ. એ. ની ટર્મ ભરે છે તે તથા પુત્રવધુ તથા પુત્રી સાથે અત્રે આવ્યા છીએ. આપ શ્રીમાન્ ઉદાર ચિત્ત છો અને પુનિત શ્રી અંબિકા ભક્ત છો. આપશ્રીના પૂજ્ય હમીરસિંહજી પણ પ્રેમી ભકત હતા, અતે તેમનો એ વારસો આપનામાં ઉતર્યો છે અને આપના પવિત્ર હસ્તે આ પવિત્ર સ્થળમાં સાચા ભકતરાજને માન મળ્યું છે તે ઘણુંજ ખુશી થવા જેવું છે. આપણુમાં કહેવત છે કે

"સુખે સોની અને દુઃખે રામ" તે કહેવત મુજબ દુઃખ વખતે સૌ કોઇ પોતાના ઇષ્ટ દેવને સંભારે છે પણ દુઃખ મટ્યા પછી તેને ભૂલી જાય છે, પરંતુ આપણા ભકતરાજ શ્રી. અમીચંદ સુરતમાં નવરાત્રીમાં શ્રી અંબાજી માતા સમક્ષ ચોસઠ ચોસઠ વર્ષથી અખંડ ચંડીપાઠ તથા છંદો ગાઈ છે અને હજી પણ એમનો એ કાર્યક્રમ ચાલુજ છે. તેઓશ્રીનો શ્રી અંબામાત પર કેવો અગાધ પ્રેમ છે તે પુરવાર કરી આપે છે. વધારે ખુબીની વાત તો એ છે કે જ્યારે એઓશ્રી ચંડીપાઠ શરૂ કરે છે ત્યારે ભકિતની ધુનમાં એટલા તો એકતાર થઇ જાય છે કે પોતાનું શરિરભાન ભૂલી જાય છે અને આદ્યશકિતમાં લીન થઇ જાય છે.

આ આદ્યશકિત આપ શ્રોમાનનાં કૃપાળુ કુળદેવી ગોત્રજમા છે. તેઓ સર્વ જગતની માતા છે, અને સર્વેના શરિરમાં વસી રહેલાં છે તે આત્મશકિત આજ નેવું વરસની પાકટ વયે પણ ભકતરાજને પુરતું બળ આપી રહ્યાં છે એ તેમનો પ્રભાવ છે.

આપણે ઇતિહાસની તવારીખથી જાણી શકીયે છીએ કે, આ વસુંધરા પર માંધાતા જેવા મહિપતિઓ થઈ ગયા છે અને તેમણે સ્વપરાક્રમથી પૃથ્વી પર પોતાની સત્તા જમાવી છે પરંતુ પૃથ્વી દેવી કોઈની સદા રહેતી નથી અને રહેવાની પણ નથી. પૃથ્વી તો સદા સ્વતંત્ર છે. તે તો સદાય હસે છે કે, બધા ચાલ્યા ગયા હું તો છું તેવીને તેવીજ છું. કેવળ આદ્યશકિતની સત્તા અને આધારથીજ જગતનાં સર્વે કાર્યો થયા કરે છે તેની સત્તા વિના પાંદડું પણ હાલી શકતું નથી. તેની સત્તાથીજ આપણે શ્વાસ લઇએ છીએ, તેની સત્તાથીજ લોહી દોડે છે

અને બીજી શરિરની ક્રિયાઓ થાય છે અને છતાં તે પોતે નિરંજન, નિર્વિકાર, નિર્લેપ રહે છે અને પોતાની સત્તા ખેંચી લે છે ત્યારે આ શરિર ચેતન રહીત મુડદું થઇ પડે છે તેથી સર્વ સુખનું મૂળ અને સાચું સ્વર્ગ આત્મશક્તિ છે.

આ મહામાયા વિનાનું કોઇ ઠામ ખાલી નથી તે અનંત છે અને એકજ છે. એટલે આત્મા, પરમાત્મા, દેવ દેવી ગમે તે નામથી એક ચિત્તથી ભક્તિ કરવી જોઇએ મતલબ કે વૃક્ષનું થડ–બ્રહ્મથી ફળફૂલ ડાળીડાખળાં અળગાં નથી. આવા એકત્વ જ્ઞાનનો અનુભવ આપણા મહાન યોગીઓ, રૂષીઓ તેમજ નૃપતિઓએ વૈભવવાળા હોવા છતાં વૈભવને છોડીને અનુભવ કર્યો છે. સત્ય સ્વરૂપને ઓળખ્યું છે અને તે સંદેશ યાને સદ્‌-બોધ કેવળ પરોપકાર અને કલ્યાણ નિમિત્તે જે જાણવા માગે તેને આપતા રહ્યા છે. એવા સત્માર્ગદર્શક ગુરૂ યાત્રાળુઓની કે મુસાફરોના વળાવા રૂપે છે તેથી કરીને યાત્રાળુઓને લુટાવાનો ભય રહેતો નથી.

આત્માની તલ્લિનતા.

આપણા સર્વનો એ અનુભવ છે કે, ફીલસુફો, કવિઓ કે કારીગરો જ્યારે પોતપોતાના વિચાર કે કાર્યમાં એકચિત્ત થાય છે ત્યારે શરિર ભાન ભૂલી જાય છે અને તેમના કાર્યમાં તેમને ફત્તેહ મળે છે.

તેવી રીતે શ્રી. અમીચંદ ભાઇએ પણ તલ્લિન બની શ્રી અંબાજીની પ્રેરણાથી તેમના ચંડીપાઠ અને સમય સમયના ભક્તિ, વૈરાગ્ય અને અભેદ જ્ઞાનના છંદો બનાવ્યા છે અને પોતે

અંતરના ઉમળકાથી અત્યંત ઉત્સાહથી તે ગાઇ છે અને રસ ઉપજાવી શ્રોતાઓને મંત્ર મુગ્ધ બનાવે છે અને એ માર્ગે અજ્ઞાન જીવોનો ઉદ્ધાર કરી તેમને માટે દુઃખ હરણનાં અને સત્સમાગમનાં પુસ્તકો રચ્યાં છે. આપણે એ ખુબ યાદ રાખવા જેવું છે કે અનેક દેવોને સેવવાથી એટલે કે અનેક વિચારો કરવાથી કાર્ય હંમેશાં બગડે છે અને ફત્તેહ મળતી નથી.

ભક્તની પરિક્ષા.

હીરાની પરિક્ષા જેમ ઝવેરીજ કરી શકે તેવી રીતે આપ શ્રીમાન્ પોતે પરમ ભક્ત છો તેથી જીવન મુકત શ્રી ભકતરાજ રૂપી હીરાની સાચી કદર કરી છે અને અત્રે પધારી ચંડીપાઠ તથા છંદો સાંભળી આ સન્માન આપ્યું છે તે દરેક રીતે યોગ્ય છે, આવુંજ સન્માન પ્રેમભાવથી સુરત અને મુંબઇમાં ભકતરાજને અર્પણ થયું છે. જો કે ભકતરાજ આવા સન્માનના ભૂખ્યા નથી પણ આપણે જે બોધ લેવાનો છે તે એજ કે જે ભકતો આત્મશકિત યાને ઈષ્ટ દેવ દેવી પર સાચી શ્રદ્ધા રાખી ભકિત કરે છે તેને સર્વ શકિતમાન ઇષ્ટ દેવ યોગ્ય ફળ આપ્યા વિના રહેતા નથી.

નિષ્કામ ભકિત.

ભકિત હમેશાં નિષ્કામ વૃત્તિથીજ થવી જોઇએ, અને પૈસા કે એવી બીજી ઇચ્છા મનમાં રાખી કરવામાં આવતી ભકિત ફળતી નથી. આપણામાં કહેવત છે કે, 'માગે તેથી ભાગે અને ત્યાગે તેની પાસે' તેમ નિષ્કામ વૃત્તિથીજ આપણા અંતરાત્માને શાંતિ મળે છે.

પરમકૃપાળુ દેવીશ્રી અંબામાતાના ભકતરાજ શ્રી.

અમીચંદભાઇને પુરી તંદુરસ્તી બક્ષો અને તેઓશ્રી પોતે જીવન-મુકત સ્થિતિ સુખેથી ભોગવો અને આવા શુભ કાર્યો તેમને હાથે થતાં રહો એજ અભ્યર્થના.

<u>બીજી માફી.</u>

મહારાણાશ્રીએ જૈનોનો વેરો માફ કરવા ઉપરાંત એક બીજી માફી પણ બક્ષી હતી, એક ગરીબ બ્રાહ્મણના છોકરાને ચોરીના આરોપસર પકડવામાં આવ્યો હતો તેને કેદમાંથી મુકત કરવાની માંગણી ભકતરાજે કરી હતી જેથી મહારાજે તે માંગણી પણ કબુલ રાખી બ્રાહ્મણ બાળકને છોડી મૂકી બ્રાહ્મણના આશીશ મેળવ્યા હતા.

એ બાદ ભકતરાજ તરફથી એમના પુત્ર ભાઇ ચુનીલાલ અમીચંદે મહારાણાશ્રીનો આભાર માની નીચે મુજબ યોગ્ય વિવેચન કર્યું હતું.

"મારી આટલી વૃદ્ધાવસ્થામાં મારી માએ એના વ્હાલા પુત્રને તેડાવવા પહેલ વહેલી પ્રેરણા રા. રા. નાનાલાલ મંછારામ મારફતે કરેલી અને ત્યાર બાદ મને મુંબઈમાં મારા છોકરાને ત્યાં હું હતો ત્યારે આપના કાકાશ્રી મહારાજ નારાયણસિંહજીનો મને મુંબઇમાં નડીયાદ શકિત મંડળ તરફથી માનપત્ર અપાયેલું ત્યારે મેળાપ થયેલો અને તેઓશ્રીએ અનહદ પ્રેમભાવથી આપશ્રીને મળવા સૂચના કરેલી અને તે બાદ આપશ્રીએ મને તેડાવવા ફરમાન કરાવ્યું અને મને પણ માતાજીએ આપશ્રી કે જેઓ હંમેશ મારી માની સેવા કરી રહ્યા છો તેના દર્શનનો લાભ લેવા પ્રેરણા કરાવી અને તેને લઇને આકર્ષાઇ અત્રે ખેંચાણ કરી બોલાવી દર્શનનો લાભ આપ્યો તેથી મને અત્યંત હર્ષ થાય છે. મારે છેલ્લે જણાવવું જોઇએ કે મારી આટલી ૯૦ વર્ષની ઉંમરે

મારી માતાજીની સંપૂર્ણ કૃપાદ્રષ્ટિથીજ સુખરૂપે હું બધા ભક્ત મંડળ સાથે આવી માના ગુણ ગાઈ રહ્યો છું અને તેથી મને જે પૂર્ણ લાભ મળી ગયો છે તે મારી માના પ્રતાપે થયો છે. આજે મહારાણાશ્રીએ મારી વિનંતી સ્વીકારી એક બ્રાહ્મણ કેદી તથા જૈન ઉપર વધારાનો લેવાતો કર માફ કર્યાનું જાહેર કર્યું છે તે બદલ આભાર માનું છું."

મહારાણાશ્રી તરફથી ભેટ.

મહારાણાશ્રી તરફથી કશબી શાલો, સાદી સાલો, અમર તથા ભરેલી સાડી વિગેરેનો શીરપાવ થયા બાદ ભક્તરાજે શનિવાર તા. ૬-૧-૩૪ ના રોજ શ્રી અંબાજીનું ધામ છોડવાની રજા માંગી. મહારાણાશ્રી તરફથી અંબામાની પ્રસાદીની ચુંદડી યાદગારી તરીકે મંડળીના દરેક જણને આપી હતી. અને ખાસ મોટરો રોકી સઘળા સંઘને આબુરોડ સ્ટેશન સુધી મોકલી આપી વિદાય આપી હતી.

અમદાવાદમાં આગમન.

સંઘ શનિવારે આબુરોડથી નીકળી રવિવારે અમદાવાદમાં ઉતર્યો હતો અને ધના સુતારની પોળમાં અંબાજી માતાના મંદિરે તેમજ ભદ્રમાં ભદ્રકાળીના મંદિરે ભક્તરાજે પોતાની મંડળી સહિત છંદો ગાઈ સંભળાવ્યા હતા જ્યાં પણ છંદો સાંભળવા મોટી માનવ મેદની જામી હતી.

સંઘ રવિવારે રાત્રે અમદાવાદથી નીકળી સોમવારે સવારે સુરત આવી પહોંચ્યો હતો.

સુરતના "દેશમિત્ર" તા ૧૦-૪-૩૪ના
વધારો E. નં. ૫૯ માંથી ઉતારો



સુરતના જાણીતા ભક્તરાજ શ્રી૦ અમીચંદ મોતીચંદ ઝવેરી જેઓએ દાંતા સ્ટેટમાં જૈનોનો મુંડકા વેરો રદ્દ કરાવ્યો હતો તેઓ અત્રેના સુપર ટોકીઝમાં પધારી વાડીયા મુવિટોન કૃત પૌરાણીક બોલપટ "વામન અવતાર" જોઇને અતીશય પ્રસન્ન થયા હતા.

મુંબઈ સમાચાર, રવિવાર તા. ૯-૯-૩૪

## કુંભારીયાનો યાત્રાકર.

સુરતના શ્રી અમીચંદ મોતીચંદ ઝવેરી, અ બામ:તાજીના પરમભક્ત છે. એમ કહેવાય છે કે માતાજીની ભક્તિની ધૂનમાં તેઓ એટલા તલ્લીન બની જાય છે કે એમને પોતાના દેહનું પણ ભાન નથી રહેતું. હાલમાં થોડા વખત ઉપર તેઓ દાંતાના મહારાણાના ખાસ આગ્રહથી પોતાની મંડળી સાથે અંબાજીના દર્શને ગયા હતા. મહારાણાએ આ લગભગ નેવું વર્ષના વયોવૃદ્ધ ભકતરાજનું સરસ સ્વાગત કર્યું હતું, અને વધુમાં એવી વાત પણ બ્હાર આવી છે કે મહારાણા સાથે ખાનગી મંત્રણા કરતી વખતે જૈન કોમના જાત્રાળુઓ પાસેથી—કુંભારીયા વિગેરે તિર્થ ક્ષેત્રમાં જતા જાત્રાળુ પાસેથી—જે છ આનાનો જાત્રાવેરો લેવામાં આવે છે તે માફ કરવા આ ભકતરાજે અરજ કરી હતી અને આનંદની વાત છે કે "મહારાણાશ્રી ઉપર એની અસર પડી હતી, અને હવે પછી યોગ્ય રીતે લેખિત હુકમ બ્હાર પાડવાનું જાહેર કર્યું હતું." અને છેલ્લા ખબર પ્રમાણે તેવો હુકમ પ્રગટ થવાની તૈયારી છે તે જોતાં આ અહેવાલ કેટલે અંશે જૈન યાત્રિકને સાનુકૂળ થશે તે સમજાશે. યાત્રાકર એ દુનિયાના બધા કરોમાં સૌ કરતાં વધારે અળખામણો કર છે. જૈન-સમાજને સારૂ તો એ સવિશેષ ત્રાસદાયક પૂરવાર થયો છે. દાંતાના મહારાશ્રી જો ખરેખર ઉદાર હૃદયે એ કર ભૂંસી વાળશે તો જૈન સમાજ અંતઃકરણપૂર્વક એ નામદારનો આભાર માનશે. બીજાં રાજ્યો ઉપર એની સારી અસર પડશે, અને યાત્રાકરનાં અન્યાયનો જે ઇતિહાસ આજે રચાઇ રહ્યા છે તેમાં એક નવું ઉજ્જવળ પાનું ઉમેરાશે.

ભાવનગરના "જૈન" પત્રના તા. ૨૧-૧-૩૪ ના
અંકમાંથી ઉતારો—પાનું ૫૨.

## અંબાજીનો કર.

ઘણા વખતથી અંબાજી-કુંભારીયાજી યાત્રાએ જતા યાત્રાળુઓ પૈકી જૈન યાત્રાળુઓ પાસેથી આબુજીના યાત્રા બદલનો આબુજીની યાત્રાએ જવાના છો કે જઈ આવ્યા છે તે સોગનપૂર્વક પુછીને માથા દીઠ રૂા. ૦-૬-૦ છ આનાનો વધારાનો કર લેવાંમાં આવતો હતો. હાલમાં સુરતના દેવીભક્ત ઝવેરી અમીચંદ મોતીચંદે તે કર દાંતાના હાલના મહારાણા શ્રી ભવાનીસિંહજીને પ્રસન્ન કરી માફ કરાવ્યો છે. તે બદલાનો માતાજી મહાલકારીના, ઝવેરી અમીચંદભાઈ પરના પત્રની નકલ સૌની જાણ માટે પ્રગટ કરીએ છીએ.

* * * જુઓ પાનું ૧૩ મું. * * *

સંઘસેવાના આવા ઉમદા કાર્ય માટે શ્રી સંઘ તરફથી અમે ઝવેરી અમીચંદભાઇને સહર્ષ ધન્યવાદ પાઠવીએ છીએ અને જૈનો પરનો આ વધાનો કર ઉદાર ચિત્તે માફ કર્યા બદલ ના. મહારાણાશ્રીનો પણ આભાર માનીએ છીએ.

લી. **પ્રતાપસિંહ મોહોલાલભાઈ,**
વહિવટદાર પતિનિધિ—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી.

ભાવનગરના "જૈન" પત્રના તા ૪-૨-૩૪ના
અંકાંમથી ઉતારો પાંનું ૧૦૨-૧૦૩

## નૂતન સમાચારો.

**અમદાવાદ**:—અત્રેની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહિવટદાર તિપ્રનિધિ શેઠ પ્રતાપસિંહ મોહોલાલભાઇ લખી જણાવે કે છે ઘણા વખતથી અંબાજી–કુંભારીયાજી યાત્રાએ જતા યાત્રાળુઓ પૈકી જૈન યાત્રાળુઓ પાસેથી આબુજીની યાત્રા બદલનો આબુજીની યાત્રાએ જવાના છો કે જઇ આવ્યા છે તે સોગનપૂર્વક પુછીને માથા દીઠ રૂ. ૦–૬–૦ છ આનાનો વધારાનો કર લેવામાં આવતો હતો. હાલમાં સુરતના દેવીભકત ઝવેરી અમીચંદ મોતીચંદે તે કર દાંતાના હાલના મહારાણા શ્રી ભવાનીસિંહજીને પ્રસન્ન કરી માફ કરાવ્યો છે. તે બદલાનો માતાજી મહાલકારીના, ઝવેરી અમીચંદભાઈ પરના પત્રની નકલ સૌની જાણ માટે પ્રગટ કરીએ છીએ.

* * * જુઓ પાનું ૧૩ મું. * * *

સંઘસેવાના આવા ઉમદા કાર્ય માટે શ્રી સંઘ તરફથી અમે ઝવેરી અમીચંદભાઇને સહર્ષ ધન્યવાદ પાઠવીએ છીએ અને જૈનો પરનો આ વધારાનો કર ઉદાર ચિત્તે માફ કર્યા બદલ ના. મહારાણાશ્રીનો પણ આભાર માનીએ છીએ.

મુંબઇના "તરૂણ જૈન" પત્રના તા. ૧–૨–૩૪ના
અંકમાંથી ઉતારો—પાનું ૨૩

# રાજા ભોજ પૂછે છે: સુધા ક્યાં વસે છે?

## નવવધૂના મુખમાં સુધા વસે છે કે?

### સરદાર પાઠકજીનું ચંડીયજ્ઞ સમારંભમાં પ્રવચન!

સુરતના બાલાજીના લત્તામાં, શ્રી જે જે વિઠ્ઠલના મંદિરમાં કાર્તિક કૃષ્ણ પક્ષમાં ત્રણ દિવસનો છંદાત્મક ચંડીયજ્ઞ જાણીતા અંબાજીના ભક્ત શ્રી અમીચંદના આચાર્ય પદે થયો હતો. ૯૦ વર્ષની વૃદ્ધ વયે પણ શ્રી. અમીચંદે ચંડીપાઠની ધૂન જગાવી હતી અને ભાવિક સ્ત્રી પુરૂષોએ મોટી સંખ્યામાં તે યજ્ઞસમારંભમાં ભાગ લીધો હતો. આ પ્રસંગે ઉત્સાહની છોળો ઉડતી જણાઇ હતી અને સૌ ભાવિક ભક્તો ચંડીગાનમાં રસ-મસ્ત થઇ ગયા હતા. કારતક વદ ૮ ને દિને યજ્ઞ શરૂ થયો અને ત્રણ દિવસ ચાલુ રહી ત્રીજા દિને મધરાતે સમારંભ પૂર્ણ થયો.

**શ્રી. અમીચંદના છંદ.**

છેલ્લા દિવસે શ્રી. અમીચંદનો સત્કાર થયો અને શ્રી વિઠ્ઠલ મંદિરના મહારાજ તરફે સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજીએ શ્રી. અમીચંદનો ઉપકાર માન્યો ને તે પ્રસંગે માનનીય પ્રવચન કર્યું. તેમણે શ્રી. અમીચંદ તરફથી ત્રણ દિવસ દરમિયાન રજુ થયેલી વિવિધ પ્રકારની છંદોની રસથાળની

મુક્તકંઠે પ્રશંસા કરી. વધુમાં કહ્યું કે મહાત્મા શ્રી તુલસીદાસે શ્રી રામચન્દ્રનાં પરાક્રમો ગાયાં, મહાત્માશ્રી સૂરદાસે શ્રી કૃષ્ણનાં પરાક્રમો ગાયાં, જ્યારે શ્રી. અમીચંદ મહામાયા અંબાજીના પરાક્રમો ગાઇ રહ્યા છે. માટે તેઓ પણ મહાત્મા છે. તેઓ જીવંત છે ત્યાં સુધી કદાચ મારા કથનમાં સંશય લાગશે, પણ પાછીથી તેમને મહાત્મા તરીકે સૌ કોઇ સ્વીકારશે. ભક્તિ-ભજનો ઉપરાંત તેઓ જનસમાજના વહેમો, બદીઓ, વગેરે ટાળવા માટે પણ અનેક છંદો ગાય છે. અમીચંદના છંદ કેવા છે? તો કે

'અમીચંદકો છંદકો, જિનકો લાગ્યો છંદ,
ભક્તિજ્ઞાન પાવે ખચિત, કયોં ન હોય મતિમંદ.'

તેઓ જૈનશાસનને માનનારા હોવા છતાં હિન્દુ ધર્મ-શાસ્ત્રોના ઉંડા અભ્યાસી છે.

## રાજા ભોજ ને વણકર.

રાજા ભોજ એક વિદ્વાન અને મહાન નૃપેન્દ્ર તરીકે હિન્દમાં પ્રસિદ્ધ છે. સંસ્કૃત ભાષા પર એને અદ્દભુત પ્રેમ અને પક્ષપાત હતો. તેના ફળરૂપ એક વખત એના તરફથી એવી આજ્ઞા પ્રસિદ્ધ થઇ કે એના રાજ્યમાં રહેનાર સર્વ વ્યક્તિઓએ સંસ્કૃત કાવ્ય રચવાં. આવું ફરમાન અમલમાં મૂકાવવું અશકય છે, છતાં રાજ્યસત્તા તરફથી આવા હુકમો કવચિત બહાર પડે છે, ને તેનો સુરતના લોકોને અનુભવ નથી એમ નથી. માત્ર ફુટપાથ ઉપરજ ચાલવું એવો હુકમ રાજા ભોજના હુકમને કંઇક અંશે મળતોજ લાગે છે. પ્રસંગ

એવો બન્યો કે એક સિપાઇદાદાને એક વણકર કે જે રાજા ભોજનો પ્રજાજન હતો તેની સાથે કંઇ કચકચ થઇ. પણ કોઇ રીતે પેલા વણકરને સતાવાય એમ ન હોવાથી સિપાઇદાદાએ તેને પૂછયું કે તું કાવ્ય રચે છે કે નહિ, ત્યારે પેલા વણકરે ના પાડી. એટલે સિપાઈ તેને રાજાના દરબારમાં ઘસડી ગયો અને ફરિયાદ કીધી કે આ વણકર મહારાજાની આજ્ઞાની અવજ્ઞા કરીને કાવ્ય રચતો નથી. રાજાએ તેને પૂછયું કે "काव्यम् न करोसि किम्?" તેજ વખતે જાણે શ્રી મહાસરસ્વતી શારદાદેવીએ તે વણકર પર કૃપાદ્રષ્ટિ કીધી હોય તેમ તે બોલ્યો:

"काव्यम् करोमि, नहि चारुतरम् करोमि,"
"यत्नात् करोमि यदि, चारुतरम् करोमि,"
"भू पा ल मु कु ट म णि मं डि त पा द पीं ठ,"
"हें साहासांक कवयामि वयामि यामि।"

એટલે વણકરે કહ્યું કે કાવ્ય તો હું કરૂં પણ સારૂં કાવ્ય નથી કરી શકતો; પ્રયત્ન કરૂં તો સારૂં કાવ્ય કરી શકું. અન્ય રાજાઓના મુગટના મણીઓના ચમકાટ જેના આસન અને પગ પર પડે છે એવા હે નૃપેન્દ્ર, અરે આપ કેટલા અવિચારી છો! હું કવન કરૂં કે મારૂં વણવાનું કામ કરૂં (કુટુંબના પોષણાર્થે) કે હું ગમન કરૂં (આજ્ઞા આપો તો).

સુધા ક્યાં?

આવા સંસ્કૃત વાતાવરણવાળા રાજા ભોજની પંડિતસભામાં એકવાર પ્રશ્ન નીકળ્યો કે સુધા એટલે અમૃત ક્યાં હોય છે? રાજા ભોજની સભા અને તે પણ પંડિતોની, એટલે વાદ થાય

કે વાત થાય તે સંસ્કૃતમાંજ હોય. રાજા ભોજે પ્રશ્ન કીધો કે "हे पंडिता: सुधा कुत्र वसति ?" ત્યારે એક પંડિતે કહ્યું કે "अब्धौ" એટલે સમુદ્રમાં, બીજાએ કહ્યું કે "विधौ" એટલે ચંદ્રમામાં, ત્રીજાએ કહ્યું કે "वधूमुखे" એટલે વહુના મુખમાં, ચોથાએ કહ્યું કે "फणिनाम् निवासे" એટલે ફણીધરોના રહેઠાણમાં, ત્યારે પાંચમા પંડિતે કહ્યું કે "स्वर्गे सुधा वसति वै बिबुधा वदन्ति ॥" એટલે બુદ્ધિમાનો કહે છે સુધા એટલે અમૃત તો સ્વર્ગમાં વાસ કરે છે. આમ પંડિતોએ જુદા જુદા જવાબ આપ્યો એટલે સુધાનું સ્થાન અનિશ્ચિતજ રહ્યું. ત્યારે ભોજ રાજાએ કાલિદાસ પંડિતના સામું જોયું ત્યારે તેઓએ આ પાંચે સ્થાનોમાં સુધા હોવાની ના પાડી અને તેઓ નિચે પ્રમાણે કારણો દર્શાવીને બોલ્યા:

"क्षारं, क्षियं, पतिमृतं, गरंल, पतन्ति,
कंठे सुधा वसति वै भगवज्जनानाम् ॥"

એટલે સમુદ્ર ખારો છે, ચંદ્રને ક્ષય રોગ થયો છે, વધૂમુખામૃતનુ પાન કરનાર પતિ મૃત્યુ પામે છે, ફણીધરોના મુખમાં ગરલં એટલે ઝેર હોય છે અને સ્વર્ગે સ્થાન પામેલાઓ પુણ્ય પૂર્ણ થતાં પૃથ્વી પર પાછા આવે છે, માટે આ પાંચે માંથી કોઇ જગાએ અમૃત નથી, પણ ભગવતજનોના કંઠમાં અમૃત વાસ કરીને રહે છે. કાલિદાસ પંડિતની આ કલ્પના આજ ત્રણ દિવસ થયા સાચી પડેલી આપણને જણાઇ છે. સન્નારીઓ ને સજ્જનો! શ્રી. અમીચંદે તો પોતાનું નામ સાર્થ કરી દેખાડયું છે. એઓશ્રી જ્યાં જાય છે ને શ્રી અંબાજીના

છંદો લલકારે છે ત્યાં 'અમિ' એટલે અમૃતજ જાણે વરસી રહે છે.

છેલ્લે શ્રી. અમીચંદ વિષે કહ્યું કે તેમની ખ્યાતિ મુંબઈના બારાથી તે શૌર્યભૂમિ મારવાડને મેવાડના ઝાંપા સુધી ફેલાઈ રહી છે. આવું રત્ન સુરતની ધરતીમાંથી ઉત્પન્ન થયું માટે સુરતને ધન્ય છે. છેલ્લે વિઠ્ઠલ મંદિરના સંચાલકોને સુંદર સમારંભના અયોજન માટે અભિનંદન આપી શ્રી. અમીચંદને દીર્ઘાયુષ્ય ઈચ્છયું. ગં. સ્વ. શ્રી જયાલક્ષ્મી બ્હેન તરફથી સરદાર પાઠકજીને હસ્તે એક શાલ શ્રી. અમીચંદને અર્પણ થઇ. શ્રી. અમીચંદે વધુ છંદોની રમઝટ જમાવ્યા પછી પ્રસાદ લઇ સમારંભ વિસર્જન થયો હતો

સુરતના "પ્રતાપ" તા. ૨૨-૧૨-૩૪ના
અંકમાંથી ઉતારો-પાનું ૬.



આવૃત્તિ ૨ જી ] તા. ૧૫-૧૦-૩૯ [ પ્રત ૭૦૦

આ ચોપડી "શ્રી નટવર પ્રિન્ટીંગ પ્રેસ"
સેન્ડહર્સ્ટ રોડ, ખેતવાડી ૩જી ગલી, મુંબઇ-૪ માં
શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ છાપી,
તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કરી.



## દોહરો.

આદ્ય ધંન પરિબ્રહ્મ તું, સ્મરૂં વારંવાર;
આદ્ય ઇશ્વરી અંબીકા, જગત તણો આધાર—૧

શરણે આવ્યો તાહરે, મળી વસ્તુ મુજ સાર;
કૃપા થઇ મા તાહરી, તો છંદ થયા તૈયાર—૨

અમૂલ્ય નામ મા તાહરૂં, સર્વ સારનો સાર;
સમે સમો જોઇ સ્મરે, તો બેડો ઉતરે પાર—૩

ભક્તજનના આગ્રહથી, છપાવી પાડી બ્હાર;
ઉપજ થશે ચોપડી તણી, તે ખરચીશ ધર્મદ્વાર—૪

ખર્ચ જતાં નફો રહે, ધર્મ કરવા મન;
માજી બુદ્ધિ આપશે, ત્યાં વાપરીશ થઇ પ્રસન્ન—૫

સુરત આમલીરાનમાં, છંદ તણા રચનાર;
ભૂલચુક માફ કરજો, **અમીચંદ** કહે વારંવાર—૬



## દોહરો ૨.

જગત્કર્તા જનુની તમે, થયા સીંહ સ્વાર;
વેણુ વગાડે મુખ પરે, શાર્દુલ કરે થૈકાર.
રીદ્ધિસીદ્ધિ આપો સર્વને, છો સૌના દાતાર;
શાસ્ત્ર વેદ વાણી તમે, ઇચ્છાશક્તિ ઓમકાર.
અકળ કળા છે તાહરી, શેષ ના પામે પાર;
મીનીટ એક ઘટે નહિ, વધે નહિ લગાર.
ચંચળ ચેતી ચતુર નર, સેવો અંબા દ્વાર;
દર્શનથી દુ:ખ દુર જશે, થશે સુખ અપાર.
મોજ ઉઠે જો મન તણી, છંદ વસ્તુ છે સાર;
તીવ્ર બુદ્ધી રાખી કરી, છંદ ગાજો વારંવાર.
ચીંતા ટળશે મન તણી, ભોગવો સુખ સંસાર;
દર્શનથી પ્રસન્ન થશે, **અમીચંદ** કહે ઉતારો પાર.

## દોહરો ૩.

ગવરી સુત ગણેશ તું, વંદુ વારંવાર;
સ્મરૂં માતા શારદા, બુદ્ધિ તણાં દાતાર. ૧
આરાધુ આદ્ય ઇશ્વરી, અખંડ ભૂવનના ઇશ;
ગુણ ગાવું અંબા તણા, પ્રેમે નમાવું શિષ. ૨
ધ્યાન ધરી મા છંદ કરૂં, મદદ તમારી લઇ;
ભેદ ભાંગો બ્રમણા તણો, તો ભીતર ભીજું જઇ. ૩

જ્ઞાને ધ્યાન લાગી રહ્યું, માજી માજી છંદ ગાઇ;
આગ્રહ ઘણો ભગ્તન તણો, બીજા ભાગને માંહી. ૪
બીજો ભાગ બહાર પાડીયો, ભક્તજન લેજો સાર;
કરીદ કરો ખુશી થઇ, જશે પૈસા ધર્મ દ્વાર. ૫
નિર્ગુણ સગુણ છંદ બાંધીઆ, ચડી ઉલટ સમાધી મન;
કાનો માત્ર કાંઇ ભૂલ હોયે, સુધારી ગાજો [illegible]. ૬
સુરત શેહેર રળીઆમણું, આમલીરાન મારો વાસ;
સેવક **અમીચંદ** કહે મા પુરો સૌની આશ. ૭

સાખી—૧.

સ્મરૂં શંકર સુત પ્રથમ પુજું ઘન દેવા,
સિંદુર ચડે શરીર હાથ મોદિક ઓર મેવા.
ઘન છબી તમારી નીરખી ભગત સહુકરતે સેવા,
સ્મરે વારંવાર સુખ સંસારના લેવા.
સંકટ સમે સમરૂં આવ્યો છું શરણે રહેવા,
હાથ જોડી **અમીચંદ** આવી ઉભો છે કહેવા.

**કેકતા.**

રંકને રક્ષણ કરો શારદાએ, હાથ જોડીને ભજું અંબાએ;
સદા સ્હાય કરજો અંબામાએ, ભક્ત જન ગુણ તમારા ગાએ.
આવી કંઠ ઉપર કરો રક્ષાએ, **અમીચંદ** લાગે તમારે પાએ;
સ્મરતાં સંકટ જાય છે દૂર, કરે માજી પલમાં ચુર ચુરજી.

## સાખી—૨.

ભજન કર ભજન કર ધર ધ્યાન અંબે માતકા;
મગરૂરી છોડ મુર્ખ મંન સંઘાત છોડા સાથકા;
ગુરૂ કહ્યા નહિ સંગ રહ્યા; તરછોડ ચલા કજાતકા;
નુગરેકી સોબત મત કરો કજાત મારે ઝાટકા;
મરજાદ છોડી જાય દોડી, મારે ગપાટા વાતકા;
શીવલાલ કહે ગુરૂ સંગ રહી; છંદ ગાઉં અંબે માતકાઃ ॥૧॥

## કેકતો.

ગુરૂકી ગત ઘણી ન્યારી, મુંડે ચેલો ભરોસો હોય ભારી;
પ્યાલા દે ગુરૂ ચેલો ધારી, નુગરેકી નહિ કરવી યારી.
ગુરૂકા જ્ઞાનકી બલીહારી, કે ઓળખ્યા અંબા અપ્પર ધારી;
શીવલાલ કહે વારંવારી, અમીચંદભાઇ સંગ રહે મારીઃ ॥

## સાખી—૩.

ભક્તિ કરો ભક્તિ કરો, ભક્તિનું ફળ મળશે;
આદ્યઇશ્વરી અંબીકા, સ્મરેથી દુઃખ ટળશે;
કઠણ યુગ કળયુગનો લોભી પાખંડી મળશે;
ફસાવી ફોસલાવશે, નીરંજન ગુરૂ બતલાવશે;
નીરંજન નીરાકાર છે સાકાર જ્યારે મળશે;
સાકાર નીરાકાર થાય, આવાગમન દુઃખ ટળશે;
અજ્ઞાની છે જે મુઢ મતી, ગુરૂ વિના નહિ વળશે;
શીવલાલ કહે જ્ઞાની જોઈ અજ્ઞાની હોય તે બળશે. ॥

સાખી—૪.

જગતારૂંણી અંબા ધણી, માલીક અંબા આપજી;
લક્ષ ચોર્યાસી ભટકયો ઘણું, ત્યાં થયો ઘણો સંતાપજી.
મનુષ્ય જન્મ આવ્યો હવે, જો જપાય તારો જાપજી;
કર્મ તુટે પાપ પ્રજળે, કરો મહેર તમે માબાપજી.
લાગું ચરણ આવ્યો શરણ, કાપો જન્મના પાપજી;
**અમીચંદ** કહે કરૂણા કરી, ભગતના કષ્ટ કાપજીઃ ।।

## ફેકતો.

ભગત જે કરે ભક્તિ ભાવે, સદા તે સુખ સંપત પાવે;
ગુરૂશીર રાખી છંદ ગાવે, બાધ તેને કશો નહિ આવે;
મુર્ખ મન મમત કરી ગાવે, આખર તે પુરા પસ્તાવે;
**અમીચંદ** શરણે તારી આવે, ગાઈ છંદ સદા સુખ પાવે;
શરણમાં રાખો અંબા માઈ, ફરે તેરી નવખંડમાં દુવાઇ;
મારી મા.

સાખી—૫.

જાગી જો તું જીવડા, જગ સુખ થાશે નાશજી;
માને છે તું માહેરૂં નહિ રહેશે તારી પાસજી;
સ્વપ્નામાં રાજા થઇ તેં વરતાવ્યો ત્રાસજી;
જાગી જુવે તો કંઈ નહિ, થઈ બેઠા ભાઇ નીરાસજી;
નંદ ને મુચકુંદ ગયા, થયા રાવણ સરખા નાશજીઃ
હાથ જોડી **અમીચંદ** કહે માજી પુરો સૌની આસજીઃ ।।

## ફેકતો.

સંશયને ટાળો મારા ભાઇ, ભજી લો ભાવે અંબા માઈ;
સંશયમાં ગયા ઘણા અથડાઈ, સંશયથી ફરે ચોર્યાસી માંહી;
**અમીચંદ** કહે છે સુણો મેરે ભાઇ, વસે મારા ઘટમાં અંબા માઇ.
મેરી મા.

સાખી—૬.

જગ માતા જનુની તમે, જગમાં તો જશ આપજો;
દુર્મતી હોય માહેરી કૃપા કરીને કાપજો;
સંભાળ શરણાંગતની મા સ્થીર કરીને સ્થાપજો;
મ્હાનું તમારૂં ધરી હૃદયે મા છાપ તમારી છાપજો;
સહેજ સમાધી શ્વાસોશ્વાસે નીશદીન જપીએ જાપજી;
**અમીચંદ** કહે આદ્ય ઈશ્વરી ટાળો ત્રીવીધીના તાપજી: ॥

## ફેકતો.

દયા કરી દીન વચન મા સુણ,
લાગી મારે તારા નામની ધુન,
ત્રીગુણ માયા અખંડ નીર્ગુણ,
વસો તમે સઘળે સુનમાં સુન,
**અમીચંદ** ગાયે તમારા ગુણ,
શાસ્ત્ર ભેદ શબ્દ લે છે ચુન ચુનજી.



# आद्य शक्ति छंद प्रबंध.



## છંદ ૧ લો.

પ્રથમ કરૂં પ્રણામ, નામ લંબોધર દુઃખ ભંજન;
નમું સરસ્વતી ગીરજાનંદન, બને ચઊંઆ પર સ્વાર;
ધન થંન થંન બાજે પંજન, લંબી શુંઢ ઉપર શોભે દંતન;
જડે દંતપર હીરા અકેકા કેશરકા ચંદન;
બના ખુબ રૂપ અતિ કુંદન વિઘ્ન હરણ નામ ધરણ;
શરણમે રાખી દેના દર્શન, નમું સરસ્વતી ગીરજાનંદનઃ ૧

કરો કંઠપર સાહ્ય શારદા તમે નીત્ય રક્ષણ; મધુરી વાણી નીકળે ત્રતક્ષણ, અલેખ પુરૂષ અવિનાશી રૂષીદેવ કરે તારૂં સ્મરણ; શારદા સદા રહેજો પ્રસન્ન, આપો સુખસંપદા સ્મરતા રીદ્ધસીદ્ધ સત વચન; નમું સરસ્વતી ગીરજાનંદનઃ ૨

કરી આનંદ ઉહ્વાસ હીલમીલ બેઠે સબ ભક્તન; છંદ માજીના ગાવા મગન, બાજે ઢોલ મૃદંગ, શોર કરે છાંયા ખુબ ગગન; ગાઉં મા છંદ નવી ધરણ, આવી રહેજો સરસ્વતી જીભ્યાએ લાગું તારે ચરણ; નમું સરસ્વતી ગીરજાનંદનઃ ૩

ચૌદ લોક ઓર એકવીશ બ્રહ્માંડ કરે તારૂં રટણ, અરાઢે વરણ કરે મથન; દરશનથી દુઃખ જાએ દરીદ્ર કાયા થાએ પાવન, ભગતજન કહે આજે ધનધન, **અમીચંદ** કહે સાહ્ય કરો હું આવ્યો તારે શરણ; નમું સરસ્વતી ગીરજાનંદનઃ ૪

## છંદ ૨ જો.

પ્રથમ નમું ગણપતિ માત સરસ્વતીનું ધરતાં ધ્યાન; કંઠ વાણી દો બુદ્ધિ જ્ઞાન; મા કરી મનસુબો ઘરસે આયા માજી તમારે ધામ, પ્રથમ જય બોલું તમારૂં નામ, ચરણુ શિષ માની, ઉભી નીરખી કરૂં માને સલામ, તેરી ભક્તિસે હોવે આરામ, મા હરદીસ તારૂં ધ્યાન ધરી મા કરૂં તારૂં પીછાન, કંઠવાણી દો બુદ્ધિ જ્ઞાન.—ચોક ૧.

મૂળસ્થંભથી કહું માજી હું સૃષ્ટિકા વિસ્તાર અખંડ જ્યોત નીર્ગુણ નિરાકાર, ઇચ્છા શક્તિને પ્રગટ કીયા બ્રહ્મા વિષ્ણું રૂદ્ર તૈયાર, રૂપ પલ્ટી કીયા ભરથાર; પણ લક્ષ્મી સાવિત્રી ઉમીયા માતા ત્રીગુણુકા મંડાણુ, કંઠવાણી દો બુદ્ધિ જ્ઞાન.—ચોક ૨.

તેરી માયાકા પાર નહિ બ્રહ્માદિક ભૂલ જાતા, તેરા કોઈ પાર નહિ પાતા; બ્રહ્મા વિષ્ણું રૂદ્ર હુકમમે તેરા ગુણ ગાતા, સકળ ઘટઘટમેં ફેલાતા; સ્વર્ગ મૃત્યુ પાતાળ કે ચૌદા ભુવન ધરે તારૂં ધ્યાન, કંઠ વાણી દો બુદ્ધિ જ્ઞાન.—ચોક ૩.

મેં હું તુમેરા દાસ ગુનેગાર બંદગી તેરી કરતા; તેરે ચરણો પર શિષ ધરતા તેરે શરણુમેં જે કોઇ રહેવે નહિ કીસસે ડરતા, મહારાજગીર તેરા ધ્યાન ધરતા; **અમીચંદ** કહે છંદ બનાવી, ભજો અંબા જુગ જાણુ, કંઠવાણી દો બુદ્ધિ જ્ઞાન.—ચોક ૪.

## છંદ ૩ જો.

(પ્રથમ નમું ગણુપતિ એ રાહ)

સકળ સભામેં સમરૂં આવો ધંન, શંકરકે ફરજન, દેના દર્શણ ધંન દુઃખ ભંજન, ધંન કરૂં તમારી પૂજા એક ચીત્ત રાખી બેઠો તનમન, ઉડે ફૂલ ખશબોઈ અત્તર સુગંધ, ધન ઘડી ધન દિવસ આજનો થાય તારૂં દર્શણ, બદન પર સીંદુર ચડે લેપન, જમણી સુંઢ ગણુપતિ શોભે તેરી અંખીઓમેં અંજનઃ દેના દર્શણ ધંન.—ચોક ૧.

આદ્ય અંતે અંબામા પ્રગટ્યા, નિરાકાર નિર્ગુણ, બ્રહ્મા વિષ્ણું શંકર ત્રિગુણ, એ કોઇનામાં ફેર નહિં માએ કીધાં સ્વરૂપ ધારણ, રચવા સૃષ્ટિને કારણ, એ માયા જાળમાં પડી અંધારી ફેલી ગયો શીગુંણઃ દેના દર્શણ ધંન.—ચોક ૨.

રચ્યો મા સંસાર સાગરનો પાર નહિ જડન, ડુબી સૌ એમાં અરાઢે વરણ, સેજ નથી સંસાર પાર તરવું ઘણું કઠણ, કરે એક ચીત અંબાનું રટણ એહી નામશે તરે ભવ-સાગર મીટે આવા ગમનઃ દેના દર્શણ ધંન.—ચોક ૩.

મહારાજગીર ગયે ભુખણદાસ તે આવ્યા તમારે શરણ, દેજો દર્શણ થઇને પ્રસન્ન, જુઠી માયા સંસારની ખોટી, સાચું તારૂં સ્મરણ, હાથ જોડી કહે છે **અમીચંદ**, ભક્તિ ભાવે ભજું માજી તને સમરે સૌ જગ્તનઃ દેના દર્શણ ધંન. ચોક ૪.

## છંદ ૪ થો.

કહે તે ભક્તજન, સ્મરૂં શંકર કે ફરજન,
પ્રથમ પૂજું આદ્યધન, તમે આવોરે.
તમે આવો ધન મહારાજેજી, છુમ છનનનન ઘુઘરૂં બાજેજી,
એક સમે શિવ શંકર ભોળા, બોલે પાર્વતી સંગેજી,
મેરૂ પર્વત પર જઇશું તપશ્ચર્યા, કરવા અતિ ઉમંગેજી,
ઉમિયા કહે ન રહું એકલી, નથી કોઈ મારી સંગેજી.
આપ્યું શિવે વરદાન ઉતારજો, મેલ તમારે અંગેજી.

### ઝુલ.

પુત્ર પુત્રિ પ્રગટ થશે, નહિં ચિંતા રાખશો મનજી,
વરદાન આપી શિવજી ગયા, ધરે ધ્યાન વાળી આશનજી,
પાર્વતી સ્નાન કરવા, વિચાર કરે છે મનજી,
અંગ થકી મેલ ઉતારી, પ્રગટ કીધા બે ફરજંનજી,
ઓખા ગણપતિ દ્વાર બીરાજેજી: છુંમ છનનન.—ચોક ૧.

ઓખા ગણપતિ રમજો ઓટલે, ઘરમાં કરૂં છું સ્નાનેજી,
નારદજી જઇ કહે છે શિવજીને, તમે ધરોછો ધ્યાનેજી,
ઘેર બે બાળક પ્રગટ થયા છે ઓટલે રમે સંતાનેજી,
ભોળા શંભુ ભૂલી ગયા, આપી આવ્યા હતા વરદાનેજી.

### ઝુલ.

ક્રોધ કરીને ઉઠ્યા ગયા પોતાને દ્વારજી,
બાળક બે બેઠા જોઇને ખીજવાઇ ગયા અપારજી.

રીસ કરી ઘરમાં ધસે ઉઘાડવાને દ્વારજી,
ગણપતિ ગુસ્સે થયા લટ પકડી નાંખ્યા બ્હારજી,
ધુસે ઘરમાં નથી તને લાજેજીઃ છુંમ છનનન.—ચોક ૨.

પિતા પુત્ર બે યુદ્ધ કરે લડે ક્રોધ કરે દાંત પીસેજી,
જટા સાહી શિવજીને નાંખ્યા, શંભુ ભરાયા રીશેજી,
ત્રિશુળ મારી ગણપતિ પાડ્યા, પળમાં ઉરાડયું શિષેજી,
ગભરાઇ ઓખા સંતાઇ ગઇ, ત્યાં બીજું કોઇ નહિં દીસેજી.

## ઝુલા.

ઘરમાં ધસી શિવજી ગયા, પાર્વતી બેઠા ન્હાયજી,
કેશ થકી અંગ ઢાંકયું શિવ આ તે શું કહેવાયજી,
બ્હાર બેઠા બે બાળક તમ વરદાને ફળ થાયજી,
સુરતા આવી શિવજીને પછી ઘણું પસ્તાયજી,
ઉડી શિષ ચંદ્ર રથ છાજેજીઃ છુંમ છનનન.—ચોક ૩.

પડ્યા પાર્વતી પૃથ્વી મુર્છા, સુણી શિવ વચનેજી,
માર્યો ગણેશ મારો કરો સજીવન,
નહીં તો પાડું મારૂં તનેજી,
મોકલી અનુચર શિવજી કહે કરી લાવો શિરછેદન્નેજી,
મળ્યો માર્ગમાં કુંજર મારી શિર લાવ્યા ભૂવનેજી.

## ઝુલા.

ધડ મસ્તક એકઠા કરી કરે સજીવન શિવ તત્કાળજી,
જોઇ પાર્વતી વીસ્મય થયા આ ન્હોય મારો બાળજી,

શિવજી કહે સુણો પાર્વતી એ જગત તણો પ્રતિપાળજી,
પહેલું પુજન એનું થશે ગણુપતિ દિન દયાળજી,
ગણુપતિ વિનાયક રાજેજીઃ છુંમ છનનન.—ચોક ૪.

માતા પાર્વતિ શણગાર ધરે શિરમુગટ છત્રકુંડળેજી,
રત્ન જડિત મોતીની માળા માતા પહેરાવે ગળેજી,
જમણી સુંઢ ગણુપતિ ગજાનંદ ઠુમક ઠુમક ઘન ચલેજી,
શિવજી કહે સુણ પાર્વતિ ગણુપતિ ભજે દુઃખ ટલેજી.

## ઝુલ.

શુભ કામે સમરે સર્વ થાય ગણુપતિ પૂજનજી,
સુણી વચન શિવજી તણું માતા થાય પ્રસન્નજી,
ચંદન લેપન કરી અંગે આંખો મેં અંજનજી,
વિઘ્ન હરો ધ્યાન ધરી કહે હાથ જોડીને ભક્તનજી,
**અમીચંદની** રાખો લાજેજીઃ છુંમ છનનન.—ચોક ૫.

---

## ગણુપતિનો છંદ ૫ મો.

કરી ઉંદર પર અસ્વારી, ઘનરાજ વારંવારી,
તારી છબી લાગે, પ્યારી ગવરી સુતરે.

ગવરી સુત ગુણ ભંડારેજી, ઘન કરે મોદિકનો આહારેજી,
ઉમિયા સજી સણગાર ધરતી, ગળે મોતનકી માળેજી,

મુગટ છત્ર કાનોંમેં કુંડળ, ઓઢે શાલ દુશાલેજી,
દુંદાળો દુઃખ ભંજન કહીએ, રત્ન જડે દંત લાલેજી,
સુંઢે ભરી મોતીની જાળી, શુદ્ધ બુદ્ધ ચમર ઢાળેજી.

ફેકતા.

બાંધી બાજુ બંધ કરે અંજને, પહેરી પાવડી પાંઉ પેજને,
થૈઇ થૈઇ નાચ રહ્યા હે ઘંને, જોઇ માતાજી થાયે પ્રસન્ને,
છબી નિરખે વારંવારેજી, ઘન કરે મોદિકનો આહારેજી.—ચોક ૧.

ગણપતિ ને કાર્તિક સ્વામી, બન્ને શિવ ફરજંનેજી,
શુદ્ધિ બુદ્ધિનું માગુ આવ્યું, વિચાર કરે શિવ મનેજી,
કરી મનસુબો શિવજી કહે, તમે સાંભળો મારા તનેજી,
તિરથ યાત્રા કરી ફરી પૃથ્વી, વ્હેલો આવે ભૂવંનેજી.

ફેકતા.

વ્હેલો આવે તે કન્યા પરણે, કાર્તિક સ્વામી દોડે હરખી મંને,
ગણેશને ઉંદર વાહને, એમ કહી ઝટપટ કરે દર્શને,
ઉઠી ગણપતિ મનમાં ધારેજી,
ઘન કરે મોદિકનો આહારેજી.—ચોક ૨.

સર્વ તિર્થમાં તિર્થ મોટું, માત પિતા પૂજનેજી,
એમ કહી સાત પ્રદક્ષિણા ફરી માત પિતાને કરે વંદનેજી,

સર્વ તિર્થ ફળ સ્હેજે પામ્યા, સઘળે ચડ્યું ચંદનેજી,
જે જે તિર્થ જાય કાર્તિક સ્વામી જુએ ગણેશ પુજનેજી.

## ફેકતા.

એ શિવ પાર્વતિ સમજી મને, ગણપતિનું ત્યાં કર્યું લગંને,
શુદ્ધિ બુદ્ધિનું હરખ્યું મને, ગણપતિ સંગે થયું લગંને,
ત્યાં થઈ રહ્યા જય જય કારેજી,
ઘન કરે મોદિકનો આહારેજી.—ચોક ૩.

તિર્થ યાત્રા કરી કાર્તિક સ્વામી, આવ્યા ગીરી કૈલાસેજી,
ગણપતિનું લગન થયું સુણી, મનમાં થયા ઉદાસેજી,
માત પિતાનું મુખ નહિં જોવું, એમ કહી ત્યાંથી નાસેજી,
દોડે પાર્વતિ પુઠે પકડવા, દોડતા ભરાયા શ્વાસેજી.

## ફેકતા.

આગળ પુત્ર દોડે પાછળ માતા, મારવાડ છોડી મા ગુજરાત
આતા, ઉઘડ્યો ઘુમટો મુખ દેખાતા,
અડધું માથું ખુલ્યું અડધે જાતા, ગયા દોડતા દક્ષિણ જ્યારેજી,
ઘન કરે મોદિકનો આહારેજી.—ચોક ૪.

દોડતાં માથું ઉઘડી ગયું ત્યારે ખભે નાખ્યું માએ ચીરેજી,
કાર્તિક સ્વામી ગયા દક્ષિણ દોડતા પહાડ મળ્યો ગંભીરેજી,
ક્રોધ કરી માર્યું માથું પહાડમાં અડધું પેઠું શરીરેજી,
દોડી પાર્વતિ પગને પકડ્યા ધીરા રહો મારા વીરેજી.

## ફેકતા.

અફસોસ થઇ રહ્યા પગને ઝાલી નેત્રેથી જાએ આંસુ ચાલી,
યાત્રા કરે કોઇ ભાગ્યશાળી માતા કરે સૌની રખેવાળી,
**અમીચંદ**ને પાર ઉતારોજી, ધન કરે મોદિકનો આહારેજી.
—ચોક ૫.

---

## છંદ ૬ ઠો.

સુરત શહેરના ઘીઆ ફળીઆમાં અંબામાતા બીરાજતી,
આરાસુરથી અંબા પધારે, ઘમ ઘનન ઘનન ઘુઘરૂ બાજતી,
રૂમઝુમ કરતી આવી અંબીકા જગહુળ જ્યોત ઝલકતી હે,
કાનમેં કુંડળ મુકુટ બીરાજે શીરછત્ર મણી લટકતી હે,
ભ્રમરકટાક્ષ બીરાજે તુમારી હાથચુડી કંચન ખલકતી હે,
બાંહે બાજુબંધ વેડ વીંટી, અંગુઠી હીરેકી ચળકતી હે.

## ઝુલ.

તેરી શોભા કયા કહું માને ગળે રતનકો હાર,
હીરા માણેક ઝળકી રહ્યા જેસી બીજલી કરે ચમકાર,
માને પાઉંમે પાએલ અણુવટ વીછવા અહો અહો મુખસે ભજતી,
આરાસુરથી અંબા પધારે.—૧

ચત્રભુજ તારૂં સ્વરૂપ બીરાજે, મંમાયા ખપ્પરવાળી,
કર્ણ ફૂલ કનોમે શોભતાં, લટા છુટી નાગણ કાળી,
જમણી બાજુ ગણેશ બીરાજે, ડાબી બાજુ બહુચર બાલી,
સંખન પુરથી આઇ અલબેલી કરે ભકતનકી રખેવાળી.

ઝુલ.

અંબા મારી માવડી, તુને સજ્યા સોળે સણગાર,
નાકોમેં નથની કમરપટો, તેરી નેનોંમેં કાજલસાર,
ચોળી પહેરી આસમાની, સાડી નાફરવાની બીરાજતી,
આરાસુરથી અંબા પધારે.—૨.

ચોકીદાર માના ચાર બીરાજે, પૂર્વ દીશા ઇંદ્ર રહેતા,
પશ્ચિમ દીશાપર વરૂણ દેવતા, ન્યારે ન્યારે સબકું કહેતા,
ઉત્તર દશાધન ઇંદ્ર કહેલા તે ધનપુરીમેં ઓ રહેતા,
દક્ષિણ દશા યમરાજા શિખરપર અંબે અંબે મુખથી કહેતા.

ઝુલ.

ચોકીદાર માના ચાર હે, રહે મઇઆકે આધિન,
ખેચરી ભુચરી અગોચરી, સબ ન્યારે નામ લો ગીન, "
અપરંપાર હે તેરી માયા સબ ખળખટ તુજકુ ભજતી,
આરાસુરથી અંબા પધારે.—૩.

શીખરબંધુ માનું દેહરૂં બીરાજે, ધજા ફરકતી દેખો ગગન,
બ્રાહ્મણ વેદ ભણે સઉ મુખથી ચંડી પાઠ તો કરે લગન,
વિજયાશંકર કરે આરતી, સદા શરણ મેં રહે મગન,
ઇંદ્રાસનથી અધિક શોભા, છુટે કુવારા ઉડને લગન.

## ઝુલ.

હાંડી તકતા શોભી રહ્યા, ઝુમ્મરો ચારો પાસ,
સૂરજ મુખી શલગી રહી, જેવા ચંદ્ર ખીલા આકાશ,
ગંધર્વ ધ્યાન મીલાવે રાગણી ગાતા સારંગી ખુબગાજતી,
આરાસુરથી અંબા પધારે.—૪.

કરજોડી માની કરૂં વિનંતી અપરંપાર તેરી લીલા,
નહિં બાલકે નહિ બુઢ્ઢા જુવાન જૈસે દેખો પુનમકા ચંદ્ર ખીલા,
મહારાજગીર ઉસ્તાદ હમારે, આજ ધન તુમારા દરશણ મીલા,
અજબ તરેહકી વાડી તુમારી ચંપા કેવડા છે પીલા.

## ઝુલ.

જુઈ જાઇ સેવટી હેં બટ મોગરો ગુલજાર,
સંવત્ ૧૯૨૬ ના, આખાડ સુદ ૭ ભોમવાર,
**અમીચંદ** કહે દોસ્ત હમારા વિજયાશંકર કરે ભક્તિ,
આરાસુરથી અંબા પધારે.—૫.

## નવાપરાની મહાલક્ષ્મી માતાનો છંદ ૭ મો.

જુગત જનુની માતા માહાલક્ષ્મી તારો પરતો દુનિઆમાં,
નવાપરામાં તખત તમારૂં લીમડા નીચે દેરામાં,
કુવા અંદર વિસરામ કીઆથા ગંગારામકુ હુવા પરસન,
બાળક જાણી મન દયા આણી માજી તુમને દીયા દરશન,
તાઠ ધુજારી ચઢી કંપારી કંકુ ફૂલતો લગે વરસન,
ક્ષમા ક્ષમા સબ કરને લગે આણંદ હો ગયે સબકે મન.

### રેકતો.

માને હાથ જોડી વિનંતી કરૂ નમસ્કારે, જીરે,
માજી મુખસેં બોલ્યા કહાડો કુવાથી બહારે, જીરે,
માના વચન સુણીને ભક્ત હુવે તઇઆરે, જીરે,
કરી સ્તુતી ઘણી માજીની ફીર કર ઉતરે કુવામેં,
નવાપરામાં.—૧

સંવત્ ૧૯૧૭ આસો શુદ ૮ શુકરવારે,
સબ ભક્તનકી કરવા રખેવાળ કુવામાંથી નીકળ્યા બહારે,
કોઇ કોઇને તો કોઇનો આશરો હમકુ તેરા આધારે,
નોધારાની તું બેલી છે કર ભક્તનકી રખેવાળે.

### રેકતો.

માના દેરા ઉપર લીમડો બીરાજે ઘન ગોરે, જીરે,
ઉડતાં પક્ષી આવતાં કરે ખુબ શોરે, જીરે,

બોલે મોર પપઇયા કોયલ કરે કલ્લોલે, જીરે,
અનેક જાતકે પક્ષી ઉડકર આકર બેઠે લીમડામેં,
નવાપરામાં.—૨.

સુરત શેહેરમાં ખબર પહોંચી સબ લોક દરશણકું આવે,
નાળીએર ઘાટડી ઘીનો દીવો ચડાનેકી ખાતર લાવે,
દરશણ કર કર પ્રસન્ન હોવે ભગ્તનકે મનમેં ભાવે,
આઠ પોહોર ઓર ચોસેંઠ ઘડી માજી તુમારા ગુણ ગાવે.

## રેકતો.

માને શણગાર તણો હું હવે કરૂં વિસ્તારે, જીરે,
માને પાઉંમે પાએલ ઘુઘરૂં કરે ઘમકારે, જીરે,
માને મુગટ છત્ર ઓર ગળેમેં નવસરો હારે, જીરે,
સોલે સણગાર સજ કર બેઠે દરશણ કારણ આયા મેં,
નવાપરામાં.—૩.

અપરંપાર હે તેરી માયા અજબ રચી તુમને લીલા.
માજી તુમારે સ્વરૂપ બીરાજે જૈસા પુનેમકા ચંદ્ર ખીલા,
કસબી કોરની સાડી બીરાજે નવરંગી વાગા પીળા.
વાડી તણી હું કયા કહું શોભા તરેહ તરેહકા ફૂલ ખીલા.

## રેકતો.

જુઇ જાઇ સાહેલી બટ મોગરા ખીલા, જીરે,
ગુલાબ, દાવડી, ચંપા, કેવડા, પીલા, જીરે,
ધન ભાગ્ય હમારા દરશણ તુમેરા મીલા, જીરે,
મહારાજગીર ઉસ્તાદ હમેરા અમીચંદ જપતા
તેરા નામે.
નવાપરામાં તખત તુમારા લીમડા નીચે દેરામાં.—૪.

## કાળકા માતાનો છંદ ૮ મો.

(મહાપ્રલયના છંદની રાહ)

મહાકાળી કરે કલ્યાણુ ધરે સહુ ધ્યાને,
મારી માજી આપ તખ્તે બિરાજેજી;
ભક્ત મંડળી છંદ ગાયે ત્યાં ઢોલક બાજેજી.
માની ભક્તિ કરીને ભાવ રાખે આકીને,
દર મહિને મહિને છંદજ ગાયેજી;
હાથ જોડી માને અરજ કરે છે કરજો સુહાયેજી.
આવે બાળક બુઢ્ઢા જુવાન તમારે ધામે,
માગે યાચક થઇને લાગે પાયેજી;
બાળક માગે વિદ્યા હુન્નર આપો માયેજી.

### ગઝલ.

બેસતે વર્ષ કારતક માસે આનંદ ઓચ્છવ થાયે,
મારી મા આનંદ ઓચ્છવ થાયે;
મંદિર મહાદેવ માને દ્વારે દર્શન કરવાને જાયે.

### કેકતા.

શહેર સુરત ઘીઆ ફળીઆમાં છે મહાકાળી,
દર્શન કરવાને આવે ભગત સઉ ચાલી,
ઘીનો દીવો નાળીએર હાર વેચે છે માળી,
માગસર સુદ પડવે સજ્યા સાજેજી,
ભક્ત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી.—ચોક ૧

બેસતે મહિને લઇ શ્રીફળ માજીમાં આવે,
હાર ઘીનો દીવો માજીને ચડાવેજી,
શ્રીફળ ચડાવે સફળ કરે કામ મદદ આવેજી,
માને નાળીએર ઘાટડી ઘીનો દીવો વ્હાલો,
ભાવે લાવે ભગત પૂર્ણ સુખ પાવેજી,
ગુણ ગાવા પૂર્ણ સુખ લેવા ભગત આવેજી.

ગઝલ.

કાળી તું કલકત્તાવાળી નવખંડની ધણીઆણી,
મારીરે મા નવખંડની ધણીઆણી;
બંગાળી સૌ કાળીને માને તારી ગત જેણે જાણી.

ફેકતો.

બંગાળી ભજે સઉ કાળીકા મા દેવી,
તેમ આફતે આવી કામ કરે મા વ્હેલી,
ભજે ભક્તાને કરે સ્હાય ન જેવી તેવી,
સમરતા આવી ઝટ શિર પર ગાજેજી,
ભક્ત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી.—ચોક ૨

પોષ સુદ પડવે મા શિયાળાના દિને,
મા ઓઢી બેઠા છે શાલ દુશાલાજી,
મુગટ છત્ર કુંડલ છે કાને સુંદર બાળાજી,
મહા સુદ પડવે છે સહુને આનંદ હેલી,
ગાય ભક્ત છંદ કરે કાલાવાલાજી,
ફાગણ સુદ પડવે ગુલાલ ઉડે ત્યાં ખીલે ગુલલાલાજી.

## ગઝલ.

ચઈતર મહિને ઘોડી પડવો નવરાતર કહેવાય,
મારી મા નવરાતર કહેવાય;
શણગાર સજી માને વાડી ભરાવે ભક્ત મંડળ છંદ ગાય.

## ફેકતો.

વૈશાખ સુદ પડવે ઉનાળો ભરપૂરે,
ચડે ચંદન અત્તર મુખપર વરસે નૂરે,
કાળીકા કરે કલ્લોલ બિઘન કરે દૂરે,
મારી માજી જેઠ સુદ પડવે ગાજેજી,
ભક્ત મંડળી છંદ ગાયે ત્યાં ઢોલક બાજેજી.—ચોક ૩.

મા અખાડ મહિને આશા સઉની પુરે,
સુદ પડવો પ્રેમથી શિશ નમાવેજી,
શ્રાવણ સુદ પડવે છંદ ગાય ત્યાં મેવલો આવેજી,
ખુબ ઝરમર વરસે મેઘ ગુણી ગુણ ગાયે,
માનું સ્મરણ કરી પૂર્ણ સુખ પાવેજી,
ભાદરવો ભરપૂર ગાજે ખુબ ધુન મચાવેજી.

## ગઝલ.

પડવે કરી પ્રણામ કાળીને કહે છે કરૂણા લાવો,
મારી મા કહે છે કરૂણા લાવો;
આશો મહિનામાં પડવે નવરાતર કૃપા કરી મા આવો.

## ફેરકતો.

બાર મહિનાના બાર પડવે છંદ ગવાયે,
પાનાચંદ કરી પ્રણામ આગેવાન થાયે,
હળીમળી છંદ ગાય માને શિશ નમાવે,
કહે **અમીચંદ** મા રાખો લાજેજી,
ભક્ત મંડળી છંદ ગાય ત્યાં ઢોલક બાજેજી.—ચોક ૪.

---

## કાળકા માતાની આઠમનો છંદ ૯ મો.

[રાહ ઉપરનો]

મહાકાળી પાવાવાળી અરજ કાન ધરજો,
અમે આવ્યા મુસાફર ફરતા ફરતાજી,
દયા કરી દુઃખ હરો શેવક શિર ચરણ ધરતાજી,
માના દર્શનથી દુઃખ જાયે પૂર્ણ સુખ થાયે,
કરે ભકિત ભકતજન ભાવે ભજીનેજી,
બેઠે તખ્ત મહાકાળી શણગાર સોળે સજીનેજી,
પાંઉપાયલ અણુવટ વીછવાકા ખુબ બહારે,
મહારી માજી ભરી કોર લાલ ગજીનેજી,
અહંકારી કંઈ હારી ગયા મૂકી ગર્વ તજીનેજી.

### ગઝલ.

સંસારી જીવ જગત તણા તેની તમે કરો પ્રતિપાળ,
મારી મા તમે કરો પ્રતિપાળ;
દુઃખ કાપીને સુખરે આપો સદા લો સંભાળ.

## ફેકતો.

ઘણા ભકત તમારી ભક્તિ કરે છે ભાવે,
હર આઠેમ છંદ ગાવા છોટેલાલ આવે,
ચુનીલાલ ને બળવંતરામ માના ગુણ ગાવે,
મારી માજી માની સૌ ભક્તિ કરતાજી. દયા કરી.—ચોક ૧

માના છંદ સાંભળી બીજા ભકતજન આવે,
મારી માજી આઠેમ આનંદ કારીજી,
મહાકાળીના દર્શન કરી બોલે છંદ લલકારીજી.
માજી કરે કંઠપર સ્હાય કરૂણા લાવી,
મારી માજી ભજું તને ખપ્પર ધારીજી,
મનના મનોરથ પૂરો સર્વના છો સુખકારીજી.

## ગઝલ.

મંમાયા તારા દર્શનથી મને આજ આનંદની હેલી,
મારી મા આજ આનંદની હેલી;
ભક્તિ કરી છંદ ગાવા આઠેમે ભકત મંડળી થઇ ભેળી.

## ફેકતો.

સુમતિ કરી મને સદ્‌બુદ્ધિ મા આપો,
હોય ઉંચ નીચ તમે ભકતના દુ:ખ કાપો,
હતા વાલ્મિક ઋષિ કોળી ઋષિ કરી સ્થાપો,
તમે દીન દયાળુ સહુના દુ:ખ હરતાજી. દયા કરી.—ચોક ૨

આ માયા જાળ પડી શિરપર લોને બચાવી,
મારી માજી આવી અમે શરણે રહીએજી,
અમે અજ્ઞાની બાળ તમારાં કયાં જઇ કહીએજી,
હું ભટકયો ઠામોઠામ થયું નહિ કામે,
મારી માજી માયામાં ડુબ્યા છૈએજી,
સંસાર દુઃખ દુનિયાનું શિરપર કેમજ સહીએજી.

## ગઝલ.

સંસારના સૌ પ્રાણી માત્રને શકિત રૂપે સ્હાય કરજો,
મારી મા શકિત રૂપે સ્હાય કરજો;
જગત માતા જરા મ્હેર લાવીને ભકત અરજ કાન ધરજો.

## ફેકતા.

તમે અંબા કાળી એક રૂપ બે બેનો,
જ્યારે માયા રચો ત્યારે અનેક થાય છે વ્હેનો,
કાળી રૂપે ગોકુળમાં કૃષ્ણે ચરાવી ધેનો,
મારી માજી સ્હાય કરો ભક્ત સમરતાજી. દયા કરી.—ચોક ૩

આ ભકત મંડળમાં ઉંચ નીચ સૌ આવે,
મારી માજી ઓળખવાની એક એધાણીજી,
વ્યસન કરી જાય દારૂ પીએ મરવાની નિશાનીજી,
પીને પડે ભોંય નહિ શરીરનું રહે ભાને,
લોક જુએ ફજેતી વળી ધનની હાનીજી,
સમજુ પુરૂષને સમજી લેવું કહે ગુરૂ જ્ઞાનીજી.

## ગઝલ.

વ્યસન તજી ભજી માજી સમરશે પરવશ જીવ નહિં થાશે,
મારી મા પરવશ જીવ નહિં થાશે;
સ્હાયે કરી મા શરણે રાખે આવ્યા વિઘ્ન દૂર જાશે.

## ફેરકતા.

હર આઠેમ છંદ આવી ભગત જે ગાશે,
જુઓ સુરત બીઆ ફળીઆમાં કાળીનો વાસે,
એના સેવક પદુભાઇ રમણભાઇ છે પાસે,
**અમીચંદ** કહે ઇચ્છારામરે ફરતાજી. દયા કરી.—ચોક ૪

---

## મહા પ્રલયના છંદના રાગનો છંદ ૧૦ મો.

મહા માયા રૂપ છે એક નામ અનેક,
મારી માજી જોયા મેં તો સઘળે રમતાજી,
મન મારી મમતાને ત્યાગી બેઠા ભમતાજી,
મૂળ વસ્તુ મળી મારા મનની ભ્રમણાં ભાગી,
શાખ પુરે શાસ્ત્ર રહ્યો તે આધારેજી,
દૃઢ વિશ્વાસ રાખીને બેસે ઉતરે પારેજી,
ગુરૂ વચને રાખી આધાર મન કરે સ્થિરે,
વિનય કરી નમન કરી શબ્દ ઉચ્ચારેજી,
કહો સતગુરૂ સાર વસ્તુ બતાવો આ સંસારેજી.

**ગઝલ.**

મતલબી ગુરૂ ને મતલબી ચેલા મતલબી સૌ સંસારે,
મારી મા મતલબી સૌ સંસારે;
સ્વાર્થ કરી ગુણ માને ગુણીજન તે નર ઉતરે પારે.

**ફેકતા.**

કાળી અંબા રૂપ છે એક જુદા નવ જાણો,
એકથી થયા અનેક મત નવ તાણો,
જેવાં કર્યાં કામ તેવાં નામે કરો વખાણો,
જ્યારે ન્હોતી સમજ ત્યારે કરતો મમતાજી,
મન મારી મમતાને ત્યાગી.—ચોક ૧.

તમે એક ઓળખી એકને રહો આધારે મારી માજી
સકલ ઘટમેં વ્યાપેજી,
વણજ કરી વેપાર તોલ ઓછું નહિં આપેજી,
કરો ઉદ્યમ ઉદર ભરવાને ખાતરે, ધન મળ્યા પહેલાં
કંઇ રાખવું માપેજી;
સંતોષ રાખી સુખ સદા ભોગવે, નહિં સંતાપેજી.

**ગઝલ.**

પરિગ્રહ કરે પ્રસન્ન થાય સદા લક્ષ્મીનો રહે વાશો,
સત્ બોલે અસત્ ન ભાખે, અંબા પુરસે આશો.

**ફેકતા.**

જુઓ હરેક વાતમાં નીમ નીતિ કહેવાયે,
જુઓ જીવ આપણો તે પણ માપે ખાયે,

જરા વધતું ખાએ તો પ્રાણીને દુઃખ થાયે,
ભરે ભાણું મોટું પણ અટકે જમતાજી,
મન મારી મમતાને ત્યાગી.—ચોક ૨.

તેમ સર્વે જીવને મરવાની છે અવધે, અવધ આવે
ક્ષણ માત્ર ન રહેવાયેજી,
મ્હારૂં મ્હારૂં કરી મૂકી જાવું સંગ ન લેવાયજી;
તે થકી સતગુરૂ સાન કરી સમજાવે, મળ્યા પછી માંગે
તે લોભી કહેવાયેજી,
ધન લોભી ધન મેળવી મરે સુખે ન સહેવાયજી.

ગઝલ.

નીતિમાં રહોને નીતિથી ચાલો, નીતિથી નવેનિધ થાયે,
મારી મા નીતિથી નવેનિધ થાયે;
નીતિથી સુખ સંસારનું લઇને, આખર મોક્ષે જાયે.

ફેરકતા.

તે થકી પ્રાણી સહુ ન્યાય નીતિથી ફરવું,
કરી અન્યાય જબરા થઇ આખર તો મરવું,
સત્ ચાલતાં પડે જ્યારે દુઃખ તોયે નહિ ડરવું,
પડે સંકટ હરિશ્ચંદ્ર રાજા ખમતાજી,
મન મારી મમતાને ત્યાગી.—ચોક ૩.

મારે એક નીમ છે એક માજી નામ આલી, છંદ કરી ગાઇ
માને શિશ નમાવુંજી,

ચંડીપાઠના છંદ ગાવા હર વર્ષે આવુંજી,
સાંઠ વર્ષ થયાં માજી રાખે નીમે,
નથી પડયું નવરાતર છંદ ગવડાવુંજી,
કૃપા કરી મા હુકમ થશે તો વ્હેલો આવુંજી.

ગઝલ.

સંવત્ ૧૯૬૩ માંહી છંદ કર્યા માઘ માસે,
મારી મા છંદ કર્યા માઘ માસે;
દીન દયાળી દયા કરીને સૌની પુરજો આશે.

ફેકતો.

શહેર સુરત આમલીરાન રહેવાનું ધામે,
છંદ સાંભળી ભગતજન સર્વે આવે દહેરામે,
ડાહ્યાભાઈ સંગે રહી જપે માનું નામે,
ગાયે છંદ **અમીચંદ** માને ગમતાજી,
મન મારી મમતાને ત્યાગી.—ચોક ૪.

---

## વાઘેશ્વરી માતાનો છંદ ૧૧ મો.

(રાહ ઉપરનો)

શહેર સુરત આમલીરાન વાઘેશ્વરી માતા,
સોની અમદાવાદી ભજે ભાવ કરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી,
સજી શણુગાર માને મુગટ છત્ર શિરપરે,
મારી માજી કુંડલ ખુબ કરે ઝળકારેજી,

પહેરી નાકમાં વાળી પાંઉ પાયલકા બહારેજી,
ચુડો જડાવ હાથે બાજુબંધ ખુબ શોભે,
મારી માજી મણી રત્ન કો હારેજી,
સુંદર સાડી શોભે અંગે કાજળ સારેજી.

## ગઝલ.

દહેરૂં સોની અમદાવાદીનું ભાવે કરે દર્શને,
મારી મા ભાવે કરે દર્શને;
ઉલટ લાવી લાડ લડાવી માને કરે પ્રસન્ને.

## ફેંકતો.

મંગારામ બહેચર ભિલોડીઆ કહેવાએ,
તેનો અખંડ દીવો બળે ઘીનો દહેરામાંયે,
તેમ બહેરાવાળા પણ સારી કરે સેવાયે,
એનું કુટુંબ સેવા કરે ફરી ફરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી.—ચોક ૧.

જવાસનપર આરસ કરી રહ્યા ચમકારે,
એમાં આગેવાની કરી મગનલાલેજી,
ભાવ કરી મોટી રકમ આપી બહેરાવાળેજી,
ઉલટ ઘેલાભાઇ હુરગોવનદાસે, છત્રી ચાંદીની માતા લાલેજી,
વખતપર બીરાજે માજી સંકટ ટાળેજી.

## ગઝલ.

વાઘેશ્વરી બેઠી વાઘ ઉપર માના તેજ તણો નહિં પારે,
મારી મા તેજ તણો નહિં પારે;
ભાવે ભગતજન સેવા કરે સહુ રાખી માનો આધારે.

## ફેકતો.

સૌ સોનીને છે માજી ઉપર પ્રેમે,
કોઇ આઠેમ ચઉદસ પુનેમનો છે નેમે,
વારા બાંધી પૂજા કરે સાચવી આવે ટેમે,
ગાય ગાયન ગવૈયા બેસે ઠરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી.—ચોક ૨.

તેથી ભક્ત મંડળી છંદ કરી ગુણ ગાયે
હું તો રાગ રાગણી નથી જાણતોજી,
ગાંડુ ઘેલું બોલી ભજન કરી માને માનતોજી,
માને નામે સદા કલ્યાણ આનંદની હેલી,
મારી માજી હું તો નથી મતને તાણતોજી,
સર્વાંગે સચરાચર દેખી ધરતો ધ્યાનેજી,

## ગઝલ.

બાર મહિનાના બાર પડવા માના ગુણ હું ગાઉં,
મારીમા માના ગુણ હું ગાઉં;
અલ્પમતિ મારૂં ગજું નથી જો કીરપા હશે તો આઉં.

## ફેકતો.

કુબુદ્ધિ કાપી સુબુદ્ધિ મને આપો.
આવ્યા સંકટ કરી દૂર પુત્ર કરી સ્થાપો,
મારા જન્મો જન્મના સાચા તમો માબાપો,
મારી માજી ચાલું હું ડરી ડરીનેજી.
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી.—ચોક ૩.

તારી માયાનો નહિં પાર સુણો અલબેલી,
કંઇ અનંત ભવ કરી આ જીવ ભટકેજી,
પૂર્વ જન્મનો ઉદય થાય ત્યારે મમતા અટકેજી,
આ સંસાર સમુદ્રપાર મને ઉતારો—સતગુરૂ શબ્દ મને;
ભિત્તર ચટકેજી,
ગુરૂ વિના નહિ જ્ઞાન મળે બેઠા શિર પટકેજી.

## ગઝલ.

મંત્ર માજી તારા નામનો મળીઓ જન્મ મરણ ભય ટળીઓ,
મારી મા જન્મ મરણ ભય ટળીઓ;
અજર અમર રસ જે જન પીએ કોઇનો ન જાએ કળીઓ.

## ફેકતો.

તે ભવજળ ઉતરે પાર મટે ચોર્યાસી,
છોટુભાઇ ને હીરાભાઇ માને વિશ્વાસી,
માના છંદ ગાયેથી સદા રહે સુખવાસી,
છંદ કરી **અમીચંદ** જાય તરીનેજી,
ચકુભટ કરી પૂજા બેઠા થાળ ધરીનેજી.—ચોક ૪.

## અંબામાતાનો છંદ ૧૨ મો.

[મહા પ્રલયના છંદની રાહ]

આપો આપો ભક્તને ભાવે કરી દર્શને,
હું તો કહું મા તમને ફરી ફરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.
આજ પૂર્ણ પુનમનો રૂડો છે મા દિને,
મારી માજી આજ આનંદની હેલીજી,
હળી મળી ગાવા છંદ ભક્ત મંડળી થઇ ભેળીજી.
આવી પ્રથમ કરે પ્રણામ ધરે માનું ધ્યાને,
સ્હાય કરે શારદા કંઠપર વ્હેલીજી,
મધુર શબ્દ શુદ્ધ વાણી આપી થઇ જાઓ બેલીજી.

### ગઝલ.

જે જન પૂર્ણ પ્રિત કરીને ધરશે માજીનું ધ્યાને,
મારી મા ધરશે માજીનું ધ્યાને;
પુત્ર જાણી મા દયા આણીને સૌનું કરે કલ્યાણે.

### ફેકતા.

માના દર્શણથી દુઃખ જાયે સદા સુખ થાયે,
સજી શણગાર બેઠી તખ્ત પર મારી માએ,
ખીલી કળી કળી વાડીમાં જાળી ભરાયે,
જુઓ છત્રી ચાંદીની સુરતા કરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.—ચોક ૧.

માને મુગટ કુંડળ શિરપર છત્રી શોભે,
મારી માજી નેનમે સુરમા ડાલાજી,
કર કંકણુ ખળકે છે ચુડો હાથમેં ડાલાજી,
લઈ ત્રિશુળ બિરાજે તખ્તપર મંમાયા,
છુટા કેશ શોભે જેમ નાગણુ કાળીજી,
કોટી ચંદ્રનું તેજ બિરાજે સુંદર બાળાજી.

ગઝલ.

નખ શીખ સજી શણગાર રહ્યા માને મોતી પોરાયે બાલ બાલે,
મારી મા મોતી પોરાયે બાલ બાલે;
સિંહુ વાહુન કરી સેંથારે પુરી ભકત વધાવે થાળે.

ફેકતા.

થાય હડપચી પર હીરા ઝગઝગાટે,
માના દર્શન કરવા દૂર દેશથી આતે,
કરી દર્શન ભકત સૌ મનમાં હરખાતે,
મારી માજી નમે સહુ બહુચરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.–ચોક ૨.

મા બાર માસની બાર પુનમ કહેવાયે,
મારી માજી પુનેમે કરે કલ્લોલેજી,
જાત્રા જાયે કાર્તકી પુનેમે જય જય બોલેજી,
માગશર મહિનાની પુનેમની બલિહારી,
મારી માજી આરાસુરમાંહી હીંચોળેજી,
આબુ પર અંબાની જાત્રા મળે લોકો ટોળેજી.

## ગઝલ.

પોષ મહિનામાં પુનેમ આવે સૌને આનંદની હેલી,
મારી મા સૌને આનંદની હેલી;
સાલગીરી આવે અંબા માતાની સુરતમાં અલબેલી.

## ફેરકતા.

ભરાય મેળો સુરતમાં અંબાજીને દેરે,
થાય આનંદ ઉત્સવ સૌને ઘેરે ઘેરે,
રાતે ગાયન કમળ થાય ઘીના રાત જાય લહેરે,
કહે માહની પુનેમને માઘી કરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.—ચોક ૩.

આવે ફાગણ માસે પુનેમ રમે સૌ રંગે,
મારી માજી રમે ચોસેઠે હોળીજી,
લઇ પીચકારી મારે રંગ ભર કેસર ગોળીજી,
ચૈત્રી પુનેમની ખીલી રહી ચાંદરણી,
મારી માજી શંખનપૂર બહુચર ભેળીજી.
વૈશાખ જેઠ ઝગઝગાટ પુનેમ પહેરી ચોળીજી.

## ગઝલ.

અષાડ મહિને અષાડી પુનેમ વરસાદજીનો છે ટેમે,
મારી મા વરસાદજીનો છે ટેમે;
જુઓ બળેવે રાખડી બંધાય, શ્રાવણ સુદ પુનેમે,

## ફેકતા.

ભાદરવો ભરપુર ગાજે ઘનઘોરે,
બોલે મોર પપૈયા કોયલ કરે ખુબ શોરે,
થાય આસો માસ નવરાત્રિ મહા કલ્લોલે,
માણેકઠારી પુનેમે દર્શન કરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.—ચોક ૪.

એ બારે પુનેમે અંબા કે કાળકા ગાઉં,
મારી માજી સંસાર સ્વપ્ન તુલ લાગેજી,
ગુરુ ઉપદેશે જ્ઞાન થાય ત્યારે ભ્રમણા ભાંગેજી,
સેવે સાચા સતગુરૂ જ્ઞાન આપી સમજાવે,
પડે પ્રકાશ ઉઠે ઉંઘમાંથી જાગેજી,
શક્તિ શરણુ જઇ ધ્યાન ધરી મોક્ષ પદ માગેજી.

## ગઝલ.

સંસારના સંકટથી ટાળી અંત વખત હાથ ઝાલો,
મારી મા અંત વખત હાથ ઝાલો;
સગા સંબંધી સુખના બેલી ત્રિવિધ તાપને ટાળો.

## ફેકતા.

તારા નામની પકડી ઢાલ ધરી બચાવો,
જાણુ પુત્ર કરીને મદદ વ્હેલા આવો,
એળે ગયો વખત અમીચંદ કરે પસ્તાવો,
કહે ગુલાબદાસને સાન કરીનેજી,
લળી લળી લાગું પાય બેઠા અમે ધ્યાન ધરીનેજી.—ચોક ૫.

## છંદ ૧૩ મો.

[કરી ઉંદર પર સ્વારી—એ ગણપતિના છંદની રાહ.]

પાવાની પટરાણી, માતા કાળકા, ભવાની નવ ખંડમાં વખાણી,
મહાકાળીજી, મહાકાળી પાવાવાળીજી મા ગરબે રમવા ચાલીજી,
ચાંપાનેરમાં રાજ કરે રાજા પટાઇ પ્રજા પાળેજી,
સુખી સર્વ લોક, નહિ કોઇ દુઃખી કાળી કરે રખેવાળેજી,
ઘેર ઘેર મંગળ ઉત્સવ થાયે આવ્યા સંકટ ટાળેજી,
ભર યૌવન મદમાતી કામીના મોતી પોરાયે બાલ બાલેજી.

### ઝુલ.

ચલી સખી સજકે શણગારે, ગળે બીચ નવશેરા હારે,
નેનોમેં કાજળ સારે, પાંઉ બીચ પાએલકા બહારે;
છુંમ છુંમ ઘુઘરૂ કરે ઘમકારે સજી સખી થઇ તઇયારેજી.

### ફેકતો.

ઓ માજી એ ઘર ઘરશે નીકળી સાહેલી,
ઓ માજી એ તો સજી શણગાર ગરબે ચાલી;
ઓ માજી એણે પેહેરી સાડી નાકોમેં વાળી.

[રાહ બીજી.]

સબ સખીયાં હીલ મીલ કર જાતી, જરીકસ ચોળી પહેરી રાતી,
ગાય ગરબો ફરે મદમાતી, ફરે કુદડી મન હરખાતી,
લેતી હાથોહાથમાં તાળીજી, મા ગરબે રમવા ચાલીજી.—ચોક ૧

ઘેર ઘેર આણંદની હેલી નવરાત્રિની રાતેજી,
મહાકાળી શણગાર સજી બની નવ યૌવના મા જાતેજી,

ઓઢી ચુંદડી ફરે કુંડડી, ગરબા ગાય સૌ સાથેજી,
સ્વરૂપ જોઈ થયા વીસ્મય સર્વે આ કોઇ અંબા માતેજી.

## ઝુલ.

બ્રહ્મા વિષ્ણું દેખન આયે, કરે પ્રણામ તું છે યુગ માયે,
મહાકાળી ગરબો ગાયે, સુણી ખબર રાજાજી આયે;
દેખ કલેજે લગ ગયે ઘાયે, નહિં દીઠી મેં યુગ માંહે.

## ફેકતો.

ઓ માજી એ રાજા મનમાં કરે વિચારે,
ઓ માજી એ કોણ પુરૂષ હોસે ઘર નારે;
ઓ માજી થયો બુદ્ધિ ભ્રષ્ટ રાજાજી જ્યારે.

[રાહ બીજી.]

ઉભો રાજા સૌ લજ્જા ત્યાગી,
લાગ જોઈ રહ્યા રાતે જાગી,
ગરબો ગાઇ સૌ રસ્તે લાગી,
સમજ્યો નહિ મન મૂર્ખ અભાગી,
જોઇ એકલી પાલવ રહ્યો ઝાલીજી,
મા ગરબે રમવા ચાલીજી.—ચોક ૨

પ્રસન્ન થઇ કહે માગ માગ મૂખથી બોલ્યા મહાકાળીજી,
મૂર્ખ રાજા સમજ્યો નહિ માનો પાલવ લીધો છે ઝાલીજી,
મહોલે પધારો કહે મંદિર મારે સઉથી કરૂં તુંને વાલીજી,
એવું સુણી કહે ક્રોધ કરી તારો પાવો નાંખુ પ્રજાળીજી.

## ઝુલ.

કઠણુ વચન સુણી મા કાને, શાપ દઇ થયા અંતરધ્યાને,
હાથ ઘસી રહ્યો મસ્તાને, લઇ લશ્કર આવ્યો સુલતાને;
ચાર લાખ ઘોડે નિશાને, ઉતારવા રાયનું માને.

## ફેકતો.

ઓ માજી એણે પાવાગઢ લીધું છે ઘેરી,
ઓ માજી એ તો દાંત પીસી ઉભા છે વેરી;
ઓ માજી એ તો લૂટે શહેર ચૌટા ને શેરી.

[ રાહ બીજી.]

પાંચ વર્ષ લડી થયા ધુણધાણી,
કણ કોઠારે ન મળે અન્ન પાણી,
દુઃખી થયો બોલે મુખથી વાણી,
ઓળખ્યા નહિ મેં આદ્ય ભવાની,
ભર્યા ભંડાર થયા સઉ ખાલીજી,
મા ગરબે રમવા ચાલીજી.—ચોક ૩

બાદશાહ પાવાગઢને લૂટે રત્ન ભર્યા ભંડારેજી,
પાંચ પુત્ર રાજાના માર્યા જોઇ કરે હાહાકારેજી,
રણવાસે જઇ ચડયું લશ્કર ઉભું સોળ હજારેજી,
નવસે નવાણું રાણી રાયની રૂપ તણો નહિ પારેજી.

## ઝુલ.

ઓળખ્યા નહિ મેં માતા કાળી શાપ દઇ ગયા મા ચાલી,
ભૂલ્યો મા લેજો સંભાળી, શરણે જઇ ઉભો મહાકાળી,
દયા કરજો દીન દયાળી, નથી કોઇ મારૂં મા વાલી.

## ફેકતો.

ઓ માજી શરણે જઇ રાજા ધરે ધ્યાને,
ઓ માજી પ્રસન્ન થઇ આપ્યું વરદાને;
ઓ માજી કહે વૈકુંઠે જાજો વમાને.

[રાહ બીજી.]

સોળ હજાર સુભટને મારી પડયો પૃથ્વી રાજા ભારી,
શક્તિ શરણુ ગયો થયો સુખકારી ડાહ્યાભાઈ કહે છંદ લલકારી;
જોડી સ્મરે **અમીચંદ** કાળીજી, મા ગરબે રમવા ચાલીજી.

ચોક ૪

---

## છંદ ૧૪ મો.

આયા આશો માસ આશ મને દર્શનની તારી,
નવ દિવસ નવરાત્રિમાં સઉને આનંદકારી,
પ્રથમ પહેલું નવરાતર આસો સુદ પડવેથીરે,
ઉમંગથી જાએ ન્હાએ સઉ તાપી કે તીરે.

કરી નર નારી સ્નાન ધરી ધ્યાન, કરે શુદ્ધ શરીરે,
કોઇ ઘડા કોઇ ઝારી ભરે ચંબુ નિર્મળ નીરે,
માગણ આવે ગાવે જોગણી કરે વિનંતી તારી,
નવ દિવસ નવરાત્રિ.—૧

બીજ ત્રીજ આણંદમેં ચાલી ચોથ ગઇ રંગમે,
કરે ડાટા પાંચમે, ખુશી સૌ ઉમંગ છે અંગમે,
વાગી રહ્યા વાજીંત્ર ભૂંગળ ઢોલક કે સંગમે,
ફરે વાઘરી તાલ બજાવે પડે થાપ મૃદંગમે,
બાંધે ઘુઘરમાળ ઘેરીયા રહ્યા પગ થમકારી,
નવ દિવસ નવરાત્રિ.—૨

કોઇ કરે છે છઠના ડાટા કોઈ કરે અપવાસે,
સાતેમે સૌ કોઇને તેલા અંગમાં ઉલ્લાસે,
ચાચર ચોકમાં આવી દેવી સૌ ખેલનકી આસે,
બહુચર અંબા ફરે કુકડી કાળી છે પાસે,
ફરે જોગણી ચોસેંઠ ગાએ ગરબા ખુબ ભારી,
નવ દિવસ નવરાત્રિ.—૩

આઠેમે ફરાળ કરે સૌ મનમાં હરખાતે,
ભક્ત મંડળી કરે ભક્તિ ગુણ તેરા ગાતે,
સુરત શહેરનાં લોક મળે સૌ દર્શનકુ આતે,
મોદી માલણ બેઠા વેચવા ખાવાના હાટે,
અંબાજીને દહેરે સુરત ખુબ મચી ધુમ ભારી,
નવ દિવસ નવરાત્રિ.—૪

કંઇક ભક્ત ગુણ ગાએ તમારા છંદ લલકારે,
હરકીશન કહે વિજ્યાશંકર થઇ જાઓ તૈયારે,
ડાહ્યાભાઈ બોલે રામશંકર કહે ચુનીલાલ પ્યારે,
પરશોતમ વિજભુખણદાસ છંદજ લલકારે,
**અમીચંદ** કહે હાથ જોડી સૌ ભક્તિ કરે તારી,
નવ દિવસ નવરાત્રિ.—૫

---

## છંદ ૧૫ મો.

[આચે આસો માસ આશ મને દર્શનની તારી—એ રાહ]

સુરત આમલીરાંન વાઘેશ્વરી માતા ખપ્પર ધારી,
ખડગ ત્રિશુળ લઇ ઉભા કરી સિંહપર સ્વારી,
સજ્યા સોળે શણગાર પગમાં ઝાંઝર ઝમકારે,
અણવીટ વીછવા પગ પાવડી પાએલકા બહારે,
હાથે ચુડો જડાવ બાજુ બંધ હીરા ચમકારે,
કહ્લાં સાંકળાં વેઢ વીંટી માને નવશેરો હારે,
પહેરી નાકમાં વાળી કુંડળ મુગટ શીરપર ભારી,
ખડગ ત્રિશુળ લઇ ઉભા કરી સિંહપર સ્વારી.—ચોક

જમણી બાજુ બહુચરી તખતપર મંમાયા ગાજે,
ડાબી પાસે મહાલક્ષ્મી માતા આપે બિરાજે,
રંગ મંડપમેં જોઇ છત્રી માને સજ્યાં ખુબ સાજે,
દહેરૂં સોની અમદાવાદીનું મળી પંચ ગાજે,

શાંતિ કરવા મરકીની સતૂચંડી કરી ખુબ ભારી,
ખડગ ત્રિશુળ લઇ ઉભા કરી સિંહપર સ્વારી.—ચોક ૨

અમદાવાદી શૂરવીર સોની સેવે માતા વાઘેશ્વરી,
લગ્ન કરી જોડું પગે લગાડે ભાવે પ્રેમ ધરી,
સદા કરે રક્ષણ સોનીને ઉભી ધાલ ધરી,
સેવા કરે ચકુભટ માજીની ઉભા આરતી કરી,
બ્રાહ્મણ કરે ચંડીપાઠ ગાયન કરે ગંધર્વ લલકારી,
ખડગ ત્રિશુળ લઇ ઉભા કરી સિંહપર સ્વારી.—ચોક ૩

દીવા બાળે અખંડ સોની ગંગારામ બેચરદાસે,
સેવકને શરણાંગત રાખી પુરો સૌની આશે,
સંવત્ ૧૯૫૩ જેઠ વદ ૧૩ ચંદ્ર વારો,
**અમીચંદ** કહે છંદ કરી મા રહું તારી પાસે,
વિજ્યાશંકર મિત્ર અમારા કરે ભક્તિ તારી,
ખડગ ત્રિશુળ લઇ ઉભા કરી સિંહપર સ્વારી.—ચોક ૪

---

## છંદ ૧૬ મો.

ચત્ર ભૂજી મા તું, છે આરાસુરવાળી અંબામા,
તારૂં નામ ખપ્પર ભરવા ચાલી, ચત્ર ભૂજી મા તું;
પગ પાવડી પહેરી તેં, કરે ઝાંઝર ઝમકારે,
વાગે ઘુઘરૂ ઘમ ઘમ ગળે નવશેરો હારે;
કાને કુંડળ મુગટ શિષ પંચ રત્ન ચમકારે,
કર કંકણ શોભે હાથ નેનોમેં કાજળ સારે.

### ઝુલ.

સોળે શણગાર સજીઆ, થયા સિંહ ઉપર સ્વાર,
હાથ ખપ્પર ત્રિશુળ ધરી, બન્યા અંબામા તૈયાર;
અહો અહો બોલે મુખથી, મારે દૈત્યોકું ઝાલી,
અંબામા તારૂં નામ ખપ્પર ભરવા ચાલી.—ચોક ૧

માર્યાં મધુ કૈટભ તેં, કરી મોહીત મસ્તાને,
મધ્યમ ચરિત્રમાં તેં લીધાં દૈત્યોકા પ્રાણે;
મહિસાસુર પાપી જે, બહુ મુકે જે બાણે,
કરી યુદ્ધજ અપરંપાર, ક્રરી માયા નિર્વાણે.

### ઝુલ.

મહિસાસુર પાડો થઇ ઉભો ચડી માતાને બહુ રીસ,
ખડગ લઇ રણમાં ધસ્યા માએ છેદયું પાપીનું શીષ;
કરે પુષ્પ વૃષ્ટિ દેવતા ઉભા દેવના દુઃખ ટાળી,
અંબામા તારૂં નામ ખપ્પર ભરવા ચાલી.—ચોક ૨

ચંડ મુંડ પાપીને મા, કીધા રણમાં ચુરે,
રક્તબીજ રોળ્યો તેં, ઘણા માર્યા અસુરે;
ફરે ત્રિશુળ લઈ રણમાંએ, બળ વધ્યું ભરપુરે,
શુંભ નીશુંભ માર્યા તેં, મારી ભેંસાસુરે.

### ઝુલ.

અસંખ્ય દૈત્ય મારી કરી માએ કીધા દેવના કામ,
શક્તિ રૂપે તું એક છે, તારા જુદા જુદા છે નામ;
જ્યારે પડે દેવને દુઃખ તું કરે રખેવાળી,
અંબામા તારૂં નામ ખપ્પર ભરવા ચાલી.—ચોક ૩

કરે મન વાંચ્છીત મા કામ, તું અંબા અલબેલી,
ભગ્તજનની રાખો લાજ, તું આવજે મા વહેલી;
મને આશા છે તારી, બીજા સૌને મેલી,
ડાહ્યાભાઇ સમરે મા, તું છે સૌની બેલી.

**ઝુલ.**

ચુનીલાલ ભક્ત માજીના, સદા તારા ગુણ ગાએ,
હરકીશન સ્મરણ કરે, વિજ્યાશંકર ભજે અંબાએ;
છંદ કરે **અમીચંદ** મા, તું છે સૌની વાલી,
અંબામા તારૂં નામ ખપ્પર ભરવા ચાલી.—ચોક ૪

---

## છંદ ૧૭ મો.

[રાહ બીજી.]

સુણ અંબા મારી મા, કરી તમે સર્વ દેવને સાહ્ય,
તમારૂં નામ ગરીબ નવાજે, તમે રાખો હમારી લાજે,
માએ સજ્યા સોળે શણગાર, પાઉંમે ઘુઘરૂં કરે ઘમકારે,
અણવટ વીછવાકા ખુબ બહારે, માને ગળે રતનકો હારે,
પાટીયાં કાળી ગાંઠી ચીના પટી બાલબાલ મોતી માજી પોરવતી,
શીરપર મુગટ કરે ચમકારે, નેનોમેં કાજળ સારે.

**ફેકતા.**

ભલા નેનોમેં કાજળ સારે, બની તૈયારે થઇ સ્વારે,
ભગ્ત શીર ગાજે, તમે રાખો હમારી લાજે.—ચોક ૧

મહિસાસુર પ્રગટયો જ્યારે, દેવતા દુઃખ પામ્યાતા ત્યારે,
થયા પ્રસન્ન જગ્ત આધારી, થયા સિંહ પર સ્વારી;
કરી ક્રોધને રણમાં ધાએ, કરી ટંકાર ઉભા રણ માંહે,
બની વિક્રાળી, મા ખપ્પર ધારી, લઇ ખડગને સૈન્યા મારી.

## ફેકતા.

ભલા લઇ ખડગને સૈન્યા મારી કરે કીલકારી, જગ્ત આધારી,
ભગ્તન શીર ગાજે, તમે રાખો હમારી લાજે.—ચોક ૨

થયા શુંભ નીશુંભ રાજા જ્યારે દેવતા દુઃખ પામ્યાતા ત્યારે,
કરી ક્રોધને બની વિક્રાળી, મા ખપ્પર ભરવા ચાલી;
રક્તબીજ કીધો રણમાં ચુર, પડે રૂધિર પ્રગટે અસુર,
એવું દેખી કોપ્યા કંકાળી, મા ફરે રણ મતબાલી.

## ફેકતા.

મા ફરે રણ મતબાલી, દેતી મા તાળી, અસુરકું ઝાલી,
કીધા રણ પ્રાજે, તમે રાખો હમારી લાજે.—ચોક ૩

હાથ જોડી કરૂં છું અરજ, માજી હું રખું તમારી ગરજ,
અંબા માજી કરો રખેવાલે, હું છું તમારો બાલે;
હું નીર્ધનીઓ નોંધારે, મહારાજગીર ગુરૂ ગએ બીચારે,
તમે જગ્તનકે પાલનવાલે, **અમીચંદ** તમારો બાલે.

## ફેકતા.

**અમીચંદ** તમારો બાલે, કરે સવાલે,
કરો પ્રતિપાલે, અંબામા આજે;
તમે રાખો હમારી લાજે.—ચોક ૪

## છંદ ૧૮ મો.

સુણો અલબેલી, અલબેલી કહું તમને,
વીસારો શા માટે હમને સુણો અલબેલી;
હસીને બોલો, બોલો ને દયા આણી,
માજી દાસ તારો જાણી મૂરખ મુઢમતીઓ,
છું મતીઓ અજ્ઞાની, કર્યો મનખો સૌ ધુળધાણી;
પડયો પ્રપંચમે, પ્રપંચમે લાગ્યો ભમને,
વીસારો શા માટે હમને. સુણો.—ચોક ૧

કઠણ થવું તમને, તમને તો નહિ લાયેક,
પશુ પામરને વીસારો છેક, નથી કોઈ મ્હારે,
મારે તો નથી અનેક, તુંતો રાખ હમારી ટેક,
પડે સંકટે, સંકટે સમરૂં તમને,
વીસારો શા માટે હમને. સુણો.—ચોક ૨

પુત્ર તમારો, છું તમારો બાળે, જુઓ મેહેર દ્રષ્ટિ પ્રતિપાળે,
કરોની આજે, આજે લો સંભાળે, કરૂં દર્શન થાઉં નહાલે;
તરૂં ભવસાગર, ભવસાગર જી તું જમને,
વીસારો શા માટે હમને. સુણો.—ચોક ૩

ઉભો કરજોડી, કરજોડી કરૂં સમરણ,
હું તો લાગું તારે ચરણ, દુઃખ છે મોટું;
મોટું છે જન્મ મરણ, હું તો આવ્યો તારે શરણ,
**અમીચંદ** કહે છે, કહે છે માજી તમને;
વીસારો શા માટે હમને. સુણો.—ચોક ૪

---

## છંદ ૧૯ મો.

(રાહ ઉપરનો)

ભજું મહાકાળી, મહાકાળી મારી વાલી,
પડે સંકટે આવે ચાલી, ભજું મહાકાળી;
જગતની માતા તું માતા મારી બેલી,
સ્મરૂં ત્યારે આવે વેહેલી વેહેલી;
મંત્ર ત્હારા જપતાં, ઓ મા મંત્ર ત્હારા જપતાં,
તારાં જપતાં જાપ થેલી, ભગતને સમરે આવે વેહેલી;
દયાળી એવી, ઓ મા દયાળી એવી, એવી કલકત્તાવાળી,
પડે સંકટ આવે ચાલી, ભજું મહાકાળી.—ચોક ૧

કોને જઇ કહીએ, કહીએ તો નથી વળતું,
કે મનનું દુઃખ નથી ટળતું, ઓચીતું આવે;
ઓ મા ઓચીંતુ આવે, આવે દુઃખજ ઉછળતું,
કલેજું મારૂં પળપળમાં બળતું, કોણ બુઝાવે;
ઓ મા કોણ બુઝાવે, બુઝાવે અંબા કાળી,
પડે સંકટ આવે ચાલી, ભજું મહાકાળી.—ચોક ૨

કાળીદાસ કીધો, કીધો કાળીદાસ કવિ,
થયો પંડિત અનુભવી, જગતમાં જાહેર;
ઓ મા જગતમાં જાહેર, જાહેર જીભે લખી,
પડયો પ્રકાશ ઉગ્યો રવિ એવી તું કાળી;
ઓ મા એવી તું કાળી, કાળી પાવા વાળી,
પડે સંકટે આવે ચાલી, ભજું મહાકાળી.—ચોક ૩

છોડાવો કુસંગતી, ઓ મા છોડાવો કુસંગતી,
સંગતીથી થયો નિરાશ, હારી હવે આવ્યો તમારી પાસ;
કહેવાયો તારો, ઓ મા કહેવાયો તારો,
તારા દાસ તણો છું દાસ, કરી મહેર દ્રષ્ટિ પુરો મારી આશ;
**અમીચંદ** સમરે, ઓ મા અમીચંદ સમરે, મા,
સમરે મહાકાળી.—ચોક ૪

---

## છંદ ૨૦ મો.

### રાહુ ભજનની.

[જીવ તું ચાલ જરા વીચારી—એ રાહ]

માની વાડી બની ગુલજારે, મહીં ખીલ્યાં ફૂલ અપારે,
લો ખુસબો ખપ્પરવાળી, કરી યુક્તિ ગપે છે માળી;
ભરી કમાન. ઉપર જાળી, મોગરાની ખુશબો ચાલી.

### ગઝલ.

તરેહ તરેહનાં ફૂલ ખીલ્યાં, તેની બની ઘટના ઘનઘોરે,
નારંગી ગુલબાસ ગલગોટા, ગજ વેલી ખુબ જોરે;
મારી મા ઘટા બની ઘનઘોરે.

તનમનીઆ ત્રણુ પાંખડીઉં, મા બહેકી રહો ડમરોરે,
નાફરવાની ગુલ્લાના ખીલે, ખીલી રહ્યા છે મોહારે;
માએ સજ્યા સોળે શણુગારે નેનોમેં કાજળ સારે,
માની વાડી બની ગુલજારે.—ચોક ૧

જુઇજાઇ ખીલી ગજવેલી, જાસુસ સેવટી ચંપેલી,
બીલપત્ર મોહનવેલી, માલતી ખીલી સાહેલી.

ગઝલ.

પારીજાતીક ધંતુરો તુળસી, બીલપત્ર બીરાજે, મારી–મા
અધથીઓ ઉમડો કહીએ, તે પણુ શોભે આજે;
કેસુદી પદ્મ કમળ કોળાં, રાખો ભગતની લાજે. મારી–મા
ફૂલ તણી કહી શોભા ન જાએ, કરજો ભગતના કાજે,
કહું ફૂલજ ન્યારે ન્યારે, ચંપાની હારો હારે;
માની વાડી બની ગુલજારે.—ચોક ૨

બારમાસી બોરીઆ રાતા, દાવડી કરેણા મદમાતા,
સદા ગુણુ તમારા ગાતા, થાય દર્શનથી સુખશાતા.

ગઝલ.

લાલ લીલા પીળા સફેત કાળા, પચરંગ મીલાઉં, મારી–મા
અરે અરે અંબા અલબેલી, સદા તેરા ગુણુ ગાઉં;
સમી સફેત કમળ કસુંબો, વાડીમાં સોહાઉં, મારી–મા
જમાલ ગોટા જોઇ હરખે મન માહારૂ, માને શીષ નમાવું;

છે જગત આધારે, હું કહું મા વારંવારે,
માની વાડી બની ગુલજારે.—ચોક ૩

ખૂબ ખીલી વાડી અણમૂલે સૂરજ ફૂલ વચ્ચે ઝુલે,
છે સુવાવેળના ફૂલે, મારી અરજ કરો કબુલે.

**ગઝલ.**

શતપત્ર કમળ કેવડો, બહેકી રહ્યા અપારે,
આપ નીરંજન ઘટમેં રહેતી, ભ્રમર કરે ગુંજારે;
આવી રહી દાડમ કળી, માને ગળે ગુલાબનો હારે,
ભુખણદાસ ગયે ચુનીલાલ, તે આવ્યા તારે દ્વારે;
**અમીચંદ** છંદ તૈયારે, થાઓ મા તારે આધારે,
માની વાડી બની ગુલજારે.—ચોક ૪

---

## છંદ ૨૧ મો.

માણસ પોતાના સ્વાર્થ સારૂ જીવની ઘાત કરતાં ડરતા નથી
તે વિષેનો છંદ.

[માની વાડી બની ગુલજારે—એ રાહ]

જીવ તું ચાલ જરારે વિચારી, તારે સ્વારથે ઘા કરે કારી,
મતલબ કરવા દયા નહિ લાવે, જાણી સમજી બીજાને ફસાવે;
ચોરી લાવી એરણ પચાવે, સોયના દાનથી પાપ ન જાયે.

ઝુલ.

સ્વાર્થ સારૂં જુઠું બોલી કરે પોતાનું કામ,
બકરાનો ભોગ સૌ કોઇ દે છે નહિ લે વાઘનું નામ;
મારે ભરોસાવાળાને લારી, તારે સ્વારથે ઘા કરે કારી.—ચોક ૧

રૂપીઆ સારૂ સો નું નુકશાને, કરવા સ્વારથ પાપ ન જાણે,
જીવતું જાણુ હોય કે અજ્ઞાને, ક્યાં કર્મ ભોગવવા પ્રમાણે.

ઝુલ.

લાંચ ખાઇ જુઠી શાખ પુરે હિંમત રાખી મંન,
સાચો જુઠો શાખથી થાએ હાકમ દેવે દંડ;
જીવતું જોની મનમાં ધારી, તારે સ્વારથે ઘા કરે કારી.—ચોક ૨

કરવા સ્વારથ પોતાના કામે, કરે દેવ દેવી બદનામે,
પુત્ર માંદો સાજો થાય આરામે, હુંતો બકરો ચઢાવું તારે ધામે.

ઝુલ.

આયુષ્ય હોય તો ઉઠે જીવતો મટી જાય સૌ રોગ,
જીવતા જીવ બકરાને મારી મીથ્યા આપો ભોગ;
હત્યા કરી આ અણવિચારી, તારે સ્વાર્થે ઘા કરે કારી.—ચોક ૩

માતા સચરાચરમાં વ્યાપી, કરે હીંસા તે જાણવો પાપી,
કરો ભક્તિ મન સ્થિર સ્થાપી, આવ્યા કષ્ટ નાખો મા કાપી.

ઝુલ.

સચરાચરમાં માને ગણો તો દુઃખાય માનું મન,
અજ્ઞાની જે સમજે નહિ તેને સમજાવો ભક્તંન;
રમે ઘટઘટ ખપ્પર ધારી, તારે સ્વારથે ઘા કરે કારી.—ચોક ૪

સમજી કરશો નહિ હત્યાયે, જેનું જાય તે કરે હાયહાયે,
કરશે માજી દ્વારે હત્યાયે, તેથી પાપ થાય અસંખ્યાયે.

ઝુલ.

ફળ ફૂલ નૈવેદ ચડાવો ઘાટડી સોણુ શણગાર,
મન માન્યા કામ કરશો માજી ખુશી થઇ અપાર;
**અમીચંદ** કહે ચાલો સંભાળી, તારે સ્વારથે ઘા કરે કારી.
ચોક ૫

---

## અહિંસા વિશે છંદ ૨૨ મો.

[જીવ તું ચાલ જરા વિચારી—એ રાહ]

ભક્ત જનને સમજીને લેવું, વ્હેમી સમજે તો સમજાવી કહેવું,
મૂળ એક માલિકની છાયા, એક થઇને અનેક બનાયા;
શક્તિ રૂપે વસે મંમાયા, શક્તિ વિના બને નહિ કાયા.

## ઝુલ.

વ્હેમ છોડી મત મુકી માનો શિવ શકિત છે એક,
એક થડને અસંખ્ય ડાળી પકડી રાખો ટેક;
. ભિત્તર સમજી ધરી ધ્યાન રહેવું, વ્હેમી સમજે.—ચોક ૧

માલિક સઘળાનો આત્મારામ, શકિત વીના નથી સુનો ઠામ.
પશુ પક્ષી જીવો તમામ મોક્ષ જાવા ઘણી રાખે હામ.

## ઝુલ.

વિકટ માર્ગ માલિકનો દેખો, જુઓ લાંબી ખજુર,
ઉપર ચડે તે તો રસ ચાખે, ભોંય પડે ચકચુર;
તેથી ગુરૂનું જ્ઞાન લેવું, વ્હેમી સમજે.—ચોક ૨

પાપ પુન્ય સમજાવે ગુરૂ જ્ઞાની,
કોઇનું મન દુખાવવું નહિ લ્યો માની;
મન દુઃખાએ પાપ લ્યો જાણી,
મન રાજીથી પુન્ય લ્યો માની.

## ઝુલ.

કસાઇ કર્મ ઘણું કસાઇ કરતો, રાખી મન અભિમાન,
એક સમે ઘા પડયો હાથપર, ઘણો થયો હેરાન;

પડે પીડા દુઃખ કેમ સહેવું, વ્હેમી સમજે.—ચોક ૩

કસાઇ પસ્તાઈ કરે વિચારે, ઘણા જીવનો મેં કીધો પ્રહારે,
પડ્યું દુઃખ હશેરે અપારે, રડે પસ્તાઇ વારંવારે;

## ઝુલ.

નિર્મળ મન કરી લિન થઇને, ધરી બેસો એક ધ્યાન.
પ્રાણી માત્ર હિંસા નવ કરશો, ખુશી થશે ભગવાન;
કસાઇ સ્વર્ગે ગયો શાસ્ત્રે કે'વું, વ્હેમી સમજે.—ચોક ૪

હલકી વર્ણ હિંસા ઘણી કરતા તેમાં ઘણા ગયારે સુધરતા,
પહેલાં બોકડાનો ભોગ ધરતા, હવે કાન કાપી મૂકે ફરતા.

## ઝુલ.

મતિયા તો મત મૂકે નહિ, મારી કુળ દેવી દુભાય,
સમજુ પુરૂષ તો સમજી બેઠા, નહિ કરવી હત્યાય;
વેર બાંધી પેલે ભવ સ્હેવું, વ્હેમી સમજે.—ચોક ૫

કુળ દેવી દીન દયાળે, એ તો સૌની કરે પ્રતિપાળે,
બીને રૂઢી માર્ગે ચાલે, આદ્ય શક્તિ સર્વ જીવમાં મ્હાલે;

## ઝુલ.

શક્તિ રૂપે રામ રમે સર્વમાં, કેમ કરી ઘા થાય,
પશુ જીવની હિંસા કરે તે, અજ્ઞાની કહેવાય;
**અમીચંદ** કહે દયાદાન દેવું, વ્હેમી સમજે.—ચોક ૬

## છંદ ૨૩ મો.

[મારી અરજ સુણો અંબામા ખપ્પરવાળી—એ રાહ]

મહાકાળી દયાળી, સુરત શહેરમાં ગાજે,
આવી પાવાગઢથી, ઘીઆ ફળીએ બિરાજે;
તારાં દર્શન કરી પ્રસન્ન થયું મારૂં મને,
સજી સોળે શણગાર, બેઠા સિંહાસને;
માની ડાબી બાજુ સીરોઈ માતા પ્રસન્ને,
ઝાડ ઝુમ્મર હાંડી તકતા સજ્યા સૌ સાજે;
આવી પાવાગઢથી ઘીઆ ફળીએ બિરાજે.—ચોક ૧

તારા સેવક પાર્વતીશંકરના બે બાલે,
મોટા નાનાભાઈ મગનભાઇ સંપથી ચાલે;
કરે પૂજા આરતી માને કરે સવાલે,
મારી તુંહી તુંહી વાલી સદા લેજો સંભાળે;
માના છંદ કરવાનો હુકમ થયો મને આજે,
આવી પાવાગઢથી ઘીઆ ફળીએ બિરાજે.—ચોક ૨

તમે આપે કરતાં આપ, આપમાં રહેતાં,
નહિ સમજે મૂરખ તે હું કરૂં હું કરૂં કહેતાં;
બળ બુદ્ધિ રૂપે ઘટઘટમેં જ્ઞાન દેતાં,
કંઇ અજ્ઞાની કડી ચોરી ચુન ચુન લેતાં;

કડી છાપ ફેરવેથી નહિ થાએ અજે,
આવી પાવાગઢથી ઘીઆ ફળીએ બિરાજે.—ચોક ૩

તારા ભગતનને તારા દર્શનથી સુખ થાએ,
તમે કંસારાની કુળ દેવી સદા ગુણ ગાએ;
તું તો ભક્ત આધિન સૌ જગતની છે માએ,
**અમીચંદ** સેવક તારો છંદ કરી ગુણ ગાએ;
મારે અંબા કાળી એક અખંડ કરે રાજે,
આવી પાવાગઢથી ઘીઆ ફળીએ બિરાજે.—ચોક ૪

---

## છંદ ૨૪ મો.

(રાહ ઉપરનો)

આવો આવો મહાકાળી આપો મને દર્શને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી થાએ પ્રસન્ને;
જગ માતાં જનુની તમે જગતના કરતા,
આપ બેઠે સિંહાસન સોળે શણગાર ધરતા;
પગ પાયલ પાવડી પહેરી ખપ્પર લઇ ફરતા,
મુખ અટ્ટા અટ્ટા કરી શત્રુના પ્રાણજ હરતા;
મહાકાળી મહાલક્ષ્મી એક અંબા ભૂવને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી.—ચોક ૧

નથી અંતર મારે એક શક્તિ એક એક,
કીધાં અનંત કામ તેવાં નામ તારાં અનેક;
જોયાં વેદ શાસ્ત્ર બહુ પોથી પુરાણ છેક,
તુંહી તુંહી આત્મારામ રાખો મારી ટેક;
એક જાણી આણી પ્રેમ નીશદીન કરૂં વંદને,
પ્રેમ ભકિતએ ભજું ભગવતી.—ચોક ૨

મારી અસંખ્ય દૈત્ય દળ રોળી ચારો ચરતી,
બહુચરી દૈત્યને નામ બહુચરા મા ધરતી;
કાળી થઇ વિકાળી * રક્તબીજને હરતી,
મારી દૈત્ય દેવને સદા તું રક્ષણ કરતી;
તું તો કાળી દયાળી દયા કરો ભક્તને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી.—ચોક ૩

હું તો પામર પ્રાણી શું કરૂં ને કયાં જાવું,
જ્યારે પડે દુઃખ ત્યારે તારી પાસે આવું;
તારૂં ધ્યાન ધરી એક ચીત્તે છંદજ ગાઉં,
મારૂં દુઃખ જાએ થાયે સુખ પૂર્ણ પદ પાવું;
**અમીચંદ** કહે, રાખો સુખી તંન મંન ધને,
પ્રેમ ભક્તિએ ભજું ભગવતી.—ચોક ૪

*



## વાઘેશ્વરી માતાનો છંદ ૨૫ મો.

[રાહ ઉપરનો]

મારી માજી વાઘેશ્વરી હાથ જોડી કહું તમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને;
અમે બાળક પશુ અજ્ઞાન આશરો તારો,
આવી અરજ કરી કહું નીર્ધનીઓ નોધારો;
મારે નથી કોઇની આશ દાસ તમારો,
આપો રોજી રજક બળ બુદ્ધિ પુત્ર સંભારો;
હું હર ઘડી કરૂં સ્મરણ આવી લાગું તમને;
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.—ચોક ૧

અમે તારા નામની ઢાલ આયફતે ધરીએ,
કરી સહસ્ત્ર નામે સ્મરણ માતા સમરીએ;
નામ એક રૂપ અનેક માત બહુચરીએ,
જેવા કામ કરે નામ પડે ભકત કાન ધરીએ;
રાખી ભાવે ભજો ભગવતી જવાબ દે જમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.—ચોક ૨

હળી મળી મનસુબો કરી આવ્યા છંદ ગાવા,
કરી ભકિત ભજી ભગવતી પૂર્ણ સુખ પાવા;
અમે અઘોર પાપી આવ્યા કરી કાવાદાવા,
મેં કરી દેહ ધારણ ત્રિવિધ તાપ શમાવવા;
મારે એક નામની આશ જાવું કયાં ભમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.—ચોક ૩

આપો જ્ઞાન ધરી માગું મુક્તિ ફળ આજે,
તમે બુદ્ધિ રૂપે આવી સિદ્ધ કરો કાજે;
તમે સચરાચરમાં વ્યાપી ઘટ ઘટ કાજે,
ભકતની આશ પુરી રાખો છો લાજે;
કહે **અમીચંદ** મા નથી જવાનો ભમને,
કરી કૃપા કરૂણા લાવી બુદ્ધિ દો અમને.—ચોક ૪

---

## છંદ ૨૬ મો.

### ગાતા અશુદ્ધ બોલાય તેની સ્તુતિનો છંદ.

[રાહ ઉપરનો]

જરા અરજ અમારી સંભાળોને મારી મૈયા,
તમે જાણો છો પણ માને કહેવું લાગી પૈયા;
મેં તો ગાયા છંદ આનંદે હરખ નહિ માયે,
થઇ પ્રસન્ન રહો સરસ્વતી આવી જીવ્હાએ,
લાગી માજી નામની ધુન ભગત મન ભાયે;
જેમ શુરો ચઢે રણશુર સહસ્ત્ર પડે ઘાએ,
તેમ તે વખત નહિ રહે ભાન શુદ્ધ ગવૈયા;
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.—ચોક ૧

નથી ભણ્યો વ્યાકરણ પીંગળ કવિતા જાણી,
નથી કર્યો અભ્યાસ વંચકનો મા લો જાણી;
મારૂં ગાંડુ ઘેલું બોબડું બોલાય બેભાની,
લાગી માજી ધુને બોલાય ન બોલું જાણી;
નથી તમને અજાણ્યું સઘળું જાણી રહ્યા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.—ચોક ૨

કરી ભક્તિ ગાતા છંદ વરસ થયા સાઠે,
સંસારી સુખ તમે ભાવે કર્યું બક્ષિસે;
સદા મહેર કરી રક્ષણ કરજો હરનિશે,
હાથ ઝાલ્યો તો પાર ઉતારો કહું નામી શિશે;
મારા અવગુણ કરજો દૂર દયાળી અહિંયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.—ચોક ૩

નથી વાણી પાણીનો પાર તમારે મન સ્હેલું,
તમે બુદ્ધિ રૂપે બોલાવો કાલુ ઘેલું;
કરી રક્ષણ રખાવે, સ્થિર મન મારૂં પહેલું,
તમે પ્રેમ ભક્તિ જોઈ કામ કરો મા વહેલું;
કહે **અમીચંદ** મા તું તો મારી ગવૈયા,
તમે જાણો છો પણ મારે કહેવું લાગી પૈયા.—ચોક ૪

.....~.....

## છંદ ૨૭ મો.

મારી અરજ સુણો અંબામા બહુચર બાળી,
મહાલક્ષ્મી મારી માત કરો રખેવાળી;
માનું તખ્ત દેખી ફાંકડું કે અપરંપારે,
માએ નખશીખ સજ્યા શણગાર ગળે બીચ હારે;
હાથે કડાં સાંકળાં રત્ન મણી ઝણકારે,
માએ જડી દંત પર રેખ કરે ચમકારે;
ઘુંમ છનન છનન બાજે પાંઉ પાએલ ધમકારે,
શીર મુગટ છત્ર ઓર નેનોમેં કાજળ સારે;
દામણી ફુલ અકોટી નાકમેં વાળી,
મહાલક્ષ્મી.—ચોક ૧

હું ભૂલ્યો ભટકટો આવ્યો તમારે દ્વારે,
માને દંડવત પ્રણામ કરૂં નમસ્કારે;
તું આદ્ય શક્તિ મંમાયાનો અવતારે,
કીઆ સ્વર્ગ, મૃત્યુ પાતાળ કે નવલખ તારે;
તું નિર્ધનીઆ નોધારાની આધારે,
તેં જળસ્થળ, મેરૂ પ્રગટ કીએ સંસારે;
બનબનમે વનસ્પતી ખીલ રહી હરીઆળી,
મહાલક્ષ્મી.—ચોક ૨

જીવ જંતુ પશુ પક્ષીની કરો બરદાસે,
તું ઘટઘટ વ્યાપક આપ રૂપ પ્રકાશે;
હું અજ્ઞાની અપરાધિ તમારો દાસે,
જુઓ મેહેર દ્રષ્ટિ મારૂં પાપ પ્રલેકાર થાશે;

તારૂં નામ ગરીબ નવાજ પુરો મારી આસે,
કરગરી માંગું કંગાળ તમારી પાસે;
મારા મનના મનોરથ પુરોની ખપ્પરવાળી,
મહાલક્ષ્મી.—ચોક ૩

આજ આનંદ ભયો તેરે દર્શનથી સુંખ પાયા,
થયું પાપ નિવારણ નિર્મળ હો ગઈ કાયા;
કહે મહારાજગીર મોહ મત્સર છોડી માયા,
કામ ક્રોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા;
સંવત ૧૯૨૬ મેં છંદ બનાયા,
ભાદરવા સુદ આનંદ ચઉદશે ગાયા;
કહે **અમીચંદ** મા પાર ઉતારો હાથ ઝાલી,
મહાલક્ષ્મી.—ચોક ૪

---

## છંદ ૨૮ મો—ધરતી કંપારો.

[મારી અરજ સુણો—એ રાહ]

ઓ જગત જનુની થયો ધરતી કંપારો જ્યારે,
મા જળ સ્થળ મેરૂ ખળભળી ઉઠયું સંસારે;
સંવત્ ૧૯૨૭ મે સંસારે થયું ચક્ર મોટું,
મહા સુદ નોમને સોમવારે.

તમે આપી ચેતવણી નહિ ચેત્યો સંસારે,
થયો ધરતી કંપારો દસેમ ને ભોમવારે;
થઇ ડોલમ ડોલા પૃથ્વી અપરંપારે,
તમે લીધો બચાવી જગત સકળ સંસારે;
રાતે નવ કલાકનો આશરો થયો હતો જ્યારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.—ચોક ૧

કોઇ બેઠો ને કોઇ સુતો કે ઘર મારૂં હાલે,
કોઇ કરે મનસુબો માળ ઉપર ચોર ચાલે;
કંઇ નાઠી સ્ત્રીઓ ના લીધા પોતાના બાળે,
કોઇ કહે ભૂત દોડે ને કોઈ કહે ગાડી ચાલે;
જોઇ ધરતી કંપારો ને પડી પેટમાં ફાળે,
તું અંબે દયાળી લીધી સૌની સંભાળે;
સુણી ધરતી કંપારો ને થયા સૌ નાચારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.—ચોક ૨

હાલી અરાઢ ભાર વનસ્પતી બડી ઘન ઘોરે,
બેઠે પંખી ઉડે ખુબ થઇ રહી શોરબકોરે;
બોલે મેના પોપટ છીભડી બોલે ચીંકોરે,
પડી વડ વાઘણુ તળવળતી કરે ખુબ શોરે;
બોલે લાલમલ હીરામલ કાકા કઉવા મોરે,
બોલે વાણી મધુરી કોએલ કરે ખૂબ શોરે;
ડોલ્યાં પહાડ પર્વત વહાણુ ડોલ્યાં પાણી મોજારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.—ચોક ૩

જોઇ ધરતી કંપારો ને પડયો સહુને ત્રાસે,
છાતી ધડકે ને વાતો કરે ઉભા સહુ પાસે;
કોઇ કહે માજીનો રથ ગયો આકાશે,
કોઇ કહે એક દીન એમ પૃથ્વી બૂડી જાશે;
ગયે મહારાજગીર ભુખણદાસને તારી આશે,
કહે **અમીચંદ** મા મને તારો વીશ્વાસે;
રાખો તન મન ધનથી સુખીઆ અપરંપારે,
મા જળ સ્થળ મેરૂ ખભળી ઉઠયું સંસારે.—ચોક ૪

---

## છંદ ૨૯ મો.

(મારી અરજ સુણો અંબા મા બહુચરબાળી—એ રહા)

મેં માજી નામસે જપતા ફરતા માળા,
મેં માજી નામસે સદ ફરૂં મતબાલા;
મેં માજી નામસે ગભેં ધ્યાન લગાયા,
મેં માજી નામસે ઉદરસે બહાર આયા;
મેં માજી નામસે દુધ સક્કર ખુબ ખાયા,
મેં માજી નામસે બાળપણે સુખ પાયા;
મેં માજી નામસે ઓઢે શાલ દુશાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા.—ચોક ૧

મેં માજી નામસે વિદ્યાભ્યાસ કરતા,
મેં માજી નામસે ઉદ્યમ કરી પેટ ભરતા;
મેં માજી નામસે દૂર દેશાવર ફરતા,
મેં માજી નામસે મંત્ર કરી ધ્યાન ધરતા;
મેં માજી નામસે ગુરુ કરી પીયા પ્યાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા.—ચોક ૨

મેં માજી નામસે નિર્લેપત થઈ રહેતા,
મેં માજી નામસે મન વાંછીત ફળ લેતા;
મેં માજી નામસે સંકટ પડે તે સ્હેતા,
મેં માજી નામસે જ્ઞાન કથી બોધ દેતા;
મેં માજી નામસે લીધા જ્ઞાનકા પ્યાલા,
મે માજી નામસે સદા ફરૂં મતબાલા.—ચોક ૩

મેં માજી નામસે દેખા રૂપ તદરૂપે,
મેં માજી નામસે દેખા નિરંજન ભૂપે;
મેં માજી નામસે દર્શન કરી રહ્યા ચુપે,
મેં માજી નામસે મતલબ કરી ગયા છુપે;
મેં માજી નામસે ગાઈ **અમીચંદ** ચાલા,
મેં માજી નામસે સદા ફરૂં મતબાલા.—ચોક ૪

## છંદ ૩૦ મો.

[મધ બીંદુના છંદની રાહ]

માજી જોતાં જાણ્યું, મેં કાળ જગતને શીરે,
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે;
પાળે દયા ધર્મ દે દાન આણી ઉલ્લાસે,
ભાંગે દુઃખીઆરાનું દુઃખ શહેર તપાસે;
ફરે નિર્ભય થઇ, નથી માથે કોઇનો ત્રાસે,
જોઈ નગર નીસર્યો બહાર નથી કોઈ પાસે.

### ઝુલ.

નગર બહાર રાજા ફરે ગુણવંત ગુણી જન,
કૌતક દીઠું કારમું વિચાર કરે છે મન;
જોવાને રાજા ઠરી ઉભો રહ્યો સ્થિરે,
જોવા ચર્ચા રાજા નગરમાંહે ફીરે.—ચોક ૧

દીઠું સુંદર સરોવર ઠંડી ઠંડી ચાલે લહેરે,
જોયા એક એકના શત્રુ રાખે છે વેરે;
એક બકરાને વાંદરે ઝાલ્યો રાખી ઝેરે,
મારી ફાળ ઉછળતો વાઘ વાંદરને ઘેરે.

### ઝુલ.

સિંહ દોડતો આવ્યો મૂકી વાઘ પર ડોટ,
થાપટ મારી પાડયો મૂખમાં ઘાલી કોટ;
દેખીને રાજા થર થર ધ્રુજે શરીરે,
જોવા ચર્ચા રાજા નગરમાંહે ફીરે.—ચોક ૨

મારી રૈયત બાપડી બકરા જેવી કહાવે,
વાંદર રુપી ફોજદાર તેને દબાવે;
વાઘ રુપી વજીર કરી ત્રાસ અમલ બજાવે,
સિંહ રુપી રાજા મારી આણ અંદર સહુ આવે.

## ઝુલ.

રૈયત ડરે ફોંજદારથી ફોજદાર શીર વજીર,
વજીર ડરે છે રાયથી, નહિ ધાક રાયને શીર;
રાજા કહે આખર મરવું કાળ મારે શીરે,
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે.—ચોક ૩

આવ્યો વૈરાગ્ય મનમાં રાજા છોડી રાજપાટે,
આ સિંહને બંદુક મારે જશે જમ હાટે;
રાજ છોડી ગયો વનવાસ એકલી જાતે,
છે જીવે જીવનો કાળ મૂર્ખ હરખાતે.

## ઝુલ.

હે શ્વાસો શ્વાસ વાઘ ઉઠયો એ વાઘ નહિ મહાકાળ,
સિંહને શીયાળનો કોળીયો મારી રૂપ પર ફાળ;
બચે કહો કોણ ભક્ત રાખી રહે ધીરે,
જોવા ચર્ચા રાજા નગર માંહે ફીરે.—ચોક ૪

થયું જ્ઞાન રાજાને સતગુરૂને જઇ શરણે,
શુદ્ધ મનથી બોલ્યા ગુરૂને લાગી ચરણે;
દેહ નથી મારી થયું નક્કી અંતઃકરણે,
ગુરૂ મંત્ર મળે થાય અમર ભાંગ્યો ભય મરણે.

કર્મ બી બાળ્યા વીના ન થાય આત્મ શુદ્ધ,
અજરજરે ગુરૂ મળે, તો ઝટ ઉઘડે બુદ્ધ;
આનંદમાં રહીને **અમીચંદ** ચડે ધીરે ધીરે,
જોવા ચર્ચા રાજા નગરમાંહી ફીરે.—ચોક ૫

---

## મધબિંદુ સંસારનો છંદ ૩૧ મો.

[મારી અરજ સુણો અંબામા—એ રાહ]

મારા સાચા ગુરૂ અંબામા ગુણ ગંભીરે,
મેં તો સાંભળ્યાં શબ્દ ગંગાજળ નિર્મળ નિરે;
એક દ્રષ્ટાંત મુકી કહું મધ બિંદુ સંસારે,
એક ફરતો મુસાફર જંગલકે મોઝારે;
દીઠો ગજ આવતો પુંઠે કરતો કુંકારે,
ગભરાઇ ચડયો વડ ઉપર કરતો વિચારે.

### ઝુલ.

તલપી ગજ ત્યાં આવ્યો, ભીડી વડ શું બાથ,
મુસાફર ગભરાય ઘણું ત્યાં નથી કોઇ સંગાથ;
બીએને એનું થર થર ધ્રુજે શરીરે,
મેં તો સાંભળ્યા.—ચોક

એ જુઓ તમાસો સાંભળો સુરતા રાખી,
ભીડી બાથ ઉખેડી વડને દીધો નાંખી;

વડ નીચે હતી એક વાવ સત્ય કહું ભાખી,
ડાળીએ હતો મધપુડો અસંખ્યા માખી.

**ઝુલ.**

મુસાફર લટકી રહ્યો, ઝાલી વડ ડાળી,
મૂળી પકડી વડની, રડે આંસુ જાય ચાલી;
જુવે તો નીચે અજગર નહિ રહે ધીરે,
મેં તો સાંભળ્યા.—ચોક ૨

મોં પહોળું કરી જુએ અજગર જીવનો કાળે,
જો પડે મુસાફર ઝડપી મોંમા ઘાલે;
એક બીજું કૌતક દીઠું મુસાફર ભાળે,
બે ઉંદર કાતરે જે પકડી છે ડાળે.

**ઝુલ.**

કાળો ધોળો ઉંદર બે કાપે વડની ડાળ,
દુઃખ દરીયામાં ડુબીયો, પડી પેટમાં ફાળ;
તૂટે તો મુળી અજગર ખાશે શરીરે,
મેં તો સાંભળ્યા.—ચોક ૩

પડયું મધબિંદુ મધપુડામાંથી જ્યારે;
મોં પહોળું કરી મધ બિંદુ ઝીલે ત્યારે;
છે નીચે ને ઉપર કાળ કરો વિચારે,
તમે સમજો સર્વ જન મધ બિંદુ સંસારે.

**ઝુલ.**

સમજે મુસાફર મનમાં, વડ મુળી કતરાય,
તૂટે પડીશું વાવમાં તો નક્કી અજગર ખાય;

સમજે પણ ઝીલે મધમાં મોહ રાખી ધીરે,
મેં તો સાંભળ્યા.—ચોક ૪

વડ મૂળી આવરદા દોરી સર્વ લ્યોને જાણી,
કાળો ધોળો ઉંદર રાત દીવસ લ્યોને માની;
અજગર રૂપી છે કાળ સમજો સૌ પ્રાણી,
આ દ્રષ્ટાંત મૂકી સમજાવે છે ગુરૂ જ્ઞાની.

ઝુલ.

સંસાર દુઃખનો દરિયો, સુખ સ્વપ્નાને સમાન,
મધબિંદુ સૂખમાં રહ્યું, નીકળ જાયગા પ્રાણ;
કરે છે સદા કાળ સર્વને શિરે,
મેં તો સાંભળ્યા.—ચોક ૫

બાંધી દોરી આવરદા આવ્યા સૌ સંસારે,
રાત દિવસ કાતરી દોરીનો લાવે પારે;
એમ કરતા આવરદા દોરી તૂટે જ્યારે,
જીવ જશે એકલો છોડી સબ સંસારે.

ઝુલ.

કાળ કરશે કોળીઓ અણુચિંતવ્યો એકવાર,
અસાર વસ્તુ છોડજો સંઘરો વસ્તુ સાર;
સમજ્યા તે બેઠાં **અમીચંદ** ઠરી રહે સ્થિરે,
મેં તો સાંભળ્યા શબ્દ ગંગાજળે નિર્મળ નીરે.



## છંદ ૩૨ મો.

[લાવણી જુના રાહુની]

બેઠે સિંહાસન અંબામા ખપ્પરવાળી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શન દયાળી;
સજે શણુગારે, ચત્રભુજ ત્રિશુળધારી,
પાંઉ પાએલ કરે ઘમકાર કમર પટો છે ભારી;
ગળે બીચ હારે, રહ્યા રત્નમણિ ચમકારી,
તારી લીખ લીખ જાઉં બલિહારી શીર મુગટ છે ભારી.

### ઝુલ.

હીરા રત્નમણિ ઝળકી રહ્યા, હુવા ચંદ્ર સૂર્ય પ્રકાશ,
ફૂલવાડી ખીલી રહી, ઉડી ચંપાની ખૂબ વાસ;
એવી તારી શોભા મૂકીને નહિ જાઉં ચાલી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શન દયાળી.—ચોક ૧

ચૌદ લોક કીધા, તેના જુદા જુદા છે ધામે,
અતળ વિતળ નિતળ સુતળ તળાતળ નામે;
રસાતળ મહાતળ એવા એવા કીધાં તેં કામે,
એ સાત લોક પાતાળ તેના કહ્યાં મેં નામે.

### ઝુલ.

સાત પાતાળ રચ્યાં તમે, તેના ગુણ ગાઉં મા આજ,
સાત લોક બીજા કહું, મારી રાખો અંબામા લાજ;
અંબે દયાળી, શંખનપુર બહુચર બાળી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શન દયાળી.—ચોક ૨

ભૂરલોક પેહેલું ભૂવર લોક તો બિરાજે,
શ્વરલોક છે મહાલોક, જનલોક તપલોક ગાજે;
સાતમા સત લોક સૌની રાખો તમે લાજે,
ઘટ ઘટ વ્યાપી મા તું, શક્તિ રૂપે બિરાજે.

### ઝુલ.

ચૌદ લોક સ્થાપ્યા તમે, તારી સઘળે ફેલાઇ મા આણ,
શક્તિ વિના સુનો ઠામ નહિ, તારા શા શા કરૂં વખાણ;
જુઓ મહેર દ્રષ્ટિ, ચાકરપર ચાચરવાળી,
તારા નામની પકડી ઢાલ, આપો દર્શન દયાળી.—ચોક ૩

અરે અંબામા, ચાકરપર રીસ નહિ કીજે,
દાસ જાણીને દર્શન દો, ભૂલચુક સંભાળી લેજે;
આખરની ઘડીએ, તું વીના વાલી નહિ બીજે,
ત્રણ ભવની ખબર તમે આપી, આવ્યો છું જવું ભવત્રીજે.

### ઝુલ.

અલ્પ આયુષ્ય આવી રહ્યું, પડીશ લક્ષ ચોર્યાસી માંહી,
યમ બાંધી મારશે જીવને, તે કેમ સેહેવાશે તાંહી.

**અમીચંદ** કહે છે, ઉતારો પાર હાથ ઝાલી,
તારા નામની પકડી હાલ આપો દર્શન દયાળી.—ચોક ૪

---

## છંદ 33 મો.

[રાહ ઉપરનો]

ચડી રણ શૂરે, બની અંબામા વિક્રાળી,
ખપ્પર ભરવાને કાજ રાવણ મારવા ચાલી;
કરી છાંયાં રૂપ, સીતામા ધર્યું નામે,
પરણ્યા દશરથ સુત રામ, કરવા ભક્તનના કામે;
ગયા વનવાસે, છોડી અયોધ્યા નગરી ધામે,
રામ લક્ષ્મણ સીતા માત, કીધો વનમાં વિશ્રામે.

બાગ બનાવી ફૂલ વાવીઆ, સીતારામ રમે છે ત્યાંય,
લક્ષ્મણ ગયા મૃગ મારવા આવ્યો રાવણ યોગી થઈ તાંહ;
સીતામા આવ્યા, ભિક્ષા આપતાં લીધા ઝાલી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૧

પાપી લઈ ચાલ્યો, આવ્યો લંકાની માંય,
રામ લક્ષ્મણ સાંભળી પડયા પૃથ્વી મુર્છાય;
સીતાને શોધે રામ લક્ષ્મણ રડે વનમાંય,
આવ્યા પંચવટી માંએ, વાંદર બેઠા જ્યાંએ.

## ઝુલ.

નળ નીળ જાંબુવંત બોધે, હનુમાન સુગ્રિવ વાત,
વાળીવાંદર મારો તમે, શોધી લાવું સીતા માત;
સાત તાડ વિંધી, રામે માર્યો વાંદરવાળી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૨

શોધે સીતાને હનમંત બીર બડા બંકા,
ગયા સમુદ્ર કુદી પાર મળ્યા સીતા ગઢ લંકા;
ખબર સુણી રામે, લઈ સૈન્યા ચડયા અસંખા,
બાંધી પાણી પર પાજ, ઉભા લંકા લઈ ડંકા.

## ઝુલ.

વિભિષણ ભક્ત છે રામના, તે તો રાવણ કેરા ભાઇ,
ખબર સાંભળી રામ આવ્યા, હરખ્યા સીતા માઇ;
કોપ્યા હનુમાને એક પળમાં લંકા બાળી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૩

મંમાયા યુધ્ધે, લડે રામચંદ્ર મહારાજે,
તોડી લંકા માર્યો કુંભકરણ, આવી ઈંદ્રજીત ગાજે;
ચડ્યા લક્ષ્મણે, કીધો ઈંદ્રજીતને પ્રાજે,
હૈમઈરાવણ પાતાળ મારી મકરધ્વજને આપ્યું રાજે.

## ઝુલ.

લંકામાં આવી યુદ્ધ માંડીયું અઢાર પદમ વાંદર રામની સાથ,
દશ મસ્તક વીશ ભૂજા રાવણ માર્યો મળ્યા રામચંદ્ર સીતામાત;

વિભિષણ સ્થાપ્યો લંકાની કરો રખેવાળી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૪

વિભિષણ સ્થાપી સીતામા લીધા સંગે,
રામ લક્ષ્મણ હનુમાન, ચાલ્યા અયોધ્યા ઉમંગે;
માર્ગમેં જાતાં રહ્યા રાતે વાસો રંગે,
ગયા ફરવા બીર બજરંગ દીઠો રાવણ અડબંગે.

ઝુલ.

સહસ્ત્ર મુખી રાવણ દીઠો, હનમંતે જઇને ત્યાંય,
લંકા બાળી રાવણ માર્યો, ને રામ લક્ષ્મણ આવ્યા આંય;
એવું સુણી બોલ્યો, તારા રામને પટકું ઝાલી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૫

હનુમાન કહે છે, અલ્યા બોલ મુખ વિચારી,
એક મુકકીએ લઉં પ્રાણ, બીજી મારૂં તો જાઉં હારી;
રાવણ કહે માર ભાઇ, રઘુવીર કહિ મુકકી મારી,
રાવણને ચઢે જેમ ફૂલ, અલ્યા ખા મુકકી એક મારી.

ઝુલ.

મુકકી મારૂં તો મરી જશે, જા કહી મારી એક ધોલ,
ગડદા પેચ થઈ નાસી ગયો **અમીચંદ** કહે બોલ્યા બોલ;
નાસો રામ નાસો પેલો રાવણ આવશે ચાલી,
ખપ્પર ભરવાને કાજ.—ચોક ૬

## છંદ ૩૪ મો.

ચાલો ચાલો મહારાજ હાં રહેવાનું નથી અમે,
મેં સહસ્ર મૂખી, રાવણ જોયો તેને ધામે;
એવું સુણી બોલ્યા રામ લક્ષ્મણ બંને ભાઇ,
તમે કેમ શૂરવીર થઇ બોલ્યા ગભરાઇ;
કહે હનુમંત મેં કંઇક રોળ્યા રણ માંહિ,
આવો બળવાન બળીઓ દીઠો ના કાંઇ;
હજી સાલે, મારાં હાડકાં પાંસળા ભાઇ,
કહે રામ સીતાને ચાલો અયોધ્યા માંહી;
કરી ક્રોધ સીતામા કહે કરૂં સંગ્રામેં,
મેં સહસ્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૧

ચલ બતાવ, ઉઠ મારા માડી જાયા વીરે,
તારા મારનારને મારી આજ પીઉં રૂધીરે;
એમ કહી ચાલ્યા સંગે લીધા બજરંગ બીરે,
લીધાં ધનુષ્ય બાણ હથીઆર, ભાથા ભરી તીરે;
તમે રામ લક્ષ્મણ બેસો ધરી ધીરે,
એમ કહી ઉભા જ્યાં રાવણનો પહાડ ગંભીરે;
આઘા રહી બતાવે પેલો જુવો રાવણ એનું નામે,
મેં સહસ્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૨

કરી ટંકાર; ધનુષ્યનું બાણ માજીએ લીધું,
સુણી શબ્દ ગયા ગભરાઇ, જગત સહુ બીધું;

મારી બાણ, તોડી પહાડ રાવણને દુઃખ કીધું,
થયા કોટન કોટી રાવણ રણ ઘેરી લીધું;
કર્યા પંચ મૂખી હનુમાન બળ બહું દીધું,
કોપ્યાં ખપ્પર ધારી સ્વરૂપ બીહામણું કીધું;
બે હોઠ જમીન અસ્માન ફાડી મ્હોઢામે,
મેં સહસ્ત્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૩

માજી મારે બાણ રાવણને ચાલે લોહી ધારે,
પડે લોહી રાવણ થઈ આવી માજીને મારે;
ભયંકર સુણી ટંકાર રામ વિચારે,
ચાલો લક્ષ્મણ રણમાં, અબળાના શા ભારે;
થઈ ખબર માને આવે રામ લક્ષ્મણ વારે,
આવું જોશે સ્વરૂપ તો નહિ માંડે સંસારે;
બાંધી ઝોળી પુંઠે હાથ લાંબા કીધા સામે,
મેં સહસ્ત્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૪

કરી છ છ મહીનાના બાળ ઝોળીમાં ઘાલી,
કરી ક્રોધ લડે મા ફરે રણ મતબાળી;
માએ મૂખ પસારી માર્યા મોઢામાં ઝાલી,
કંઇ નાઠાને પકડી મુકે મોઢામાં ઝાલી;
મારી દુષ્ટ, પાપીને રણ કીધું સો ખાલી,
ઝોળી છોડી કે નાઠા રામ લક્ષ્મણ ગયા ચાલી;
રૂપવતી, લઇ હનુમાન આવ્યા મુકામે,
મેં સહસ્ત્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૫

ક્રોધે નેત્ર રાતા, જોઇ રામ લક્ષ્મણ ડરીયાં,
યોગ માયાનો અવતાર ખપ્પર એણે ભરીયાં;
જોઇ યુદ્ધ, રામ લક્ષ્મણના ગર્વ ઉતારીયાં,
પછી આવ્યા અયોધ્યા માંહી કાર્ય સહુ સરીયાં;
ચાર યુગ મા ધરી અવતાર દેવના દુઃખ હરીયાં,
કહે **અમીચંદ** માએ માયા કરી રૂપ ધરીયાં;
રાત દિવસ, ફરે માનું ખપ્પર ભરવા કામે,
મેં સહસ્ર મૂખી રાવણ જોયો તેને ધામે.—ચોક ૯

---

## છંદ ૩૫ મો.

(હરી દ્વારકાસે ધાયે ભગ્તને ખાતર ડાકોર આયે—એ રાહ)

સૂર્ય પુત્રી તાપીમાત તમે સાંભળો મારી વાત,
રેલે કીધો છે ઉત્પાત કર્યું બળ ભારી;
આવ્યું બરાનપૂરથી પાણી દૂનિયા ઉંઘમાં રહી અજાણી,
તેને લાવી ખેંચી તાણી કીધા તારમતારી.
ઓગણીસેં ઓગણુ ચાલીસે જેઠ વદ તેરસને દીને,
રેલ પાડતી આવી ચીસે આપો ઉતારો દીન ચાર;
ચાર દિવસ પરોણા રહીશું પાછા આંથી ઉપડી જઇશું,
જઇને સમુદ્રમાં મળીશું એતો નક્કી ને નીરધાર.
તાપી માતા સાંભળી કાને આપ્યા રેલને બહુ માને,
રહો સુખે કરો મીજબાની કહે વારંવાર;

એવી તાપી તું દયાળી આવે રેલની છોળોચાળી,
એ તો ફરતી મતબાલી નહિ કંઇ કરતી વિચાર.

## ફેકતા.

સુણ દેવી જોઈ રેલનું પાણી માત ગભરાણી હુવે કેમ કરીએ,
સુણ દેવી દડમજલ આવતી રેલને કરતી ગેલ ક્યાં ઉતરીએ;
સુણ દેવી કીનારા ભરપૂર વાધ્યું શૂર શહેરમાં ફરીએ,
ખાડી કોતરડા ભરાઈ રેલ માત ઉભરાઈ,
તે તો કોઈથી ન સ્હેવાઈ કરે કીલકારી;
આવ્યું બરાનપૂરથી પાણી દુનિયા ઉંઘમા રહી અજાણી,
તેને લાવી ખેંચી તાણી કીધા તારમતારી.—ચોક ૧

રેલ તો વ્યાપી ચોગરદમ મુકી સૌની શરમ,
તાપી માતા ખાઈને ગમ બેઠાં આઘા ખસી;
દીઠું વિકરાળ આવતું પાણી આવી રેલ મેં ન જાણી,
કીનારા કરતી ધુળ ધાણી પાણી આવે ધસી;
ચૌદશે તો બારે બજાર, થઇ રહ્યો હાહાકાર,
પાણી ચઢતું જાય ધોકાર લોકો રહ્યા ફસી;
જે જ્યાં હતું ત્યાંનું ત્યાંહે તે તો પાણીમાં કહ્યાં જાએ,
પાસે હોય તે બેઠા ખાએ, વાતો કરતાં હસી.

## ફેકતા.

સુણ દેવી સારા શહેરમાં ફરે ને ચારો ચરે રેલ છે ભુખી,
સુણ દેવી આવી દુરથી ખાતી નહિ ધરાતી કરતી બહુ દુઃખી.

સુણુ દેવી રેલ જાય ત્યાં નુકશાનને લેતી જાન નહિ કોઇ સુખી,
કંઈ ગામ ગયાં તણાઇ એની ખબર નહિ જણાઈ;
તળીઆ ઝાટકથી વણાઇ ગયા નાચારી,
આવ્યું બરાનપૂરથી પાણી.—ચોક ૨

સુરત શેહેર ઉઠયું ગભરાઈ રક્ષા કરજો અંબા માઇ,
દુનીયા તમારી કહેવાય કરૂં વિનંતી વારંવાર;
રક્ષા કારણ આવો તમે હાથ જોડી કહીએ હમે,
રેલ માતા હમને દમે હવે આથી તું ઉગાર;
શક્તિ રૂપે રહી તું વ્યાપી ગંગા જમના તું છે તાપી,
નવસેં નાવાણુમાં વ્યાપી તારી લીલા છે અપાર;
રેલે દુઃખી થયા કંઈ જન કંઈના ખોદાયા ભુવન,
કંઈ તો સોંપી તન, મન, ગયા છોડીને સંસાર.

## ફેકતા.

સુણદેવી જોઈ સૌનું કલ્પાંત ને સાંભળી કાનને રક્ષણ કીધું,
સુણદેવી રેલ પરોણા ગયા કાદવ પડી રહ્યા જગત સૌ બીધું;
સુણદેવી મુંબઈથી મદદ મોકલી ઝટ દ્રવ્ય બહુ દીધું,
નુકશાન જઇને જે નોંધાવે તે તો રૂપિયા લઇને આવે;
પડ્યાં ઘરો પણ બંધાવે એવી આફત ગઈ ભારી;
આવ્યું બરાનપૂરથી પાણી.—ચોક ૩

એકવીશ કલ્પના પુરાણી અરજ સાંભળો દયા આણી,
કરૂણા કરીએ દાસ જાણી હાથ જોડી કે' ભક્તન;

સુરતની દુનિયા છે દુઃખીઆરી આગ પાણી વારંવાર,
એવી આફત ભારી ભારી આવે અણચિંતા ભુવન;
કણચિંત માત્ર કહું છું હું બાકી દુઃખ પડે છે બહુ,
તે તો જાણો તમો મા સુરત છે નિરધન;
એવું સમજીને સ્હાય કરજો, આવી આફતે ઢાલ ધરજો,
મસ્તાન પરોણા દૂર કરજો, કંઈ જીવ પામે છે મરણ.

**કૈકતા.**

સુણદેવી શક્તિરૂપે તું એકને રાખો ટેક અરજ કાન ધરજો,
સુણદેવી સુરતમેં **અમીચંદ** જોડી કહે છે છંદ માને સ્મરજો;
સુણદેવી સેવકને શરણાંગત રાખી મા ઝટ કામ સિદ્ધ કરજો,
તું આદ્ય શક્તિ અલબેલી, આયફત વખતે વહેલી વહેલી;
તમો થાવો સોના બેલી કૃપા છે તારી,
આવ્યું બરાનપૂરથી પાણી.—ચોક ૪

---

## છંદ ૩૬ મો.

[રાહ ઉપરનો]

ઉઠો અંબા જમવા માઈ, થાળ કંચનકી ધરાઈ;
સુંદર રસોઈ બનાઈ, અણકુટ ભારી મૂકયું જળજમનાનું પાણી,
નહાવણ કરો હેત આણી, કીધી જુક્તિ મનની જાણી, કૃપા તારી;
આદાચીરી મૂકી પહેલી, રાયતી મેથીયા કેરી વહેલી, કેરા કરમદા
સહુ મેલી, રાયતા, લીલાં દરાખ કંદળીના લઈ આવે,

ચીભડા અંદર રાઈ મીલાવે, તે તો માજીને બહુ ભાવે,
દુધી ખારેકના કીધા, રાયતા લીધા વીણી વીણી,
કાકડી મૂકી છે મા છીણી, દઇને લાવે ફીણી,
હેતભાવથી કીધાં, કોથમી મૂળા ને સક્કરીયાં;
સુરણ પુરણ તાજા કરીયા, માની થાળમાં ધરીયા, કારજ સીધાં.

## ઝુલ.

મોગરી મોરસનાં રાયતાં ખીર બાકળારે મગ ચણાજી,
ચોસેંઠ ખંડ ચોસેંઠ દીવડાં કરી જુક્તિની નહિ મણાજી.

## ફેકતા.

ભરૂચી ભીમડાની છે ભાજી, મૂળાપણી તાજી, વધારી માજી;
પાલખ મેથી ચોલાઈ, સહુથી સવાઈ કુબીની ભાજી,
મોરલીધર બંસીવાળા કૃષ્ણ છોગાળા થયા તારાજી,
કણજીઓ ઓર કલેસ, રાખી મા પ્રેમ લેજો મારી માજી,
ક્ષમા કરજો આદ્ય ભવાની, ભાજી બે રહી ગઇ અજાણી,
કુંણી સુવા ચુકાની આણી, દામો કહું નાહારી,
મૂકયું જળ જમનાનું પાણી.—ચોક ૧

કોળું તુરીયાં છે રસાળ, દુધી અંદર ચણાદાળ,
તેનો ખૂબ બેઠો મા તાલ નાંખ્યો મશાલો ગરમ;
ચાર ચીરી વેગણની કરી, ધાણા જીરૂં મરી ભરી,
માજી લેજો ફરી ફરી, હોઠ થાશે ઝમાઝમ.
ગલકાં તાજાં લાવી મોળી, માંહે નાંખી શિયાળું ચોળી,

તાજી તાજી પાપડી છોલી, લીલવા તીખા તમ તમ;
ભીંડા કારેલા વધારી, ચીભડાં કાકડી છે બહુ સારી,
પ્યાલા મૂકયા હારોહારી, માંહે શાક નરમ.

## ઝુલ.

મોગરી ગુવારશિંગ, પંડોળા થાળમાં,
ધરી વાલોળ સફેદ લીલી કુનઝારજી,
તીનશાર કાળિંગડા અલુખડા કંટોલા, સાંગરી સારજી.

## ફેરકતા.

કંટોળા સાંગરી સાર પરવર ગીલોડા ફણસી સૌ કરીયાજી,
પાપડ પાપડી છે નીકા કરકરવડી; ને પતળવડીયાજી.
કાચલી કોઠીમડા સાર ભજીયાં ભાત ભાતના તળીયાજી,
કેળાં મેથી રતાળુ વેંગણ પોઇ ગલકાના ધરીયાંજી;
પાકી કેરીનો છે રસ, શેરડી દાડમ નારંગી ફસ,
બીજા મેવા લીધા મસ, મીઠાઈ ભારી,
મૂકયું જળ જમનાનું પાણી.—ચોક ર

વેડમી લાડુ લાપસી, પહેલાં ખીર લેંચી રોટલી;
કેળાં શીરો શિખંડ બાસુંદી, પહેલાં ધરી મલાઇ પુરી,
માલપુડા મગદળ સાર, ગુંદર પાક મગજ તૈયાર,
થાપડાં સુવાળીનો બહાર, ઘુઘરા સંજુરી દળ હલવો ને છે ધારી,
ઠાર કચોરી સેવાઇ સારી સુખડી લીધી ભારી ભારી,
નહિ રહી અધુરી, મોતી ચુરના લાડુ તાજા,
સૂતરફેણી ગેભર ખાજા, સકરપારા દહીંથરા ઝાઝા છે ફરસી પુરી;

### ઝુલ.

જલેબી અમૃતપાક, થાળમાં કળીના લાડુ મેસુર પાકજી,
બરફી પેંડા કોપરાપાક, આરોગો સુંદર શાકજી.

### ફેકતા.

આરોગો સુંદર શાક, ચોસેંઠ જોગણી અંબા સાથેજી,
મેવા મીઠાઇ પકવાન, ઓર મધુપાન લીધાં માએ હાથેજી,
જમો ભાતભાતની સુખડીયાં દહીંવડા દહીંમાં આથેજી,
માવો મોડીયાનો મૂકયો ચારોળીના લાડુ સાથેજી,
સર્વે હાજર છે તૈયાર, માજી લેજો વારંવાર,
ગંગાજીનું પાણી સાર, ભરી મૂકી ઝારી,
મૂકયું જળ જમનાનું પાણી.—ચોક ૩

બીરંજ દૂધ ઉના કરીયાં, દાળ ભાત થાળમાં ધરીયાં,
પ્યાલા કઢીના મા ભરીયાં, સેવક ઉભો સન્મુખ પાસ;
ભરી જળ કંચનની ઝારી, મૂખડું ધુવે વારંવારી,
ચોસેઠ પાનનું બીડું ભારી, માજી કરજો મૂખવાસ;
સંવત્ ૧૯૩૮ સે માગસર સુદ ૩ ને દિવસે પુર્યો અણકુટ,
નમાવી શિષે અંબા પુરે આશ, મારી ભૂલ કરજો મા માફે,
નહિ ખમાય તમારો તાપે, તમે છો સૌના મા બાપે,
હાથ જોડી કહે દાસ.

### ઝુલ.

અપાર વસ્તુ છે અણકુટમાં, લીધી સાર વસ્તુ છંદ માહેજી,
કરી દર્શન આનંદ થયો, વિજ્યાશંકર સેવક છે ત્યાંહેજી.

## ફ્રેકતા.

વિજ્યાશંકર સેવક છે ત્યાં પુરી અણકુટ ઉભા માની સામાજી,
કરી જુક્તિથી ગોઠવણી ગોઠવી, ઉભા સેવક સેવામાંજી;
દર્શન અણકુટના કરવા, સુરતના લોકો આવે દેહેરામાંજી,
**અમીચંદ** કહે છંદ કરી, સાર વસ્તુ મેં લીધી આમાંજી.
સુરત શહેર આમલીરાંન માહરૂં રહેવાનું મકાન,
સદા ધરૂં તમારૂં ધ્યાન આશા તાહરી,
મૂકયું જળ જમનાનું પાણી.—ચોક ૪

---

## છંદ ૩૭ મો.

(રાહ લંગડી)

સુરત તો સુનેકી મૂરત ધીઆ ફળીઆનાં જો રહીયાં,
અંબામાનું, માનું તખત દેખી સબ મોહ રહીયાં;
પ્રથમ પોળમાં પેઠો તમારી, દરવાજામાં આ રહીયાં,
બાર પગથીયાં, પગથીયાં ચડી સન્મુખ ઉભા રહીયાં;
હાથ જોડી માને શિષ નમાવું ગુણ તમારા ગા રહીયા;
કરી દર્શન તમારા મેરા દીલ હરખાં રહીયાં.

## ઝુલ.

[ભજન ધીરાની રાહનું]

માના મુખડા ઉપરરે, કોટી કોટી ચંદ્ર તેજ ખીલાં,
કયા કહું તમારી શોભારે, અપરંપાર રચી લીલા;
મુગટ તમારો હીરે જડયોરે મહીં પંચરત્ન પોખરાજ પીળાં.

## ફેકુતા.

કાનોમેં કુંડળ ઝળકી રહ્યા જેસી બીજલી કરે છે ચમકારે,
કાળીગાંઠી પાટીઆ બીરાજે, ગળેમેં નવશેરો હારે;
કડાં સાંકળાં બાંહે બાજુબંધ વેઢ વીંટી કરે ચમકારે,
સુંદર મુખપર વાળી શોભે, નેનોમેં કાજલ હો રહીયાં;
અંબામાનું, માનું તખત દેખી.—ચોક ૧

પાંઉંમે પાએલ તોડા ગંઠોડા, અણુવટ વીછવાં ગાજી રહીયાં,
છલ્લા છવીંટીઆ, છવીંટીઆ છનન છનન બાજી રહીયાં;
ચીણુપટી ચમકલી શોભે, શોભે શણુગાર સાજી રહીયાં,
અંબામાનું, માનું કરી દર્શન રાજી રહીયાં.

## ઝુલ.

માની જમણી બાજુરે ગીરજાનંદન ગણેશ ગાજે,
ડાબી બાજુ શંખન પુરિરે, માતા બહુચરી આપે બીરાજે;
મા સુંદર તમારો ગભારો રે, મહીં ઘડીયાળો બાજે.

## ફેકુતા.

માને ઘભારે ચાર કમાન છે કમાને કાંગરાબારે,
અકેકી કમાને ત્રણ ત્રણ હાંડી, ચારે ખૂણે સગળી ચારે;
વચ્ચે ઝાડ દીવાલગીરી ફરતી, તકતાની શોભે હારે,
છત્રી જોઇ મારૂં દિલ હરખ્યું, શિરપર તોરા હો રહીયાં;
અંબામાનું, માનું તખત દેખી.—ચોક ૨

બની ઘટા ઘનઘોર દહેરામાં, જેજે શબ્દ વરસી રહીયાં,
સૌ સેવક તમારા, તમારા દરશણકું તલસી રહીઆં;
બ્રાહ્મણ કરે ચંડીપાઠ વેદી વેદ ધુન સરસી રહીઆં,
અંબામાને, માને હાથ ચક્ર ફરશી રહીઆં.

## ઝુલ.

[ધીરાની રાહ]

ચાર સેવક છે તમારારે વારા બાંધી કરે સેવા,
દુરગાશંકર જ્ઞાનીરે, ભાવે નિત્ય ધરે મેવા;
મોતીરામ ને વિજ્યાશંકરરે, શોભે છેલ છબીલા જેવા.

## ફેકતા.

વારા બાંધી સહુ કરે આરતી, ભાવ ધરી તારા દાસે,
ભદ્રશંકર ને છોટેલાલ મા ચમર ઢાળે ઉભા પાસે;
નોબત ગગડે ઘડીઆળ વાજે. ભગતની પુરે આશે,
લાલુભાઈને હરીશંકર મા, તેરે ચરણ દૃધ ધો રહીઆ;
અંબામાનું, માનું તખત દેખી.—ચોક ૩

રંગ મંડપમેં રચી રચના, તાલ મૃદંગ બાજી રહીયાં,
ઉંડે રાગ રાગણી, રાગણી સારંગી ગાજી રહીયાં;
ઝરમર ઝરમર છુટે ફુવારા, ઇંદ્ર સભા લાજી રહીયાં;
માનું દરબાર દેખી, દેખી સબ ખળ ખટ રાજી રહીયાં.

## ઝુલ.

[ધીરાની રાહ]

માની વાડીમાંરે, ચંપા કેવડા ખીલ્યા અપાર,
જુઈ જાઇ ને સેવટી નાફરવાની, બટ મોગરા ગુલહજાર;
ગજવેલી ને ગલગોટારે, ગળે મોતી ચુડનો છે હાર.

## ફેકતા.

સંવત્ ૧૯૨૭ માગસર સુદ ૧૫ બુધવાર,
મહારાજગીર ને ભુખણદાસ, મા ધ્યાન ધરે છે તમારૂં;
**અમીચંદ**ને વિજ્યાશંકર કહે, કામ કરો મા હમારૂં,
ચત્રભુજી ચિંતા દૂર કરજો દર્શનથી સુખ હો રહીઆં;
અંબામાનું, માનું તખત દેખી.—ચોક ૪

---

## છંદ ૩૮ મો.

(રાહ લંગડી)

રહીઆં રહીઆં શું કરે પ્રાણી ભર જુવાની તો હો ગઇયા,
આવી જગતમાં મનખા અવતાર ખો ગઈયા;
અંબા માતા ભગ્ત તમારા આવી દર્શન કરી ગઈયાં,
અંગ ઉમંગથી, ઉમંગથી ચરણે શીષ ધરી ગઇયાં;
અંતઃકરણે લાગી ચરણે અંબા નામ સમરી ગઇયાં,
પોત પોતીકા, કારજ તો સરી ગઈયાં;
ભાવે કરી નહિ ભજ્યા માજી મુખડું જે ન જો ગઈયાં,
આવી જગતમાં.—ચોક ૧

દૈત્ય દળ દળ્યું માએ ત્યારે સીંહ પર સ્વાર થઇને ગઇયાં,
રાખજો ધીરજ, ધીરજ એમ દેવને કહીને ગઇયાં;
ખપ્પર ત્રિશુળ બરછી ભાલો બાણુ ભાઠા લઇને ગઈયાં,
એહી રણમાં, રણમાં દૈત્યો તો મરઈ ગઈયાં;
બની વીકુાળી ફરે મતબાલી ક્રોધ નેત્ર લાલ હો ગઈયાં,
આવી જગતમાં.—ચોક ૨

લઈ ચોધારૂં ખડગ માજી, રણમાં તો ફરતી ગઈયાં,
કરી કીલકારી, કીલકારી કરી ખપ્પર ભરતી ગઈયાં;
મધુપાન કરી ભક્ષ કરે મા દૈત્ય સૈન્ય હરતી ગઇયાં,
ફરે મતબાળી, બાળી દૈત્ય ચારા ચરતી ગઈયાં;
શુંભ નિશુંભ મહિસાસુર માર્યો દેવના કારજ હો ગઈયાં,
આવી જગતમાં.—ચોક ૩

કંઈક પુરૂષ થઇ ગયા પૃથ્વી પર માજી ધુન લાગી ગઇયાં,
કરી પ્રસન્ન માને, માને વરદાન તો માંગી ગઈયાં;
ભક્ત મંડળી બેઠી ભક્તિમાં, વિવાદથી આગી ગઈયાં,
કંઈ આવે વિવાદી, આબરૂં ખોઈ ભાગી ગઇયાં;
**અમીચંદ** કહે હાથ જોડી તારી ભગ્તીમાં હું મોહ ગઇયાં,
આવી જગતમાં.—ચોક ૪



## રક્ષણ કર્તા વિષેનો છંદ ૩૯ મો.

[રાહ લંગડી]

માતા માતા મૂળથી માતા, કુળદેવીમાં ઠામો ઠામ,
ગોત્રજ પૂંજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ;
હવે ભળ્યો ગોત્રજમાં સહુ કહે, કુળ દેવીમા કરશે સ્હાય,
આશિષ દઇને ગયા ગોર, પૂંજા કરાવી થયા વિદાય;
માતપિતા ગોર સાથે રહીને, ગોત્રજ પૂંજી લગાડે પાય,
તે આધારે, ચાલ્યો હું માયા રૂપે છે એ અંબાય;
પાંચ વર્ષે નિશાળે મૂકયો, ગુરૂ દ્વાર મેં કરી સલામ,
ગોત્રજ પૂંજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ.—ચોક ૧

ગુરૂ બોલાવી પાસે બેસાડે, કરો ભાઇ શારદા પૂજન,
મંત્ર ભણીને આશિષ દે સદા શારદા રહો પ્રસન્ન;
માતા સરસ્વતી પ્રસન્ન થાય ત્યારે તે નર થાય છે ત્રિલોચન,
બને જ્ઞાની, વાંચી પુસ્તક તપાસે છે દર્શન;
વેદ ભણે શાસ્ત્ર ભણે, પછી પંડિત થઇ ફરે ગામે ગામ,
ગોત્રજ પૂંજી, જુઓ કોઈ પગે લગાડી પાડે નામ.—ચોક ૨

મૂળ તો ધુળમાં દટાઈ ગયા, જુઓ ડાળ પત્રો વળગ્યા ફૂલ,
તે જોઇ સર્વ ખુશી થાય કેવી શોભા બની અણમૂલ;
ડાળ પાતરે પાણી સીંચે ફળ પ્રાપ્ત ન થાય બીલકુલ,
મૂળમાં સીંચે, થાય ફળ જુઓ કેવી આ મોટી ભૂલ;
મૂળ તો માતા ઇચ્છા શક્તિ, એક થકી થયા અનેક નામ,
ગોત્રજ પૂંજી, જુઓ કોઈ પગે લગાડી પાડે નામ.—ચોક ૩

એક સરસ્વતિ પ્રસન્ન હોય તો મુલકો પર થાય તેનું નામ,
અભ્યાસ કરેથી, ઓળખે પંડિત કહિ સૌ નમે તમામ;
મારે મૂળથી માતા માતા માતા થકી થયું મારૂં કામ,
સંસાર સુખ લઈ થયો તૈયાર માગું હવે મોક્ષ ધામ;
**અમીચંદ** કહે આકીન રાખો એક નામથી હોય આરામ,
ગોત્રજ પુંજી, જુઓ કોઇ પગે લગાડી પાડે નામ.—ચોક ૪

---

## મોટી અંબા માતાનો છંદ ૪૦ મો.

[રાહુ લંગડી]

હુકમ થયો માતાનો એકદમ, આવો ભક્તજન દર્શને,
આરાસુરમાં, તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને;
સંવત્ ૧૯૫૯ આસો વદ ચોથને શનિવારે,
ચાર વાગતે **અમીચંદ** ભક્ત મંડળી થઇ તૈયારે;
વિજ્યાશંકર હતા હરકીશન શિવલાલ નાથુભાઈ જ્યારે,
ડાહ્યાભાઈ અગાડી ગયા તંન મનથી કરવા દર્શને;
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને.—ચોક ૧

ચાર વાગતે બેઠા ગાડીમાં, બીજે દહાડે હતો રવિવાર,
ઉતર્યા ખરેડી, સવારે હતા મજુર ઘોડા તૈયાર;
કોઈ ઘોડે કોઇ પગે ચાલે છે, એક માનો રાખી આધાર,
ચાલે રસ્તે, આવે નદી ઘણી સૌ ઉતરે પાર;

ભાથું છોડી ખાવા બેસે સહુ તન મન એક થઈ ભક્તન્ને,
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને.—ચોક ૨

સમી સંધ્યાએ પહોંચ્યા આરાસુર, મુડકુ આપી ગયા માને ધામ,
અંગ ઉમંગથી, કરી દર્શન માને સહુ કરે સલામ;
ધન ભાગ્ય મા આજે હમારૂં, જપતા હતા તમારૂં નામ,
કૃપા કરી તો, કરી દર્શન થયું આત્માનું કામ;
ત્રણ રાત રહ્યા આરાસુરમાં સમે સમાના થયા દર્શને,
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને.—ચોક ૩

સુખ શાંતિથી કરી યાત્રા માન સરોવર સુંદર નીર,
સ્નાન કરે સૌ અંબે અંબે થાય શુદ્ધ શરીર;
કોઇ કોટેશ્વર, જાય કુંભારીયા ગબ્બર ઉપર રાખી ધીર,
કાન ધરી સૌ, સાંભળે ઝુલે હિંચકે ગુણ ગંભીર;
મહારાણા ત્યાં હતા દાંતાના, કુંવર બેઠા તાત ત્રણે,
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને.—ચોક ૪

ગરબા ગવાયે ભવાઈ થાયે, છંદ ગાતા કોઈ ભક્તજંન,
હાથ જોડી કહે માજી સદા રહેજો અમપર પ્રસન્ન;
સંસારી સુખ પુર્ણ આપ્યાં કૃપા કરી દીધાં દર્શન,
**અમીચંદ** કહે, ભગતપર માજી રહેજો સદા પ્રસન્ન;
દર્શન કરી સૌ ઘેર આવ્યા પોત પોતાને ભૂવને,
આરાસુરમાં તખ્તપર બેઠી અંબા થઈ પ્રસન્ને.—ચોક ૫

---

# શિવ શક્તિની નીંદા કરે તે વિષેનો છંદ ૪૧ મો.

કોને વખાણું કોને વખોડું માતા શક્તિ બાપ ભોળાનાથ,
રૂણુ સંબંધે, મલ્યા ભાઇ ચાલો કરો સ્વદેશનો સાથ;
કથની કરે નહિ કાર્યજ થાએ કામ કરે કામ નીથી જાયે,
હુળવે હુળવે ચાલતાં દૂર પંથ હોય તોએ કપાય;
હિંમત રાખી થાઓ સંગાથી સરળ પંથ જો લાગે કદાએ,
એક નામનો મારે તો બાલપણાથી છે અંબાએ;
મૂળ એક નામ જુદા જુદા છે, અજબ માયામાં રચ્યો ઠાઠ,
રૂણુ સંબંધે.—ચોક ૧

ભગલીંગથી ઉત્પતિ દેહની, સોહુમ શ્વાસો શ્વાસ ચલે,
માત પિતાથી, થાએ ઉત્પતિ એકથી નહિ વળે;
નથી દ્રષ્ટિએ જોઈ જે વસ્તુ તર્ક બાંધી બોલે અટકળે,
કર્તા પુરૂષ તો કરી રહે ન્યારા, વળી સઘળામાં ભળે;
અમ તમમાં નહિ જુદા જાણુવા, સર્વ દોરી માલિકને હાથ,
રૂણુ સંબંધે.—ચોક ૨

આદિઅંત જાણી શું કરવું ક્ષણુભંગુર દેહુ પડવાની,
કુથળી કરે કંઈ, વળે નહિ પડી ટેવ બડબડવાની;
માને વખોડે પિતા દુભાશે પિતા વખોડે મા લડવાની,
કોઇને દુભો નહિ કરો ઉદ્યમ શિખર ગઢ ચઢવાની;

ભજન કરેથી ભવજળ તરશે, માલિક આવે ઝટ ઝાલે હાથ,
રૂણુ સંબંધે—ચોક ૩

શુન્ય શિખરગઢ કઠણુ ચઢવું એ માર્ગ છે ઘણો કઠણુ,
ખોળતા ખોવાયા, જડયો નહિ પાર મુઆં કંઇ કંઇ કરી મંથન;
હીલમીલ બેસો સુણો સુણાવો એક માલિકનું કરો રટણુ,
તરો તરાવો, ગાવો છંદ હળી મળી બેસો ભગ્તન;
**અમીચંદ** કહે મારે શિર તો સદા રહે અંબાનો હાથ,
રૂણુ સંબંધે.—ચોક ૪

---

## છંદ ૪૦ મો.

[રાહ લંગડી]

સબ રૂઠે તો રૂઠે અંબામા તુમ રૂઠે સંતાપ હુવા,
વમળવસીના વસીના દહેરાં જલબલ ખાખ હુવા;
વમળવસી નામે એક શ્રાવક બાપ મુવે બેજાર હુવા,
તેની માડી પરઘેર, પરઘેર ભરે પાણી નાચાર હુવા;
પાંચ વર્ષનો વમળ બાળેક દુખીઆ અપરંપાર હુવા,
મોસાળ જઇ વસ્યા, વસ્યા નીર્ધનીઆ નોધાર હુવા;
જઈ નિશાળે ભણયો નહિ કંઇ પેલા જન્મના પાપ હુવા,
વમળ વસીના.—ચોક ૧

મામા ઘેર જઇ માણેજ વસીઆ ગાએ ચારી ગોવાળ હુવા,
વમળ વસીના, વસીના માજી એવાં હાલ હુવા;
એક સમે ગુરૂ ચરણે લાગ્યો ગોર કહે શ્રાવક બાળ હુવા,
તમે સુણો વમળજી, વમળજી કરજો ધર્મ તમે નહાલ હુવા,
વમળ કહે કહેશો તે કરશું ગુરૂ તમે માબાપ હુવા;
વમળ વસીના.—ચોક ૨

આરાસુરમાં અંબા માતા વમળ પર પ્રસન્ન હુવા,
માની ગાયો ચરાવી, ચરાવી વમળ તો તનમન હુવા,
સઉસઉની તો ગાયો સોંપી વમળ વીચારે મંન હુવા;
આ ગાયજ કોની, કોની કહી અંબા ભુવન હુવા,
ગોવાળ જાણી કરી કરૂણા દર્શન આપો આપ હુવા;
વમળ વસીના.—ચોક ૩

અંબા માતા જગ્ત જનુની તું યુગયુગ દાતાર હુવા,
વમળ વસીકું, વસીકું દોલત અપરંપાર હુવા;
ગુરૂ કહે બંધાવો દહેરા માજીકા આધાર હુવા,
જઇ કહ્યું માજીને માજીને, રતોવાઇ તૈયાર હુવા;
દહેરાં બાંધી કોણ પ્રતાપ પૂછયું, વમળ કહે ગુરૂ પ્રતાપ હુવા,
વમળ વસીના.—ચોક ૪

એકસો આઠ તો દેરા બંધાવ્યા આરસપહાણ ચમકાર હુવા,
ગુરૂ પ્રતાપ સુણી, સુણી માને ક્રોધ અપાર હુવા;
નાશ વમળ કહી છુટી જવાળા, દેરા પ્રલ્લેકાર હુવા,

મા પ્રતાપ કહીને નાઠો વમળ હાહાકાર હુવા,
ભૂલ્યો માજી મને માફ કરો એ દેરા માજી પ્રતાપ હુવા;
વમળ વસીના.—ચોક ૫

ગદ્દગદ્દ કંઠે કરે વિનંતી હવે માજી મને ભાન હુવાં,
દુ:ખીઆરો જાણી, જાણી તમ થકી આશાન હુવા;
મા પ્રતાપે પાંચ દેરા રાખ્યા ગરીબનવાજ મહેરબાન હુવા,
મહારાજગીરકું, ગીરકું માજી તુમારા ધ્યાન હુવા;
**અમીચંદ** કહે છંદ હરફ કડી બંધ માજી પ્રતાપ હુવા,
વમળ વસીના.—ચોક ૬

## કાળી, અંબા, એક રૂપ વિશે, છંદ ૪૩ મો.

[રાહ લંગડી]

કાળી અંબા એક રૂપ, નહી અંતર કોઈ રાખો મનમાં,
ચાર યુગમાં, યુગમાં રમી રહી અપને તનમાં;
સત્યુગમાં તુળજા ભવાનિ ત્રેતા જાનકી જનક ઘરે,
રાવણ રોળી બાળી લંકા રામની દુવાઇ ફરે;
એકલક્ષ પુત્ર સવા લક્ષ નારી કુંભકરણ ઘરણી ધરે,
એક પલકમાં પુત્ર બળીઆ ઇંદ્રજીત જોતામાં મરે;
કાળી ફરે કાળરૂપે કોળીઓ ક્રોધ કરી મા મારે રણમાં,
ચાર યુગમાં.—ચોક ૧

દ્વાપર દ્રોપદી કહાવે પાંચ પાંડવ ઘેર હતી સતિ,
બોત્તેર દહાડે, ન્હાતા અગ્નિ કુંડ કરે બીજો પતિ;
વારા ફરતી પાંચ પાંડવ ઘર જાય એ પાંચે સતિયા છે અતિ,
કૌરવ પાપી, દુર્યોધન કરે સતિપર કૂર મતિ;
સતિ ચીર ઉતારવા માંડ્યા ક્રોધે જવાળા ઉઠી રહી તનમાં,
ચાર યુગમાં.—ચોક ૨

શ્રાપ દઇ કહે દુર્યોધનને ભીમ ગદા તારી જંઘા પર,
સાંભળી દુર્યોધન, સતિ શ્રાપ સૂણી ધ્રુજયો થરથર;
અઢાર દહાડાનું યુદ્ધ થયું તેમાં ઘણા મહારથી મુવા રથપર,
એ યોગ માયા, ફરતી ફરે સદા ખપ્પર ભરભર;
કૃષ્ણ રૂપે કાળી કહાવે, કાળી કૃષ્ણે રૂપ મધુવનમાં,
ચાર યુગમાં.—ચોક ૩

કળીયુગમાં કાળકા ભવાની કાળરૂપ એ કંકાળી,
જન્મ વખતે, જનુની આવી. કરેછે રખેવાળી;
સંસાર સુખ સંસારમાં આપી, મારી થપ્પડ લે મતવાળી,
ભક્ત જનને, કરી સ્હાય સ્હેજે કરે મા રખેવાળી;
**અમીચંદ** કહે છે છંદ ગાઉં હું સદા રહું છું પરસન્ન મા,
ચાર યુગમાં.—ચોક



## માતા સર્વાંગે વસે છે, તે વિશે, છંદ ૪૪ મો.

(રાહ લંગડી)

અઘોર ગતિ માજી છે તમારી, કોઈ જુવે છે સ્થળે સ્થળે,
હું દેખું મા, દેખું મા સચરાચરમાં પળે પળે;
તુંહી તુંહી મા સઘળે વ્યાપી, તારા વિના નહિં સુનો ઠામ,
નહિં સમજે તે, સમજે તે શરીરમાં જુવે માનો ધામ;
ત્વચા આંગળી લલાટ બતાવે, મોટા ધામના લઇને નામ,
બાકી રહ્યા જે, રહ્યા જે તેમાં કોણ કરે આરામ;
ભ્રમણા ભાંગી થાઓ અનુરાગી, દ્રષ્ટિ ભરી જુઓ કળે કળે;
હું દેખું મા.—ચોક ૧

મોટા ધામના નામ બતાવો, સુક્ષ્મને કોનો આધાર,
કહેનાર પુરૂષને, પુરૂષને તે વાતનો કરવો વિચાર;
માના ધામના નામ બતાવો, હજી વસ્તુ શરિરમાં અપાર,
કોઇ ના દેખે, દેખે સઘળે રમે છે જગતાધાર;
બ્રહ્માંડ બનાવી પીંડમાં રચ્યું માની માયામાં ચળે ચળે,
હું દેખું મા.—ચોક ૨

તારો પાર ન જડે બ્રહ્માને, મહેશ માયામા થયા ગુલતાન,
કંઈક વખતે, વખતે વિષ્ણું ધરે અંબાનું ધ્યાન;
ભીમ પાસે મંગાવ્યું કૃષ્ણે, દ્રોપદી ભીમ કરતા સ્નાન અસ્નાન,
વરદાન માંગી, માગી હું કહું તે માગો નિર્વાણ;
એના ખપ્પરથી બચે નહિ, દ્રોપદી બોલે તે ફળે ફળે;
હું દેખું મા.—ચોક ૩

પાંચ પાંડવ ને છઠ્ઠા નારાયણ તે તો તારા ખપ્પરમાં નહી,
એમ કહી બૂડકી, બૂડકી મારી નાઠા ભીમ પાણી મહી;
નીકળી જવાળા દ્રૌપદી નેત્રે પાણી ઉકળી ગયું તહી,
એ મંમાયા, મંમાયા કાળ રૂપ રમે ઘટ ઘટ ને મહી;
મારે જીવાડે પાળે મંમાયા, **અમીચંદ** કહે ભલે ભલે,
હું દેખું મા.—ચોક ૪

---

## છંદ ૪૫ મો.

આદ્ય શક્તિ મંમાયા અંબિકા તેરે ચરણ શીશ નમાવીંગે,
તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે;
લક્ષ ચોર્યાસી ફેરા ફરતા અબ મનુષ્યા અવતાર આએ,
તુમ ચેતોને પ્રાણી, પ્રાણી ભક્તિસે મુક્તી પાએ;
નવ માસ ઓધરમાં રખા મુજે પકડ જકડ કર બંધવાએ,
મેં કરી તપસ્યા, તપસ્યા કરી બંદગી તેરા ગુણ ગાએ.

### ફેકતા.

પ્રાણી ગદ્ગદ્ કંઠે કરે વિનંતી અપારે, જીરે કરે અપારે;
કરીશ ધર્મ ધ્યાન પુન્યદાન આપો અવતારે, જીરે આપો અવતારે;
કરીશ તપ જપ જીત જાઉં જગત સંસારે, જીરે જગત સંસારે;
ઉંધે મસ્તકે ધ્યાન ધરી તેરે નામકી માળા જપાવીંગે;
તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે.—ચોક ૧

એસી શરતસે જનમ્યો પ્રાણી, ખુલ બંધ દુનિયામેં આએ,
માતા પીતા સૌ, પીતા સૌ કુટુંબ કબીલા હરખાએ;
તેરી માયાકી જાળ પડી સૌ કહ્યા બચન એ ભૂલવાએ,
જન્મ લીઆકે, લીઆકે ઉંઆ તુતા બતલાએ.

## ફેકતા.

મારી બાળ અવસ્થા ગઇ રમત મોજારે, જીરે,રમત મોજારે;
ફીર આઈ જુવાની દીલમાં કરૂં વીચારે, જીરે કરૂં;
ચોરી ચાડી ચુગલી ધુંતી ભરૂં ભંડારે, જીરે ભરૂં;
પરનારી પરધનકુ હરતા ઓ નર ગોથે ખાવીંગે;
તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે.—ચોક ૨

ગઈ જુવાની આયા બુઢાપા થર થર ધ્રુજને લાગ્યું શરીર,
નાક ગળે જદ, ગળે જદ નેનોમેંસે વહેતા નીર;
અંતકાળકી વખત હુઈ, પ્રાણી ગભરાતે નહિ રહેતી ધીર,
જમડા આયા, આયા લીઆ જીવ પડયું રહ્યું શરીર.

## ફેકતા.

જમ જીવ લઇ જાતા માર માર્ગમાં મારે, જીરે માર્ગમે;
ધર્મરાજ લેતે હાજરી કરે બીચારે, જીરે કરે;
ફેરા લક્ષ ચોર્યાસી પીછા ધરો અવતારે, જીરે અવતારે;
જૈસા પ્રાણી કર્મ કરેગા એસી નશીએત પાવીંગે;
તેરે નામસે, નામશે ભવસાગર તીર જાવીંગે.—ચોક ૩

એસી હકીકત હોયગી હમારી, મંમાયા સુણલો અરજી,
તુમ જુગ જુગ દાતા, દાતાર ધ્યાન ધરૂં તેરા બહુચરજી;
મેંતો તમારે દ્વાર ખડા આજ સીદ્ધ કામ મેરા કરજી,
હુંતો તમારી, તમારી કરૂ બંદગીમાં છું ગરજી.

## ફેકતા.

મારા મનડા તણી બહુચર મા પૂરજો આશે, જીરે પૂરજો;
મા હાથ જોડી માગું છું તમારી પાસે, જીરે તમારી;
મા આખરી વખત નહિ નામ તમારૂં હેવાસે, જીરે નહિ;
કફ આવી મારો કંઠ રૂંધસે અભૂલ ગફલત ખાવીંગે;
તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે.—ચોક ૪

સંસાર રૂપી સમુદ્ર વહેતો ઉસ્મે ડુબે કંઈ તપ ધ્યાની,
તેરી માયા જાળમે, જાળમેં પડે ગફલત કંઇ મુની જ્ઞાની;
તારા નામ રૂપી મેં હોડી બનાઈ પાર ઉતારો દયા આણી,
બુડેકું તરાવો, તરાવો મા ભક્તજન તારો જાણી.

## ફેકતા.

મા હાથ જોડી કહું અરજી મારી સ્વીકારો, જીરે મારી;
હું ગાંડો ઘેલો પણ થયો ભક્ત તમારો, જીરે ભગત;
નથી કોઈ મારૂં હું નિધંનીઓ નોંધારો, જીરે નોંધારો;
**અમીચંદ** કહે છંદ બનાવી તેરે નામકી માળા જપાવીંગે;
તેરે નામસે, નામસે ભવસાગર તીર જાવીંગે.—ચોક ૫

# છંદ ૪૬ મો.

---

અંબે ગરીબ નીવાજ આજ તું મેરી મદત રહેના ચઇએ,
સકળ સભામેં, સભામે મુજે જ્ઞાન દેના ચઇએ,
મેંતો ખડા હુજુર તુમારા મજુર સહાય કરના ચઇએ,
માજી હમારી, હમારી અરજ કાન ધરના ચઇએ,
મેં કગરૂં કંગાળ તુમારા બાળ દુઃખ હરના ચઇએ,
આદ્ય ભવાની, ભવાની હમકુ તેરા શરણા ચઇએ,
સકળ સભામેં, સભામેં મુજે જ્ઞાન દેના ચઇએ.—ચોક ૧

આવી તમારે ધામ જપુ મુખ, નામ ગુણ ગાના ચઇએ,
હમકુ માજી, માજી તેરા દર્શન પાના ચઇએ,
કોઇ કોઇને અનેક હમારે એક ટેકો આના ચઇએ,
માજી તુમારે, તુમારે મા'રી વારે ધાના ચઇએ,
સંકટ દુઃખ મા, કાપ તમે મા બાપ તમકુ કહેના ચઇએ,
સકળ સભામેં, સભામેં મુજે જ્ઞાન દેના ચઇએ.—ચોક ૨

માત તાત ને ભ્રાત તમે છો તેરા નામ સહાના ચઇએ,
ગુણ ગંભીરતું, ગંભીરતું તેરા મન માના ચઈએ,
નોધારો નિર્ધન તારૂં ફરજન દયા લાના ચઇએ,
મુજ બાળકપર, બાળકપર માજી તુમને ચાહાના ચઇએ,
મારૂં નથી મા કોઈ એકલા જોઈ મદદ રહેના ચઇએ,
સકળ સભામેં, સભામેં મુજે જ્ઞાન દેના ચઇએ.—ચોક ૩

એં માયાકા સંસાર તેરા, આધાર યશ દેના ચાહીએ,
તેરા દાસકું દાસકું તેરે શરણુ રહેના ચાહીએ,
માજી અમકું અમકું સુબુદ્ધિ દેનાં ચાહીએ,
**અમીચંદ** કહે છંદ બનાવી અંબે અંબે કહેના ચાહીએ,
સકળ સભામેં, સભામેં મુજે જ્ઞાન દેના ચાહીએ.—ચોક ૪

## છંદ ૪૭ મો.

[રાહ લંગડી સાદી]

તુંહી તુંહી એક આપ નિરંજન ફકત તેરા આધાર મુજે,
તેરે દાસકું, ઉતારો ભવસાગરસે પાર મુજે;
ઢુંડત ઢુંડત બોત ફીરે નહિ રૂપરંગ દેખાયા મુજે,
જીદર ફીરવાં, દેખા નહિ પ્રીતમ હમારા પાયા મુજે;
કહોજી અબ મે કીધર ઢુંઢું પકડ ઝકડ ગીરાય મુજે,
ડાલી જગતમેં, જગતમેં ફાંસી ગફલતમેં અથડાયા મુજે;
દેશ અમારા દૂર નહિ તુમ દેશી બેઠે વિસાર મુજે,
તેરે દાસકું, ઉતારો ભવસાગરસે પાર મુજે.—ચોક ૧

સાન સીકલ ભૂલ ગયે તુમારી, અબ યાદ કછું ન આતી મુજે,
પડી અંધેરી ગફલત માયા જાળ લપટાતી મુજે;
તમતો હમારી મૈંયા પડું તેરે પૈયા કયું તરસાતી મુજે,
દૂર નીકાલી, ફેરા લક્ષ ચોર્યાસી ખીલાતી મુજે;
ઇદર ઉદર આનાં ઓર જાના બોત દુઃખ સંસાર મુજે,
તેરે દાસકું, ઉતારો ભવસાગરસે પાર મુજે.—ચોક ૨

બોત પંથમે ફીર ફીર દેખા આતા નહિ વિશ્વાસ મુજે,
સબ મેં બેઠે, લગાઇ ધુની મીલનકી આશ મુજે;
માળા ઝપાકે ધ્યાન લગા તેરે દર્શનકી હે પ્યાસ મુજે,
ઓઇ બુજાના, અબ તો મત કરીઓ નિરાશ મુજે;
ધર્મધ્યાન તો કછું કીયા નહિ જાણી લો નાદાર મુજે,
તેરે દાસકુ ઉતારો ભવસાગરસે પાર મુજે.—ચોક ૩

સચરાચર તુંહી તુંહી હે વ્યાપી અબતો જડી હે ભાળ મુજે,
તુજે ના છોડું, રખો દીલ દયા પીછાની બાળ મુજે;
તમતો સબી ઘટ ઘટમે રમતે, જન્મ મરણુસે ટાળ મુજે,
દેખું ચશ્મોસે, તેરી તસબીરકા દર્શન આલ મુજે;
**અમીચંદ** કહે હાથ જોડી ફીર આપશો ના અવતાર મુજે,
તેરે દાસકુ ઉતારો ભવસાગરસે પાર મુજે.—ચોક ૪

---

## છંદ ૪૮ મો.

તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, બ્રહ્મા વિષ્ણું રૂદ્રાણી,
તુંમ જળ સ્થળ મેરૂ, મેરૂ ચૌદા ટબકમેં જાણી તુંમ;
નિર્ગુણ તમે છો સગુણ તમે છો માજી તમે, નિરાકાર તુંમ,
ઓહું સોહું તુમ સોહું તુંમ રચી, માયા સંસારે તુંમ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ તમે છો સુરજ, નવલખ તારે તુંમ,
ચંદ્રવાયુ તુંમ, વાયુ તુંમ સઘળે શક્તિ આધારે તુંમ;
જમ તમે છો વરૂણ તમે છો ઇંદ્ર ઇંદ્રાણી તુંમ,
તુંમ જળ સ્થળ મેરૂ.—ચોક ૧

ગંગા તમે છો જમના તમે છો તીરથ વહેતાં તાપી તુંમ,
તુંમ નવસે નવાણું, નવાણું નદી વહેમા વ્યાપી તુંમ;
શેષ તમે છો સાગર તમો છો ખાબોચિયાંમા વ્યાપી તુંમ,
તુંમ બેઠે નિરાળી નિરાળી સબ સૃષ્ટીને સ્થાપી તુંમ;
તન તમે છો મન તમે છો શબ્દ તમે નિર્બાણી તુંમ,
તુંમ જળ સ્થળ મેરૂ.—ચોક

સહસ્ર નામે તું છે અંબિકા આરાસુર મતબાલી તુંમ,
તુંહી તુળજા, તુળજા મહાલક્ષ્મી મહાકાળી તુંમ;
નવદુર્ગા તું વાઘેશ્વરી તું ચંડી બહુચર બાળી તુંમ,
તુંહી હીંગળાજ, હીંગળાજ હરસિદ્ધ ચાચરવાળી તુંમ;
શુંભ નિશુંભ મહિસાસુર માર્યા દેવે ત્યારે વખાણી તુંમ,
તુંમ જળ સ્થળ મેરૂ.—ચોક

અંત્રિક્ષ તું અંબા અલબેલી સર્વ દૈત્ય સંહારણ તુંમ,
સર્વ દેવના, દેવના દુઃખ હરી દૈત્ય મારણ તુંમ;
હાથ જોડી કહે સેવક તમારો, કરો સંકટ દુઃખ નિવારણ તુંમ,
તુંહી જનુની જનુની સબ સૃષ્ટીને તારણ તુંમ;
**અમીચંદ** કહે આવી કંઠપર બોલો મધુરી વાણી તુંમ,
તુંમ જળ સ્થળ મેરૂ.—ચોક



## છંદ ૪૯ મો.

---

તુંમ, તુંમ, તુંમ, તુંમ, તુંમ, તો અંબામાં, અંમ સતગુરૂ
સંગ કરતે અંમ,
અંમ સતગુરૂ સંગમાં, સંગમાં માજી નામ સમરતે અંમ;
તમતો સૃષ્ટિ રચ રહ્યા મા અંમ ભ્રમણામાં ભમતા અંમ,
તુંમ અખંડ નિરંજન, નિરંજન માયા ભેદમાં રમતા અંમ;
તુંમતો પૂજનીય બેઠે સિંહાસન, અંમ પૂજી શીર નમતા અંગ,
તુંમ અખંડ જમેલા, જમેલા અંમ ભૂખ્યા નિત્ય જમતા અંમ;
તુંમતો અમર અખંડઅખંડા અમતો પલકમેં મરતા અંમ,
અંમ સતગુરૂ સંગમાં.—ચોક ૧

તુંમતો રકાર મકાર મહામાયા મોક્ષપદને ન્હાતા અંમ,
તુંમ સાગર અમ લહેરા, લહેરા સાગર માંહી સમ જાતા અંમ;
હું છોડી તું આપે આપમા માજી માજી મુખ ગાતા અંમ,
તુંમ સોહંશ્વાસા, શ્વાસા ઓહું માહે સમાતા અંમ;
એકવીસ હજાર છસે જાપ જપતા તુંહી તુંહી મા કરતે અંમ,
અંમ સતગુરૂ સંગમાં.—ચોક ૨

મોજ મજાહ સંસારની છોડી રમતા આણંદમાં રહેતા અંમ,
અંમ તમ જાણી જાણી માજી માજી મુખ કહેતા અંમ;
અંમ તમને ઓળખ્ય માજી આપ આપમેં ચેતા અંમ,
અમ હુતા અજાણ્યા, અજાણ્યા પંચમહાભૂત કહેવાતા અંમ;

તત્વ તેજમાં તેજ મીલાવું ભ્રમણાં ભાંગી ધ્યાન ધરતે અંમ,
અંમ સતગુરૂ સંગમાં.—ચોક ૩

તુંમ તુંમ તુંમ તુંમ અંમતો કેતા, અમ તમથી નહિ જુદા અંમ,
એ જુદા જાણું, જાણું તો પાછા સંસારમાં બૂડા અંમ;
અખંડ બ્રહ્માંડમાં તમતો રહેતા પીંડ બ્રહ્માંડથી ઉડા અંમ,
અમ મીલા તમમાં, તમમાં મીલા અંમ હુવા રૂડા અંમ;
અંમ તમમાં મીલા **અમીચંદ** સદા આણંદમાં ફરતે અંમ,
અંમ સતગુરૂ સંગમાં.—ચોક ૪

---

## છંદ ૫૦ મો.

[ત્રણ કાફીઆની લંગડી]

કલ્યાણકારી જગતઆધારી મા તું હમારી કર પ્રતિપાળ,
તું તો દયાળી, ક્ષમા કરી પાછી પુત્રની લો સંભાળ;
મતલબ કરી નહિ મનમાં ડરી પસ્તાયો ફરી કહો કરવું કેમ,
માયા ફસાવે, બોલાવી જુઠું વળી મૂકાવે નેમ;
કઠણ કળી ચુકાવે વળી, માયામાં ભળી જીવ જાએ તેમ,
તું તો બચાવે, જાણીને પુત્ર આણીને મનમાં રહેમ.

### ઝુલ.

ગુનેહગાર નુગરા હમે નફટ છઇએ નાદાનજી,
પામર પ્રાણી અજ્ઞાન જાણી તે પર રાખો ધ્યાનજી;

નીમીત મૂકી સંસારમાં લખીત કીધું પ્રમાણજી,
વહેવાર રૂપે વરતવું ગુરૂની માનવી સાનજી.

ગઝલ.

ગુરૂ કહે કરો ભક્તિ રાખી આણી મનમાં ટેક,
ત્રિગુણ માયા આદ્યશક્તિ બ્રહ્મ રૂપ એક;
જળ ભરી કુંભ મૂકો એકઠા અનેક,
પડે પ્રતિબીંબ સરખો સુર્યનો વિવેક;
ભૂલા ના ભટકો ગુરૂનો ફટકો લગાવે ચટકો મૂરખ બાળ,
તું તો દયાળી.—ચોક ૧

જગ્તપતિ શું કહું અતિ ભગવતી કરૂં મા તારૂં રટણ,
ભવજળ સાગર, ઉતરવું પાર વિકટ છે ઘણું કઠણ;
ગંદી કાયા ફસાવે માયા કાંઈ ભૂલે ડાહ્યા બહુ કરી મથન,
અલ્પ મતિ હું મૂર્ખને પુત્ર જાણી મા કરો જતંન.

ઝુલ.

અજ્ઞાની અભણ હું ન જાણું શાસ્ત્ર ભેદજી,
જ્ઞાનીને અજ્ઞાન કરી રાખે મનમાં ખેદજી;
સાચા ગુરૂ સંસ્કાર વિના ન સમજે ચારે વેદજી,
વેદ વિના નહી ભેદ સમજે બાકી વાત લબેદજી.

## ગઝલ.

તર્ક શક્તિ બાંધી સાંધી જોડી બોલી છંદ,
મર્મ ભેદ જાણે નહિ તો જાણવા પાખંડ;
ભીતર ભીંજી સમજે તો પીંડે સો બ્રહ્માંડ,
મૂર્ખ ઢુંઢી ઢુંઢી મરે જમ દેવે દંડ;
ગુરૂની સંગે, બેઠા ઉમંગે લગાવી રંગે કુમતી ટાળ,
તું તો દયાળી.—ચોક ૨

અજર પ્યાલા પી મતબાલા ખુલ ગયે તાલા પડે પ્રકાશ,
પીંડ બ્રહ્માંડમાં, જોયા તો સર્વાંગે શક્તિનો વાસ;
તારી છાયામાં ફરૂં માયામાં છંદ ગાયા મા તમારી પાસ,
નીરભે પત થઇ ઉડી રહી ખીલી કળી ચંપાની વાસ.

## ઝુલ.

ભ્રમર ભોગી વાસના :છંદ ભોગી ભક્ત જનજી,
સંકટ સહી બેસી રહી માજીમાં રાખી મનજી;
ભાવે ભજી કામ ક્રોધ તજી માજી કરવા પ્રસન્નજી,
ચંડીપાઠના છંદ ગાઉં નવરાતરમાં ચાર દિનજી.

## ગઝલ.

ભાવી ભક્ત જાણી આણી દયા દીલ ધરો,
અપરાધ ગુનોહ માફ કરી સંકટ હરો;
કાયા કષ્ટ કાપી સુખ આપી દુઃખ હરો,
મૂરખ ઉપર મેહેર લાવી મા દયા કરો;

જુવો વિચારી દુઃખ છે ભારી આશા હમારી કરે છે કાળ,
તું તો દયાળી.—ચોક ૩

અરજી સ્વીકારી ખપ્પર ધારી મા તું હમારી આવી મદત,
અંત વખતે બચાવી લીધો આવી અંબા તેં ઝટ;
ભક્તિ કરે નહિ મનમાં ડરે ધ્યાન ધરે અંબાનું હરવખત,
વિપત પડે તો, આવીને મદત કરી મા રાખે પત.

## ઝુલ.

આકીન એક રાખી રહે ન ભટકે ઠામો ઠામ,
ભ્રમણાં ભાંગે મન તણી તો થાએ સિદ્ધ કામજી;
મૂળ વસ્તુ મોંઘી ઘણી નહિ મળે ખરચે દામજી,
સતગુરૂ સમાગમ વિના ન થાએ કદિ આરામજી.

## ગઝલ.

ઓગણીસસેં છવીસ સાલથી મા મેં ભકિત કરી,
આણી ભાવ મનમાં હું બેસું ધ્યાન ધરી;
શ્રોતા વકતા જંનના લો દુઃખ મા હરી,
પ્રેમ ભકિત કરી જાવું ભવસાગર તરી;
વરસ કઠણ મારૂં ગયું પંચાવન કહે છે **અમીચંદ** અંબાના લાલ,
તું તો દયાળી.—ચોક ૪



## છંદ ૫૧ મો.

[રાહ ઉપરનો]

ખપ્પરવાળી તું મતબાળી ભદ્રકાળી અંબા ભજુ,
આદ્ય ઇશ્વરી, માગું હું તારી ભકિતમાં રહું રજુ;
તારી ગતી મા સૌથી અતિ ભગવતી ભજેથી સૌ દુઃખ જાય,
તારૂં નામતો જગતમાં દુઃખભંજન મા તું કહેવાય;
દૈત્યોને મારી દેવ ઉગારી કહું વારંવારી તારી કૃપાય,
પડે કામ તો, આવે તું એક પલકમાં કરે તું સાહ્ય.

### ઝુલ.

સર્વ દેવ સ્મરણ કરે પડે વિપત જ્યારે શીવજી,
જગ્ત વંદન મા ઇશ્વરી આવી ને આપે ધીરજી;
નરસિંહ રૂપે નરસિંહ શકિત નખ વડે નાંખ્યા ચીરજી,
હીરણકસ્યપ માર્યો પ્રહલાદને આપી ધીરજી.

### ગઝલ.

અનેક રૂપ કીધાં લીધા દૈત્યોના મા પ્રાણ,
ચંડમુંડ મારી માર્યો શુંભને મસ્તાન;
પુષ્પ વૃષ્ટિ કરે દેવ ગાંધર્વ કરે ગાન,
કામ પડે સંભારજી કહી થયા અંતરધ્યાન;
આવશો ફરી અવતાર ધરી ઇશ્વરી દૈત બહુ થશે હજુ,
આદ્ય ઇશ્વરી.—ચોક ૧

એવી કલ્યાણી તુંને વખાણો નથી અજાણી જગમાં જાહેર,
આદ્ય ભવાની અખંડ તું અગમ અગોચર સઘળે શરીર;
મુનીનું રક્ષણ અસુરનું ભક્ષણ કરી ત્રતક્ષણ આપે તું ધીર,
ઉભી હીમાચળ, આણંદમાં સદા રહો મા ગુણ ગંભીર.

## ઝુલ.

અજીત માયા તમ તણી ન જડે કોઇને પારજી,
બ્રહ્મા સરખા ભૂલી ગયા ને ભૂલ્યા દેવ મોરારજી;
મોહીની રૂપમાં મોહી ગયા જોઇ ભીલડી શિવ નિર્ધારજી,
તપસી કંઇ લપસી ગયા તમે જોયા સૌના સારજી.

## ગઝલ.

મનમાં સમજો તમે અમે બુદ્ધિને આધિન,
જેવી બુદ્ધિ આપો તેવા તેમાં રહે છે ચિન્હ;
નીમીત રૂપે ફરીએ હરીએ અમે રાત દિન,
લગામ તારે હાથ બેઠી ઘોડે નાંખી જીન;
ખેંચી ખેંચાય તું મારી માયે કરે તે થાયે બેઠી હજુ,
આદ્ય ઇશ્વરી.—ચોક ૨

દુઃખ ભંજન મા તું છે નિરંજન કરૂં હું વંદન ઘડી ઘડી,
ખલખત સારી, આવી મા તમને કહે છે પાયે પડી,
આવે દુઃખી તે થાયે સુખી નહિ રહે ભૂખી તારે નામે કહી;
જગત જનુંની, ભગતને કાજે આવે મા સિંહે ચઢી.

ઝુલ.

અનેક દૈત્યને માર્યાં નામ ધર્યું બહુચર માતજી,
નારીનો તેં નર કર્યો સઘળે છે પ્રખ્યાતજી;
આંખ આપી મા અંધને ધન આપ્યું નિર્ધન જાતજી,
કાળકા અંબા એક છે, નવચંડી બહુચર માતજી.

ગઝલ.

માનું ધરી ધ્યાન કરૂં ભક્તિ ભાવે એમ,
કેમ વિસારી આઘા બેસો આવો રાખી રહેમ;
મારૂં નથી કોઇ જોઇ વારે ચઢો જેમ,
સિંહ બેસી વહેલા આવો જેમ અવાયે તેમ;
સંકટ સહીએ બેસી મા રહીએ કહો કોને કહીએ પ્રાણ તજુ,
આદ્ય ઇશ્વરી.—ચોક ૩

કરતા કરમ ન જાણે મરમ મૂકી દે શરમ કુલની મરજાદ,
પાપી પ્રાણી, બોલે જુઠું કરે મીથ્યા વિખવાદ;
દુઃખ પડે બેસીને રડે મન સાથે લડે તારો છે બગાડ.
ભજમન માજી, થશે દુઃખ દૂર કરો અંબાને યાદ.

ઝુલ.

મન સમજી સ્મરણ કરે ધરે અંબા કેરૂં ધ્યાનજી,
અણ સમજણ અજ્ઞાની રહ્યો માયામાં મસ્તાનજી,
પડયું દુઃખ પીંડ ઉપરે ભૂલી ગયો સઘળું ભાનજી,
ધરી ધ્યાન તારૂં રહ્યો તારે નામે છે કલ્યાણજી,

## ગઝલ.

દયાળુ દયા લાવી આવી કૃપા મા કરો,
આધાર મારે એક તારા નામનો ખરો;
સેવક જાણી આણી દયા દુઃખ મા હરો,
કહે છે **અમીચંદ** માજી તારો આસરો;
રાખો ટેક મારે માજી એક, નથી અનેક મે ભજ્યા હજુ,
આદ્ય ઇશ્વરી.—ચોક ૪

---

## છંદ પર મો.

[ત્રણ કાફીઆની લંગડી.]

સમજ શાણા મન તું દીવાના, હજી ન જાણ્યા માજી દ્વાર,
જગકર્તાને, ભૂલે કેમ હજી સમર તું કરી વિચાર;
ભૂલી ગયો ગર્ભમાં રહ્યો સંકટ સહ્યો નવ માસ લગી,
કોઈ નહિ તારૂં, માલિક એક આદ્ય ઇશ્વરી તારી સગી;
બુરી ગતિ; ગર્ભમાં હતી તપ કરી અતિ નહિ જરા ડગી,
કોલ કરી તું આવ્યો બહાર અકલ તારી ગઈ ભાગી.

## ઝુલ.

અલ્પ જીવ અજ્ઞાન તું, આવ્યો પતાવવા દેનજી,
તેનો કર વિચાર તું, કેમ પડે તમને ચેનજી;
મસ્તપણામાં મ્હાલતા જશો દિવસ પડશે રેનજી,
સંસાર સુખ સ્વપ્નું ગણો, પસ્તાશો આવશે ટેનજી.

ગઝલ.

તે માટે સમજી હુજી તમે અંબા ધ્યાન ધરો,
ભક્તિ કરે મુક્તિ મળે ભવજળ તરો;
જીવતા યશ માજી નામે સુખે પેટ ભરો,
જગત સ્થાપી ઘટમાં વ્યાપી સઘળે મા ફરો;
કેવી દયાળી થઇ મા વાલી, પય પાન આપી કર્યો ઉપકાર,
જગકર્તાને.—ચોક ૧

અરજ કરી ધ્યાન ધરી કહું, બહુચરી અંબામાં કરજો સ્હાય,
જન્મ આપી તેં, છોડાવ્યો ગર્ભવાસથી કરી દયાય;
રંક પશુ, માયામાં ફસું, નહિ સમજું કશું, ઓ મારી અંબાય,
તારો આસરો, આવીને સંકટ પડે ત્યાં કરજો સ્હાય.

ઝુલ.

કાયા કષ્ટ દુર કરી કરો પોષણ અમારૂં માતજી,
માયા તારી કારમી કરી વસ્તુ અપારજી;
ભ્રમણામાં ભૂલી ગયો કરી ગર્ભે હતી વાતજી,
આશ તારા નામની તમે છો માતને તાતજી.

ગઝલ.

અપરાધિ પાપી પુરો હું તો કેવળ અજ્ઞાન,
મૂર્ખ મુઢ મતિ નથી મારામાં કંઇ ભાન;
એળે ગયો મનખો મારો હું ઘણો નાદાન;
પુત્ર ઉપર મ્હેર કરી આપો મને ભાન.

આપો ભાન, હું ધરૂં ધ્યાન, માનું આશાન ભજું વારંવાર,
જગકર્તાને.—ચોક ૨

ધ્યાન ધરી કહું ફરી ફરી, મા મ્હેર કરી મારૂં કામ કરો,
બુદ્ધિ બળ દો, આપી જ્ઞાન હાથ મારે શિરે ધરો;
ગુરૂ તમે માન્યા છે અમે, મા આવે સમયે આપી, જ્ઞાન ભરો,
ગુણ સાગર તું સુક્ષ્મ રૂપે સમાઈ સઘળે ફરો.

## ઝુલ.

અનેક નામે એક તું બેસી રહે આસનજી,
જળસ્થળ મેરૂ પવન રૂપે સમાઇ રહે તનમનજી;
અદભૂત લીલા તમતણી, મા થઈ અમપર પ્રસન્નજી,
મેહેર કરી માતુશ્વરી મા આપોને દર્શન્નજી.

## ગઝલ.

લ્હેરી અંબા મ્હેર કરી ભક્ત તો જાણી,
તન મન ધન આપે મા દયા આણી;
પુત્ર કરી પાસ રાખે, માની મહેરબાની,
ધ્યાન ધરી જ્ઞાન કથો ભજો ભવાની;
સંગત ભલે સારાની મળે, ગુરૂ કરે વળે ઉતરે પાર,
જગકર્તાને.—ચોક ૩

ગુરૂ શોધ, જઇ લીધો બોધ છોડી ક્રોધ ગુરૂ કહ્યું કરે.
પ્રસન્ન થઇ કહે આપી બોધ ગુરૂ હાથ શિર પરે ધરે;
પ્રેમરસ પાઇ ધુન લગાઇ મંત્ર બતાઈ આસન પરે,
સોહંમ સાધો, જપો જાપ અંબાના ભવજળ તરે.

## ઝુલ.

માયા માયા સૌ કરે, માયા બે પ્રકારજી,
અસુરી માયા કારમી ખવડાવે આખર મારજી;
દૈવ માયા દાતાર છે ઉતારે સૌને પારજી,
તે માટે પ્રાણી તમે કરજો મન વિચારજી.

## ગઝલ.

માયા રાખી માજી સાથે જાણી એક રૂપ,
ગુણ ગાયા છંદ કર્યા દર્શન અનુપ;
જગત સ્થાપી જનુંની તું છે નિરંજન ભુપ,
સચરાચરમાં વાસ તારો સઘળે સ્વરૂપ;
ખોળતા ખોવાયે કોઇને ન પાયે,
**અમીચંદ** ગાયે માને આધાર;

જગકર્તાને.-ચોક ૪

---

## છંદ ૫૩ મો.

[રાહ ઝડપી લંગડી.]

વારે વારે વારૂ મન તું માન કહ્યું મારૂં,
આ છે ભવ તરવાનું બારૂં;
પસ્તાશો ફરી, ગુરૂ શરણ રહી,
જપો જાપ આદ્ય અંબાનું ધ્યાન ધરી.

જીવતું જોની જાગી જોગી ભોગી તપસી ત્યાગી,
ગયા રાગીને વૈરાગી છોડી માયા;
એક પલકમાં, હો ગઈ ખાખ પડી કંચન કાયા,
મુરખ માને મારૂં અંત કાળે નહિ તારૂં;
લાગે પામરને પ્યારૂ સંસાર આયા,
ફોકટ ફેરા, ફર્યો તું લક્ષ ચોર્યાશી ભટકાયા.

ગઝલ.

મનસા દેહ મોંઘો મુલ તેને કેમ કરે ધુળ,
માયા કાયા કારમી કુલાઇ ફરે ફૂલ;
કુલાઈ ફરે ફૂલ, કુલાઇ ફરે ફૂલ,
ભ્રમર ભોગી વાસ લેતા બીડાય કમળ ફૂલ.

ઝુલ.

સંસાર સુખ સ્વપ્નું ગણે, અજ્ઞાની જાણે સારજી,
સુતવીત દારા મૂકી જવું, કંઈ કરને મન વિચારજી;
તુંતો સમજી લે વિચારી, હું તો કહું છું વારંવારી,
તારા મનમાં તું ધારી, હવે બેસ ડરી, ગુરૂ શરણુ રહી.—ચોક ૧

ભ્રમરો કમળમાં ઘેરાઈ પછી રહ્યા પસ્તાઈ,
જીવડો ગયો યુગ માંહી ફર્યો ચોર્યાસી;
રહ્યા ગર્ભમાં પડયો બહાર પડી ગફલત માયા ફાંસી,
ભજ તું માતાનું નામ કર આત્માનું કામ;
મમતા મૂકી દે તમામ થાય સુખ વાસી,
મટે ચોર્યાસી, સમજ મન નહિ તો થાસે તારી હાંસી.

## ગઝલ.

સાર માજી નામનો મેં દીઠો જગમાંય,
દુ:ખ તળે સુખ મળે ભજીલો અંબાએ;
ભજીલો અંબાએ ભજીલો અંબાએ,
શંશય મનનો કાઢી નાખો શંશય જગને ખાય.

## ઝુલ.

કર્તાનું કર્યું કો ન ઉઠાપે, પામે નહિ કોઇ પારજી,
અનંત યુગ એમ વહી ગયા નહિ જડયો કોઇને સારજી;
શંશય મનનો ટાળો પીઓ સતગુરૂનો પ્યાલો.
ઢાલ માજી નામની ઝાલો શિર ગુરૂ કરી, ગુરૂ શરણુ રહી.—ચોક ૨

તું તો સમજ પ્રામર પ્રાણી અનુભવ અંતર આણી,
સાચી અંબા લો જાણી એ છે ત્રિપુરારી દૂનિયા સારી;
ભજન બીન કંઈ નર ગયે મનખો હારી,
જાયું તે તો જાસે, નાગ રૂપ ગુણનો વાસે;
બીજા ગયા તેમ જાસે ચાલો વિચારી,
કોટી કલ્પથી છે જન્મ મરણ અવતાર ધારી.

## ગઝલ.

આ સ્વપ્ના જેવું સુખ, શાને સાચું માનો,
ફસાઈ ફંદમાં ફાંસી ખાઈને, મીથ્યા મત તાણો;
મીથ્યા મત તાણો મીથ્યા મત તાણો,
આદ્ય અંબાની ગહન ગતી કોઇએ ન જાણો.

## ઝુલ.

ફોકટ ફંદમાં ફસાઇ રહી ફરે લક્ષ ચોર્યાશી મંહીજી,
જ્ઞાન કહો ગુરૂ સંગ રહી, ઝટ મૂક્તિ થાએ તંહીજી;
દુઃખ સુખ સ્વપ્ના માંહી થાય, જીત્ર ભ્રમણાથી ભોળવાય,
જાગે જોતાં જુઠું થાય. પસ્તાશો ફરી, ગુરૂ શરણુ રહી.—ચોક ૩

શરીર વાદળની છે છાયા નથી કોઈની અમર કાયા,
તજે દેવ સરખા ડાહ્યા કંઇ ભુમી પડે જુવો બળી સુત;
બાણાસુર કૃષ્ણુજીની સાથે લડે,
ભલા ભિષ્મપિતા શૂરા, કર્યા પાંડવે યુદ્ધ પુરા;
થયા અરજુનથી ચકચુરા રથે કૃષ્ણ ચડે,
રાવણ રામે રોળી બાળી લંકા અયોધ્યા ખડે.

## ગઝલ.

ચેત મન માજી, ભજો ગુરૂ સંગ,
મમતા ત્યાગી થાઓ રાગી, રહો સદા ઉમંગ,
રહો સદા ઉમંગ, રહો સદા ઉમંગ;
પડી કાયા તૂટી દોરી ઉડ ચલા પતંગ.

## ઝુલ.

કાળ કેરી ઝાળ જબરી, હુંકૃતિ કરો ત્યાગજી,
મમતા મારો મન તણી, પડી કાયા જલાદે આગજી;
તમે સાંભાળો શિવલાલભાઇ, **અમીચંદ** બોલે આહીં,
સામા બેઠા અંબા માઈ, ભગત જશે તરી;
ગુરૂ શરણુ રહી.—ચોક ૪

## છંદ ૫૪ મો.

વારે વારે વારૂ—એ રાહ.
[લંગડી.]

સમરૂં શ્વાસો શ્વાસ માજી પુરો મારી આશ,
મને તારો છે વિશ્વાસ, ભવજળ તારો, પાર ઉતારો;
કઠણ પંથ વિકટ મારગ, સૌથી ન્યારો;
માયાનું મંડાણ, નથી રહેતું અમને ભાન,
ધરી જનમ્યો હતો ધ્યાન તે ગયો ભૂલી, મોજમઝામાં;
ગયો ફસાઇ રહ્યો હીંચોળે ઝુલી;
ન જાણી અગમ વાત, રમ્યો જુવાની સ્ત્રીઆ સાથ,
સ્વપ્ને ભોગવી રાજપાટ, મન ગયું ફુલી;
જાગી જોતાં ભાસે જુઠું બાદશાહી ગઈ ડુલી.

### ગઝલ.

વિચારી જોને જીવ તારી, શી ગતી થશે,
જમીન જોરૂ જર મૂકી એકલો જશે;
એકલો જશે, એકલો જશે,
કાયા તારી પડી રહેશે સંગે ના થશે.

### ઝુલ.

કોટી કલ્પથી સુખ દુઃખ ભોગવે, ન થાયે જીવ તરપતજી,
વિષય વાસના દ્વાર નર્કનું તું સમજી લેને ઝટજી,

ઉત્તમ આવ્યો મનશા દેહ, તેને ઓળખીને તું લે,
જઇને ગુરૂ શરણુ તું રહે કંઈ વિચારો, પાર ઉતારો;
કઠણુ પંથ વિકટ મારગ સૌથી ન્યારો.—ચોક ૧

ગાડી ઘોડે બેસી ફરો, નહિ પાપ કરતાં ડરો,
ક્યાંથી ભવજળ તમે તરો, જુઓ વિચારી;
દૂનિયા સારી, ધરો ધ્યાન કામ ક્રોધ મમતા મારી,
નારી ધનમાં જીવ લપટાવે તારી સંગે નહિ કોઇ આવે;
મીથ્યા ભૂલી જીવ ભટકાવે, વારંવારી,
લક્ષ ચોર્યાશી ફરશે તું જશે તારો મનખો હારી.

**ગઝલ.**

અનંત ભવ કીધા પ્રાણી, વેઠી ઘણું દુ:ખ,
જન્મ મરણુ કઠણુ વખત સ્વપ્નું જાણો સુખ;
સ્વપ્નું જાણો સુખ, સ્વપ્નું જાણો સુખ,
સુક્ષ્મ રૂપે સમાઇ રહ્યો હતો માની કુખ.

**ઝુલ.**

નવ માસ ગર્ભે રહ્યા, ધરી ઉંધે મસ્તક ધ્યાનજી,
દુ:ખ અનંતા ભોગવી, જનમ્યો કે ભૂલ્યો ભાનજી;
માયામાં લલચાઇ ગયો જીવડો ફસાઈ બુદ્ધી આપો અંબામાઈ,
આશરો તારો, પાર ઉતારો, કઠણુ પંથ વિકટ મારગ,
સૌથી ન્યારો.—ચોક ૨

સ્વાતી બુંદને ચાતક ચહાય, તેવા પ્રેમે ભજો અંબાય,
મેઘ વરસે મલ્હાર ગાય, તેવા થઇ જાવો લીન, ગુરૂ સંગ રહી,

થાવો સજ જ્ઞાન ઘોડા પર નાંખી જીન,
લઇ ક્ષમા ખડગ તત્કાળ બાંધી ધીરજની ઢાલ;
લઇ સત શુરાની ચાલ, આ ભક્તના ચિન્હ,
ભજન ભડાકે ઉડાવો કામ ક્રોધ તો મીલે ખાવીન.

ગઝલ.

પ્રેમની નાંખી પાખર બખ્તર બુદ્ધીનું તું આપ,
બાંધ્યો ફેંટો કરૂણાનો હોલાય તનનાં તાપ;
હોલાય તનનાં તાપ, હોલાય તનનાં તાપ,
દીન દયાળુ દયા કરજો જપાય તારા જાપ.

ઝુલ.

ગુરૂ થઈ જ્ઞાન આપજો નથી કંઈ આધારજી,
આધાર તારા નામનો ઉતારો હમને પારજી;
સર્વે રૂપમાં સરખો થાય, પોતે પોતામાં ઓળખાય,
જીવ દશા ભૂલી જાય, કરો સુધારો;
પાર ઉતારો કઠણ પંથ વિકટ મારગ સૌથી ન્યારો.—ચોક ૩

વીચારે પ્રાણી પોતે ગયો જન્મારો જોતે,
તોએ હજી તું ગોતે, જુઓ વિચારી ભ્રમણા ભાંગી;
જોની તું રમી રહ્યો ઘટમાં તારી,
મૃગ ભમે છે વન વનમાં, રહે છે કસ્તુરી તો તનમાં,
ખબર વીના ભટકે રણમાં, તમે જુવો ધારી તનમાં તપાસી;
ગણી સમાન મૂકો તારી મારી.

## ગઝલ.

હું મારૂં પાપ મુલ મને ફકાવે છે ધુળ,
પ્રીતમ રહે છે પાસ મને સુઝે નહિ બીલકુલ;
સુઝે નહિ બીલકુલ, સુઝે નહિ બીલકુલ,
ભક્તિ ભાવે છંદ ગાયા ભાગ્ય ગયું ખુલ:

## ઝુલ.

માજીના પ્રતાપથી મળી વસ્તુ મુજને સારજી,
શ્વાસો શ્વાસ સ્મરણ કરૂં ઉતારો બેડો પારજી;
કાપી કર્મ કરો ચુરા બાકી નહિ રહે કંઇ અધુરા,
માજી ભક્ત **અમીચંદ** પુરા કહેવાય તારો;
પાર ઉતારો, કઠણ પંથ વિકટ મારગ સૌથી ન્યારો.—ચોક ૧

---

## છંદ ૫૫ મો.

[શીકસતો લાવણી—એ રાહ.]

સુણ મેરી માતા, ભક્તનકી વાતા તેરા ગુણ ગાતા, જબસુખ પાતા,
અંબે દયાળી, બહુચરબાળી, કર રખેવાળી તું યુગદાતા;
પહેરી મા સાડી, બેઠા મા ગાદી દોલત જાદી તેરા હું બાલે,
પકડકે આયે ચોરોકું લાએ; તુજે દીલાએ કરકે સવાલે;
કામે હે ક્રોધે લોભોકું શોધે મુજેના હોધે લાયાહુ ઝાલે,
મોહ મદ આગે દેખકે એો લાગે જાવેગા ભાગે અબ તુમ સમાલે;

સબી તોફાને કરતે હેરાને મુકાતે ધ્યાને જાપ જપાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી તું યુગદાતા.—ચોક૧

ચોરોસે હારે હુવે નાચારે કરકે પોકારે અંબામા,
કહુ ઝટપટસે આવો મુઝે બચાવો ચોરોકુ સાવો બતાતે મેં હું;
લોભેહે ખુરે, કામી અંધ પુરે મોહ મદ હજુરે બતાકે દેવું,
ક્રોધ એ ઢેડો લે છે મા કેડો ઉતારો બેડો પારે મા કહુ;
ઓતેરી માયા કાચી હે કાયા પાલવ સ્હાયા ધ્યાન લગાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી તું યુગદાતા.—ચોક ૨

આકીન તેરા હુવા ન કોઈ મેરા મીટાડો ફેરા લક્ષ ચોર્યાશી,
ભટકકે આયે પાલવ સાહે તીરથ પાયે ગંગા તું કાશી;
મેરી તું મૈયા યુગમે ગવઈયા શરણુમેં રહીઆ હું વિશ્વાસી,
તુજે સમરતે ધ્યાનજ ધરતે સંસારથી સરતે જાતે મેં નાશી;
ચોરો જે છુટે મુજે તો લુટે કરમ ફુટે નહિ સંધાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી તું યુગદાતા.—ચોક ૩

દોની મા દર્શન, થાઓની પરસન કરૂજ સ્મરણુ અંબે તુંમેરા,
તેરા મે દાસે, પુરોની આશે પાપજ થાશે પ્રલ્લે હમેરા;
ઘટ ઘટ મેં વ્યાપો દર્શન આપો પાપજ કાપો ચોર્યાશી ફેરા,
તમે બચાવો મદદે આવો દયાજ લાવો ભક્ત તુમેરા;
કહે **અમીચંદ** જીકા છંદે રહેતે આનંદે ગુણ તેરા ગાતા,
અંબે દયાળી બહુચરબાળી કર રખેવાળી તું યુગદાતા.—ચોક ૪

## છંદ ૫૬ મો.

[શીકસ્તાની રાહ ઉપરની.]

તું માતા ચંડી દૈતોકી ભીંડી કાઢે નવખંડી ખપ્પર ધારી,
લઇ ત્રિશુલે મારી મા હુલે નીકાલે મુલે દૈત્યોકું મારી;
અંબે દયાળી પાલનવાલી ભદ્રકાળી બડી જોરાવર;
હાથ ઝટકકે દૈત્યો પટકકે મારી ઝટકકે ઉત્તર ચરીતર,
સ્વરૂપ ધારણુ કર કર મારણુ દૈત્ય સંહારણુ ખપ્પર ભરભર;
આંખોમેં લાલી ફરે મતવાલી બની વિકાળી લીયા ચરાચર,
ચારા તું ચરતી ખપ્પર ભરતી દૈત્યોકું હરતી કરી કીલકારી;
લઇ ત્રિશુલે.—ચોક ૧

કરી કીકીઆટી અસરકું ખાતી ફરે મદમાતી કરી મધુપાને,
રૂધીર માંસે ખાકર તપાસે કાયર નાસે જાતે શયતાને;
દૈત્યાકું પ્રાને કરી રણ તાજે દેવતાને રાજે આપ્યા તેં માને;
એવી દાતરે જગત સંસારે શક્તિ આધારે છે સહુના પ્રાણે,
નાહુ કંઇ અજાણ્યો શક્તિ વિનાનો ઠામજ સુનો; એ બલીહારી;
લઇ ત્રિશુળે.—ચોક ૨

એવી કૃપાળી અંબે દયાળી લોને સંભાળી આજે મા અમને,
પડ્યું સંકટે આવોને ઝટે અંત વખતે કહું મા તમને;
સંકટ કાપો ફત્તેહ આપો તમે માબાપો ક્યાં જાઉં ભમને,
હવે ના છોડું હાથ મેં જોડું કર્મબંધ તોડું જીતાએ જમને;
ભગત કારણુ દૈત્યોકું મારણુ ભવજળ તારણુ લે તું ઉગારી,
લઇ ત્રિશુળે.—ચોક ૩

નામ નિરંજન બેઠે સિંહાસન સબ દુઃખભંજન કરે તું પલમેં,
યશ અપાવે તું મારી માએ લાગું પાએ ધારી અક્કલમેં;
રાખું આકીને બોલો હસીને અંબા ભજીને તરૂં ભવ જળમેં,
કહે ડાહ્યાલાલે છંદ વિશાળે કહી ચુનીલાલે બેઠે ડંગલમેં;
લગાવી ધુની **અમીચંદ** ગુણી કહે છે તજુ નહિ ભક્તિ તમારી,
લઈ ત્રિશુળે.—ચોક ૪

---

## છંદ ૫૭ મો.

[ત્રણ કાપીયાની ખડી—રાહ.]

આએ આશો માસ આનંદ ઉલ્લાસ દર્શનકી આશ અંબા તારી,
નવરાત્રી નવ મળી શક્તિ સર્વ દૈત્યોકા ગર્વ ઉતારનારી;
હીલ મીલ મનસુબો કરે આનંદમાં ફરે ધરે શોભતા શણગાર,
પાંઉમે પેજન નાકોમે નથન ચમકે છે રત્ન કરે છે ઝમકાર;
ગળેમે હાલ મોતનકી માળ, કાનોમે ઝાલ શોભે છે અપાર,
ઓઢી કસબી શાલ, ચાલે હંસકી ચાલ અહો અહો સવાલ
બોલે છે અપાર.

### ફેકતા.

આવી અંબાજી શણગાર સોળે, સર્વ શક્તિ મળી જે ટોળે,
અહો અહો શબ્દ મુખથી બોલે, ચાચર ચોકમાં ચાલી;
દેતી મા તાળી કાળી ખપ્પરવાળી, નવરાત્રી નવ મળી,
શક્તિ સર્વ.—ચોક ૧

આવી માતા અન્નપૂર્ણા, તેમાં શી મણા, વેણા વાગે મુખ પર,
હીંગળાજ આજ ખુબ સજી સાજ વાજીંત્ર, વાગે છે પાંઉ ઝાંઝર;
સાચી દેવીસંગ શીતળા ઉમંગ ઉડાતી રંગ હાથમે છે ખપ્પર,
શીકોત્રા માત હરસીધ સાથ દૈત્યોકા દાટ વાળે છે જબ્બર.

## ફેકતો.

આશાપુરી તરપના ભવાની, ત્રણ લોકમાં તુંને વખાણી,
તારી માયા કોઇએ ન જાણી, મળી દેવી સઉ આતી;
ગરબા ગાતી રાતી અંખીય તારી, નવરાત્રી નવ મળી,
શક્તિ સર્વ.—ચોક ૨

ચાચર ચોકમાં આવે, ધુન મચાવે ભાવે મુખથી ગાતી,
વાજે વાંજીંત્ર સંગ વેણા ઉપંગ બાજે મૃદંગ ફરે હરખાતી;
ફરે માજી કુદડી પસીને બૂડી પલ્લી ચુંદડી જાતી,
થાતી મગન બોલે વચન ગાયે રાગ રાગણ ફરે મદમાતી.

## ફેકતો.

થઈ સૌને આનંદની હેલી, ગાય ગરબાં અંબા અલબેલી,
ભક્ત મદદ તું આવજે વહેલી, હાથો હાથ લે તાળી;
બહુચરબાલી અંબા મારી, નવરાત્રી નવ મળી,
શકિત સર્વ.—ચોક ૩

સિંહ કરે થઈ થઇકારે વેણા લલકારે જગત આધારે,
શોભા થઇ અણુમુલે, કરગરી કહું હાથ જોડી રહું;

તારૂ નામ લઉં નહિ જાઉં ભૂલે, ગરબા ગાઇ રહી થાનકે,
ગઇ તહીંથી બીલકુલે, મારા'કાપો પાપ, સબુદ્ધિ આપ;
તારા જપું જાપ, કરો કબુલે.

## ફેકુતો.

તું સૌની માજી છે વાલી, અંબામા તું બહુચરબાલી,
જગત માયામાં મોહિની દાલી, **અમીચંદ** કહે ધરૂમાત;
સમરૂ કરૂ આશા તારી, નવરાત્રી નવ મળી શકિત.—ચોક ૪

---

## છંદ ૫૮ મો.

તુંજે નમું ચરણ, આયા શરણ, વિઘ્ન હરણ કર દાલો તુંમ,
તુંજે નમું આજ, રખો મેરી લાજ સિદ્ધ કરો કાજ દુખટાળો તુંમ,
આયાતેરે ધામ, સિદ્ધ કરો કામ મુલકોપર નામ કરતી હે તુંમ;
ચુની ચમકાર ગલેમેં હાર, સોળે સણગાર ધરતી હે તુંમ;
દેખી તેરા મુખ હો જાવે સુખ, મેરે તનકે દુઃખ હરતી હે તુંમ,
જપુ તેરા નામ હોવે આરામ. સિદ્ધ કરવા કામ ફરતી હે તુંમ.

## ફેકુતો.

સિદ્ધ કરો ભકતનકે કાજે, શિઘ્ર શબ્દ રણ તુંહી બાજે,
અસંખ્ય દૈત્ય કરદીએ પ્રાજે.
દુશ્મનકુ માર કરતી પોકાર કર ધરી હથીયાર લઇ ભાલો તુંમ,
તુંજે નમું આજ.—ચોક ૧

દુશ્મનકુ દૂર કીયા ચુર ચુર, અસંખ્ય અસુર માર ગાજી તુંમ,
ક્યા કરૂ બીસ્તાર, નહિ આવે પાર, બનકર અસ્વાર ધાઈ;
માજી તુંમ.
શત્રુકુ માર કીઆ તારમ તાર, દેશ મોઝાર, બીરાજી તુંમ,
પાએલકા બહાર, ઘુઘરૂ ઘમકાર, સબ સજી સણગાર મેરી
માજી તુંમ.

## ફેકતો.

જળહળ તારી જોત ઝળકતી, દામણી ફુલ અકોટી લળકતી,
દો દંતન પર ચુની ચળકતી;
તુમ દીન દયાળ કરે પ્રતિપાળ, હું તારો બાળ હાથ ઝાલો તુંમ,
તુંજે નમું આજ.—ચોક ૨

સંસાર ખાડેકી ધાર ઉતારો પાર, માજી હાથ ઝાલી તુંમ,
મીથ્યા સંસાર, સબ પરીવાર, ક્યા કરૂં વિસ્તાર મતબાલી તુંમ;
ભાઇબંધ માત, બેહેન તરીઆ તાત નહિ આવે સાથ મેરી
વાલી તુંમ,
કલજુગમેં આજ, શકિતકા રાજ સિદ્ધ કરને કાજ મા ચાલી તુંમ.

## ફેકતો.

બાળાપણુ રમતમે ગુમાઇ, ચડા જોબન જુવાની આઈ,
કામ ક્રોધ મમતામે ગુમાઈ:
અબ ધરૂ તેરા ધ્યાન, મુજે મીલે જ્ઞાન, મુજકો આશાન
અબ આલો તુંમ, તુંજે નમું આજ.—ચોક ૩

મેરી અંબે માત, જપુ તેરા જાપ મુજે બુદ્ધિ આપ, કંકાળી તુમ,
ચોસેંટકુ પ્રણામ સબકુ વર્ણામ, રહ્યાં શિષ નામ મતબાલી તુંમ;
કરજોડી પાસ, ઉભો તેરો દાસ, પુરો મેરી આશ ખપ્પરવાળી તુંમ,
હોજા પ્રસન્ન દેના દરશન, મેરા હર બીઘન બહુચરબાળી તુંમ.

## કેકતો.

એક ચીતસેં તેરા ધ્યાન લગાઉં આઠ પહોર તેરા ગુણ ગાઉં,
ભગતી કીએ બીન રૂડાં ફળ પાઉં, કહે **અમીચંદ** માજીકા છંદ;
સદા રહે આનંદ સબ ગાળો તુંમ, તુંજે નમું આજ.—ચોક ૪

---

## પૂનેમનો છંદ ૫૯ મો.

[તુંજે નમું ચરણની—રાહ.]

મ્હારે આજે ધન પુનેમનો દિન, સદા કરૂં ભજન ભવજળ તરવા,
ભગવતી ભજું, કામ ક્રોધ તજું આવી રહું રજુ, ભકિત કરવા;
જપી તારૂં નામ, કરૂં પ્રણામ, મને થાય આરામ અંતઃકરણે,
સૌ ભકત સર્વ, ભજે મૂકી ગર્વ, માગે જ્ઞાન દ્રવ્ય, લાગી ચરણે;
ગુણી માગે જ્ઞાન તેથી ધરાય ધ્યાન, તેની અરજ કાન સુણી
રાખો શરણે,
તારો ભવજળ, સેહેજે થાય ઉદ્ધાર કહું વારંવાર લાગી ચરણે.

## ફેરકતો.

અરજ કરી કહે તારા બાળ [૨] દયા લાવી મા સુણો
સવાલ [૨] બાળકની કરજો પ્રતિપાળ [૨] સુંદર સ્વરૂપ
તારી છબી અનુપ, ત્રણ લોકના ભૂપ, ભજું દુઃખ હરવા,
ભગવતી ભજું.—ચોક ૧

સુણો સવાલ, ઓઢી કસબી શાલ, ગળેમેં ડાલ મોતન માળા,
કર કંકણહાર, પાયલકા ઝ્હાર, ઘુઘરૂ ઘમકાર, સુરમા ડાલાઃ
શિર મુગટસાર, કુંડલકા ઝ્હાર, શોભા અપાર, ઓઢે દુશાલા,
નાકોમેં નથન, રહ્યા ઝળકી રતન, પાંઉં મ્યાને પેજન, બેઠે
મતબાલા.

## ફેરકતો.

ધનધન માજી તારી લીલા [૨] ચંપા કેવડા શોભે પીળા [૨]
તરેહ તરેહના ફૂલજ ખીલ્યા [૨] મા અરજ સુણ,
તારી લાગી ધુન કરૂં ભજન, પાપ ઓસરવા,
ભગવતી ભજું.—ચોક ૨

તારા નામની ઢાલ, ધરી બેઠો હાલ, સુણજો સવાલ,
બાળક જાણી, નહિ માંગું મૂખ, તમે જાણો દુઃખ, મારી
ભાંગો ભૂખ, તમે દયા આણી એક ઓળખું આપ, મારા
કાપો પાપ, તમે મા બાપ, રહ્યા પિછાની, ઘટ ઘટમે રમો,
તમે સઘળે ભમો, ક્યાં શોધું અમો અજ્ઞાન પ્રાણી.

## ફેકતા.

સાધુ સંત જંગલમાં રહેતા[૨] સંકટ પડે શરીર પર સ્હેતા [૨]
ધ્યાન ધરી પુર્ણ પદ લેતા [૨] મારૂ ગજું નહિ, ખરૂ કહું અહી,
જંગલકે મહીં નહિ જાવું ફરવા, ભગવતી ભજું.—ચોક ૩

હું કેવળ અજ્ઞાન નથી જરા ભાન, શરોડા જ્ઞાન નહિ જાણું સાધન,
પ્રેમ ભક્તિ કરી, તારૂં ધ્યાન ધરી, કહું ફરી ફરી સોપું તનમન;
વાળી આસન ભજું નિરંજન, મને થઈ પ્રસન્ન દેજો દર્શન,
ચરણનો દાસ, મને રાખો પાસ, તારો વિશ્વાસ મા થાઓ પ્રસન્ન.

## ફેકતો.

આશા પુરણ પાડે માજી (૨) ભક્ત ભજનમાં રહે છે રાજી [૨]
પ્રસન્ન થઇ મા આપે નિવાજી, (૨) **અમીચંદ** તો માઈ,
રહ્યા તમને સ્હાઇ,

નહિ જરા લલચાઈ કંઈ ગયો ફરવા, ભગવતી ભજુ
કામ ક્રોધ તજું, આવી રહું રજુ, ભક્તિ કરવા.—ચોક ૪

---

## છંદ ૬૦ મો.

મારી કરો વ્હાર, જગદાધાર સમુદ્ર સંસાર,
પાર ઉતારો, નથી જરા સુખ, દીઠું દુઃખ દુઃખ,
બાળકની રૂપ તમે વિચારો, બાળપણે શુદ્ધ,
જરા ન્હોતી બુદ્ધ માના થાનમાં દુધ,
ભરી દીધું પોષણ જ્યારે લાગે ભુખ,

ન બોલાય મુખ, ન વેઠાય દુઃખ ત્યારે કરૂં રૂદન,
બ્હાર માતા જાય, ઝોળી ભીની થાય,
મુતરમાં ન્હાય, સુતા પલ્લે તન,
કોઇ આવી જુવે, કહાડીને લુહે,
પડયો બાળક રૂએ, કરે દુઃખે રૂદન.

## ફેકતા.

બાળપણું તો જેમ તેમ જાયે [૨] જુવાનીમાં બુરા હાલ થાએ,
સમજ્યા પછી પૂરો પસ્તાયે [૨] ત્યારે માંગે સ્હાય સમરે અંબાય
દયા લાવી ધાય, લાવે આરો નથી જરા. સુખ.—ચોક ૧

સંસારમાં લિન થઇ જાય મલિન, સુખ નથી ક્ષણુ સમજો મનમાં,
જેવું જુઠુ સ્વપ્ન, સમજી લે મન, સ્ત્રી ફરજંન લપટાય ધનમાં;
રહ્યો સંસારમાં જોઇ, નથી કોઈનું કોઈ મૂવે બેસે રોઈ પડે કાયાવનમાં,
જીવ ચાલ્યો ઝટ, ગયો ઉડી તરત ન કરશો મત જુઠા ફંદમાં.

## ફેકતા.

જીવ ગયે નહિ કાયા તારી [૨] મૂરખ માની કહે મારી મારી (૨)
સમજુ પુરૂષ તમે જુઓ વિચારી [૨] મૂકી કર્મકુટ, નહિ બોલો જુઠ
પુરે માતા પુંઠ માને સંભારો, નથી જરા સુખ.—ચોક ૨

સૌ ચાલો સત્ય, મૂકી અસત્ય સ્હાય કરશે ઝટ, અંબા આવી,
સતિયા સુખ, નથી જરા દુઃખ, સ્મરતાં મુખ, લે બચાવી;
કરે સારા કામ. જપે માનું નામ, સદા હોય આરામ ભકતો ભાવી,
હોય મંત્ર હાથ, જોઇએ ક્રીયા સાથ. બધા મળે ઠાઠ, લાવે લખાવી,

ક્રિયા પાત્ર જે હોય અધિકારી [૨] ગુરૂ ફીલી દે જોઇ સંસ્કારી [૨]
ભલી બુરી ન કેવી નઠારી [૨] જ્યાંથી મળે જ્ઞાન ગણી ગુરૂ સમાન,
ધરી બેસો ધ્યાન, મનને મારો, નથી જરા સુખ.—ચોક ૩

મને વિશ્વાસ, પુરે માજી આશ, સંસારની વાસ, વળગી છે જબર,
ન બચે બચાય કરે માલિક સ્હાય છુટી કર્મ જાય તો તો થઇ જાય સર,
છુટવા ઉપાય, મન દયા થાય, શુભદાન દેવાય સમજી ભિન્તર,
મૂકી મમતા માન એક રૂપ જાણુ ધરી બેસે ધ્યાન, નિરંજન પર.

## ફેકતા.

ભજમન તુંહી તુંહી આપ નિરંજન [૨]
સુરતા સાધી વાળી બેસો આસન; [૨]
તદરૂપ થઇ મહી થઈ જાઓ લીન. [૨]
**અમીચંદ** મથન, કરી કહે કથન,
માજી પ્રસન્ન, કરો સુધારો, નથી જરા સુખ,
દીઠું દુઃખ દુઃખ બાળકની રૂખ, તમે વિચારો.—ચોક ૪



## છંદ ૬૧ મો.

છોડી ખટપટ, ભજો અંબા ઝટ, કરશે મદદ ખપ્પરવાળી,
મન રાખી દ્રઢ, બેસો પકડ, એ મૂળ થડ લેજો ઝાલી;
તું બડું મસ્તાન, મન સાચું માન, જરા રાખી ભાન, તમે બેસો ઠરી,
ફરી લક્ષ યોજન, ભમી નવ ખંડ, તૃપ્ત મન નહિ થયું ફરી;
આદિ અનાદિ, તું કરતા વાદ, મમતાથી નાદ, કરે ક્રોધ કરી,
મરવાથી ડર, નથી થયો અમર, શુક્તિ કર, જાવું છે મરી.

### ફેકતો.

શરિરમાં મન તું વાઘ, (૨) પેસી જાય જોઇને લાગ, (૨)
નિંદ્રા નહિરે અખંડ જાગ (૨) નહિ નિંદ્રા આહાર તારી ગતી અપાર
માન કરી વિચાર સમરો કાળી, મન રાખી દ્રઢ.—ચોક ૧

કાયામે જાણ, જીવનનું રહેઠાણ, મન આગેવાન, ફરે ચોપાસે,
પહેલા દોડે મન, જીવ કરે પ્રસન્ન કામ, કરે તન રાખી આશે;
એ જુઠી આશ, આખર નિરાશ નહિ રહેશે પાસ, એકલો જાશે,
મન લગામ હાથ, વીધી રાખો નાથ તારી રહેશે સાથ પુરશે આશે

### ફેકતો.

સમજી મન તું સીધું ચાલ [૨] ઘડીકમાં તો થાય છે ન્યાલ [૨]
તેજ વખતે થાય કંગાલ [૨] સમજીને ઠરી બેસ, ધ્યાન ધરી,
મરવાથી ડરી, રહો સત્યે ચાલી, મન રાખી દ્રઢ.—ચોક ૨

સત્ગુરૂ સંગ ખુબ જામ્યો રંગ, બાજે મૃદંગ, માજી લહે લાગી,
માના ગાવા ગુણ, લાગી રહી ધુન, રહ્યા ભક્ત સુણ, બ્રમણાભાંગી;
તે વખત પસ્તાય, મેં કર્યો અન્યાય, માજી કરજો સ્હાય,
કહું મુખ માગી;
તારા વિના નહિ કોઇ વાલી અહીં, માજી કહી થયો હુ રાગી.

## ફેકતો.

માજી અરજ ભક્તની સુણ (૨) મને લાગી તારા નામની ધુન (૨)
શાસ્ત્ર શબ્દ લઉં છું ચુન ચુન (૨) હોયે માજી મદદ,
મળે કડી ઝટ જોઇતી વખત. કરે રખેવાળી, મન રાખી દ્રઢ.—ચોક ૩

મન રાખે વશ, ભાંગે તરત, સૌથી સરસ,
ભક્તિ મોટી ગયા ભક્ત તરિ નહિ જનમ્યા ફરી;
ગયા ધ્યાન ધરી નહિ વાત ખોટી પુરે શાસ્ત્ર શાખ,
નહિ શંશય રાખ, પ્રેમ પ્યાલા ચાખ;
સદ્ગુરુ બુટી થાય નિર્મલ મન,
સદા રહે આનંદ, માજી ભજન, હરદમ હોતી.

ભજમન તુંહી તુંહી માજી નામ [૨] વિશ્વાસ રાખ મા કરશે કામ,
હરદમ સમર તું આઠે જામ, જવું નિર્ધાર છોડી સંસાર,
અમીચંદને પાર, લ્યો સંભાળી, મન રાખી દ્રઢ.—ચોક



## છંદ ૬૨ મો.

(હરી દ્વારકાસે ધાએ ભક્તન ખાતર ડાકોર આએ—એ રાહ)

મોટું સુરતમાં છે ધામ, અંબા માતા તારૂં નામ,
કીધો ઘીઆ ફળીએ મુકામ તારી છબી ન્યારી;
દેહરૂ શીખર બંધુ બીરાજે, જમણી બાજુ ગણેશ ગાજે,
ઘંટા નોબત ઘડીઆળ બાજે, શોર ચલા ભારી;
દુનિયા દર્શન કરવાને આવે, માને ચરણે શિશ નમાવે,
મંમાયાના ગુણ ગાતે ખલખત સારી;
પ્રબીપાસે બહુચર માત તમે સાંભળો મારી વાત,
જોડી જોડી કરૂં હાથ વિનંતી તારી;
આવે કયાં કયાંના લોક ચાલી દર્શન કરે કઠેરો ઝાલી,
મુખડું જુવે નિહાળી નિહાળી તારી બલિહારી;
કરે દર્શન સારી ખળકે હીરો મુખડા ઉપર ઝળકે,
માના શણગાંર સોળે ચળકે શોભા ભારી;
બાજે પાઉં પાયલ પેજન તારી આંખોમેં અંજન,
ચુડો ખલકે ખન ખન ખપ્પર ધારી;
દેહરૂં શીખર બંધુ બીરાજે.—ચોક ૧

કંઠે રત્ન કરે ચમકાર, માણેક મોતીનો હાર.
તીલડી શોભે અપરંપાર નાકમેં વાળી;
પહેર્યાં કુંડલ કાંનો માંહી શીર મુકટમાં મણા નહિ,
શોભે છુટી લટા રહી નાગણ કાળી;

શીર પર છત્રી છે અણુમૂલ ન રહી શોભાની કંઇ ભૂલ,
ખીલ્યા તરેહુ તરેહુનાં ફૂલ ભરી ખૂબ જાળી;
બાંધી તકતાની છે હાર હાંડી શોભે અપરંપાર,
સળગ્યાં ઝાડનો છે બહાર જુઓ સૌ ન્યાળી;
બ્રાહ્મણ વાંચે ચંડીપાઠ લોકો ઉભા જોડી હાથ,
સૌ સમરે અંબે માત ખલખત સારી,
દેહરૂં શીખર બંધુ બીરાજે.—ચોક ૨

છુટે કુવારાની શેહેરો ઠંડી ઠંડી ચાલે લેહેરો,
ભગત ઉભા ઘાલી ઘેરો કરવા દર્શને;
મૂખડું જોવા ઘડી ઘડી લોકો કરે અડા અડી,
માતા બેઠા સિંહે ચડી થાઓ પ્રસંને;
મૂખડે કોટી સૂર્યનું તેજ દેખી ઈંદ્રાસન લાજેજ,
માગ્યાં મન વાંચ્છીત આપેજ, કરી પાવને;
આજે ધન મારો અવતાર થયાં દર્શને,
તું આદ્ય શક્તિ છે એક કીધો માયામાં વિવેક;
પંથ નિકળ્યાં છે અનેક છાયા તારી,
દેહરૂં શીખર બંધુ બીરાજે.—ચોક ૩

કહું કર જોડી નહિ આવે સાથે કોડી,
જવું માયા સર્વ છોડી કહું સત્ય વચન;
માત પીતા બ્હેની ભ્રાત નહિ કોઇ આવે મારી સાથ,
જોડી જોડી કહું હાથ માજી કરો પાવન;

મરવું અણુચીંતા એકવાર, હું તો છઉં માજી નાદાન,
તારા નામનો આધાર, પડયું રહેશે આ તન;
તારી આશાએ જીવ કુદે, તારે નામે કણુ નહિ ખુડે,
થયું ભાગ્ય મારૂં ઉદે, સદા રહો પ્રસન્ન;
એવી અરજ કરે ભક્તન, ઘટ ઘટ આપે નિરંજન.
જોડી બોલે **અમીચંદ** છંદ લલકારી;
દેહરૂં શીખર બંધુ બીરાજે.—ચોક ૪

---

## છંદ ૬૩ મો.

(આદ્ય અંબા જાણી, વેદ વાણીમાં વખાણી—એ રાહ.)

સત્‌ગુરૂ વાણી, મેં તો ઘટમાં સમાણી,
માતા શારદા ભવાની, બહુચરબાળી;
રહી કંઠપર કલ્યાણી, આપો અવિચળ વાણી,
જરા નહિ રહે અજાણી, રહ્યો છું ઝાલી;
ગુરુ ચરણુ શિષ, નમી સમરે છે હરનિશ,
ગુરુ કરે છે બક્ષિસ, પ્યાલા પ્રેમના ભરી;
એ તો સર્વે હરખે લીધા હેત ભાવ કરીને પીધા,
મંત્ર ભણી આશિશ દીધા, જાઓ જગ્તમાં તરી.
ગુરુ બતાવે છે જ્ઞાન, તમે સર્વે ધરો ધ્યાન,
કરો આત્માનું કલ્યાણ, થાકયા ફરી ફરી;
પુરૂષ પ્રકૃતિ કહેવાય, એકના અનેક થાય,
આદ્ય શકિત છે અંબાય, ફરે ખપ્પર ધરી.

## ફેકતો.

સુણુ દેવી તેં દયા કરી ભકતનપર કરતી છાયા,
સુણુ દેવી તારા ગુણુ ગાએથી નિર્મળ થાય છે કાયા;
સુણુ દેવી તારી અઘોરગતિમાં પાર જરા નહિ પાયા,
હાલ સાચું માને, મારૂં કરી મત તાણે;
મરતી વખત જુઠું જાણે, પડે કંટાળી,
રહી કંઠ પર કલ્યાણી.—ચોક ૧

તે પર કહું દ્રષ્ટાંત, ગુણી સાંભળી લ્યો કાન,
છુટે શબ્દના બાણુ, લાગે ભિત્તર;
ઉભો નદી તીર, તરસે પિડાયે શરિર,
કયાં તો સુકાયું હોય નિર, હોય આળસુ અગર;
બેઠો બેઠો વિચાર કરે, મનની અંદર,
નહિ કલ્પતરૂ બાવળીઓ, કયાં તો ભાગ્યનો નહિ;
બળીઓ, સાચો સંજોગ ન મળીઓ, સમજો ભિત્તર.

## ફેકતો.

સુણુ દેવી મળે સદ્‌ગુરુ સેવે ન મળ્યું ચેલાને જ્ઞાને,
સુણુ દેવી એ ચેલો મૂઢ કે ગુરુ હોય અજ્ઞાને;
સુણુ દેવી મળે સદ્‌ગુરુ સમજે સાચે ચેલો તો શાને,
ભક્તિ કરતા ભય દુઃખ આવે, તોએ ધીરજ લાવે;
હિંમત રાખે તે ફળ પાવે, સમરે કાળી,
રહી કંઠપર કલ્યાણી.—ચોક ૨

ચિંતામણી જાણી, લઇને બેઠો એક પ્રાણી,
તોય ચિંતા ન ઓલાણી, નહિ એ ચિંતામણી;
પરખ્યા વિના લીધો પહાણો, વગર સમજે મત તાણો,
ખરી વસ્તુ પિછાણો, મળે આપ ધણી;
મળ્યું ધન ન વાપરી કોડી, બેઠો દમડી દમડી જોડી,
મૂકી જવાનો છોડી, જેવી હોય કરણી,
ક્યાં તો ભાગ્ય કોઇનું બળ્યું ખોટી કમાણીનું રળ્યું,
અગર હરામનું મળ્યું બનવાની બની.

## ફેકતો.

સુણ દેવી અમૃત પીધું પણ અમર થયો ન પ્રાણી,
સુણ દેવી ક્યાં તો ભૂલ્યો નહિ પીવાની યુક્તિ જાણી;
સુણ દેવી નહિ ગયું મુખ કે પીવામાં આવ્યું પાણી,
ધરમ કરમ ભકિત જાણી, ભેદ વિના ધુળ ધાણી;
મળે સાચા ગુરુ જ્ઞાની લે સંભાળી,
રહી કંઠપર કલ્યાણી.—ચોક ૩

ગુરુ કરે સાન, ચેલો સમજી ધરે ધ્યાન,
મૂર્ખ કરે અભિમાન, નહિ દીલમાં ડરે;
ગુરુદેવથી અધિક, ગણી ચાલે ચેલો ઠીક,
જાય યમરાયની બીક, ભવજળ તરે;
મંત્ર સાથે ક્રીયા જાણે, હોય સરોડા જ્ઞાને,
મૂળ વસ્તુ પિછાણે, દીલ અંદરે;

ઘાટ કંચનના અનેક, ભાંગી ભ્રમણા ગણે એક,
ગાળે કંચન છેકા છેક, શકિત સચરાચરે.

## ફેકતો.

સુણુ દેવી તું બ્રહ્મ જગતમાં રચી માયા સંસારે,
સુણુ દેવી તમે કર્તા છો અકર્તા સાૈથી છે ન્યારે;
સુણુ દેવી છો પાસે દેખે કોઇ દૂર ભ્રમણુતા ભારે,
મારા મનનું સમાધાન માજી ભજતાં થયું જ્ઞાન;
**અમીચંદ** પર રાખી ધ્યાન, લ્યો સંભાળી,
રહી કંઠપર કલ્યાણી, આપો અવિચળ વાણી;
જરા નહિ રહે અજાણી, રહ્યો છું ઝાલી.—ચોક ૪

---

## છંદ ૬૪ મો.

[રાહ ઉપરનો.]

આદ્ય અંબા જાણી, વેદવાણી મા વખાણી, માએ માયા ફેલાણી,
ખપ્પર ઝાલી; પુરે દેવતાની આશ, કરે દૈત્યોનો નાશ,
રાખે ભક્તનકે પાસ, કરે રખેવાળી; રોળ્યું દૈત્ય દળ, તારૂં અપારબળ,
તમે વસો હિમાચળ, અંતરયામી; કહું ભગવતી,
તારી અઘોર ગતિ, શુદ્ધ કરો મતી, કહું શિરનામી;
તારા અનેક નામ, કર્યા તેવા કામ, કીધો રણમાં સંગ્રામ,
નહિ રહી ખામી; દેવ કરે વખાણ, તોડે શત્રુના નામ, કંઈ
પડે સેતાન, દૈત્ય હરામી.

### ફેકતો.

સુણદેવી દૈત્ય દળ રોળી ને પરાજ્ય કીધું,
સુણદેવી કરી શુરાપાન ચંડમુંડનું રૂધિર પીધું;
સુણદેવી શત્રુને મારી રાજ ઇંદ્રને દીધું,
કરી શત્રુ સંહાર માજી કરે તારંતાર, તારી લીલા અપાર,
ફરે મતવાલી; પુરે દેવતાની આશ.—ચોક ૧

ઉઠયો ઓંકાર, તારી લીલા અપાર, રચી પલમેં સંસાર,
તું રહી ન્યારી; ત્રિગુણાતમાં ફેલાઇ, વસ્યા ઘટ ઘટ માંહી,
નવખંડમાં દુવાઈ ફરે છે તારી; લીધું તમે રૂપ, કીધું મોહિની
સ્વરૂપ, તારી છબી અનુપ, જાઉં બલીહારી; શુંભ નીશુંભનો નાશ,
કરી વર્તાવ્યો ત્રાસ, કોઈ આવે નહિ પાસ, ખપ્પર ધારી.

### ફેકતો.

સુણદેવી તું સહસ્ત્ર હાથ કરી રૂપ ધરે વિક્રાળે,
સુણદેવી માર્યો રક્તબીજ રણમાંહે મારીને ફાળે,
સુણદેવી કંઈ રોળ્યા દૈત્ય રણમાંહી આણીને કાળે,
એવી તું કૃપાળી, માર્યા દૈત્યો ઝાલી ઝાલી,
કરી દેવની રખવાળી, તું નીરીયાળી; પુરે દેવતાની આશ.
—ચોક ૨

કળીયુગ વ્યાપો પુર, તમે માર્યો ભેંસાસુર, કરી શત્રુ ચુર ચુર,
નાંખ્યા પટકી;
ક્રોધે બની વિક્રાળ, ગળે મસ્તકની માળ, મારી શત્રુ પર ફાળ,
રણ હાથ ઝટકી;

રણમાં કરી ઉભા હાસ, કરવા શત્રુનો નાશ, કોઈ આવે ન પાસ,
જાય છે છટકી;
જોઈ સ્વરૂપ તારૂં ડરે, ફાળ ખાઇને તે મરે, માજી સદા ખપ્પર
ભરે; લગ રહી ચટકી.

## કેકતો.

સુણદેવી તેં મારી દૈત્ય, બહુચરી નામ મા ધર્યું,
સુણદેવી તમે આપી રાજ દેવતાનું કારજ કર્યું,
સુણદેવી તમે શરણાંગતને સ્હાય કરી દુઃખ હર્યું,
એવી તું દાતાર, માજી કહું હું વારંવાર, તારી લીલા
અપાર, કહું કંકાળી; પુરે દેવતાની આશ.—ચોક ૩

રચ્યો તેં સંસાર, તારી માયા છે અપાર,
મને તારો આધાર, કહું પાયે પડી;
શિર ગાજે મારે તું, પાય પડી કહું હું,
સદા ભકિત કરૂં છું, મા ઘડી ઘડી;
સંકટ મારૂં કાપો, મને પુત્ર કરી સ્થાપો,
માંગ્યા મન વાંચ્છિત આપો, આવો સિંહે ચડી;
જ્યારે જપું તારૂં નામ, તમે કરો મારૂં કામ,
તારે નામે આરામ, જપું કડી કડી.

## કેકતો.

સુણદેવી સંસાર પાર ઉતરવું છે મા અમને,
સુણદેવી જન્મ મરણનું દુઃખ કહું મા તમને;

સુણદેવી મને ભય લાગે, ફરી લક્ષ ચોર્યાસી ભમને,
ટાળો તેનો ભયે, હાથ જોડી સેવક કહે;
**અમીચંદને** લાગી લ્હે, માને રહ્યો ઝાલી,
પુરે દેવતાની આશ, કરે દૈત્યોનો નાશ,
રાખી ભક્તોને પાસ, કરે રખેવાળી.—ચોક ૪

## છંદ ૬૫ મો.

[રાહ ઉપરનો]

છે સત્ નામ, સ્થિર બેસી એક ઠામ,
જાપ જપું આઠે જામ, આસનવાળી;
ખૂબ જામ્યો છે રંગ, કામ ક્રોધ આવે સંગ,
તેની ગતી કરો ભંગ, લ્યો સંભાળી;
અનાદીથી શત્રુ આવે, લક્ષ ચોર્યાશી ભટકાવે,
તોયે ભૂલી જીવ જાયે, કોઇ સાન કરો;
રહ્યો કર્મથી બંધાઇ, છુટવા જાય છે પસ્તાઈ,
પાછો પડે છે લપટાઈ, સૌ ધ્યાન ધરો,
તમે સર્વ દેશીજન, કરો એકનું ભજન,
સોંપી તન મન ધન, સંસાર તરો;
તે તો ખરો છે સ્વદેશ, આતો આવ્યા છો પરદેશ,
જેવો નાટકનો વેશ, તમે જોવા ફરો.

### ફેકતા.

સુણદેવી સંસાર રૂપી નાટક કરે ગુલતાને,
સુણદેવી જો ગુરૂ મળે તો સહેજે થાય પીછાને,

સુણુ દેવી ન પડે ભાન અજ્ઞાની જીવ શું જાણે,
માનો એટલું સુખ, બાકી છે દુઃખ દુઃખ કહું,
પોકારીને મુખ, પાડું તાળી, ખૂબ જામ્યો છે.—ચોક ૧

જાણે પ્રાણી સહુ, મોક્ષ જવા રાજી બહુ,
માર્ગ ખોલતાં જીંદગી ખોઉં, કરી શિરપટક;
તેં કારમી માયા રચી જીવ ઘાલ્યા ખચીખચી,
કોઈ જાય વીરલો બચી, તે જાય છટક;
કોણ જીવ મોક્ષ જાય, જોને માલિકની સ્હાય,
કરી ભક્તિ છંદ ગાય, મન રાખી અટક;
જેવી છંદની ક્હેણી, તેવી રાખે પોતે રહેણી,
ધ્યાન ધરી તું લેની, મન રાખે અટક.

## ફેકતો.

સુણુદેવી નિર્મળ મન રાખી દૂર કરો ઉપાધિ,
સુણુદેવી ઉપાધિથી વળગે છે આધિ વ્યાધિ,
સુણુદેવી કરી પદ્માસન બેસો ચોઘડિયું સાંધિ,
લઇ ગુરુ જ્ઞાન, તમે ધરો ને ધ્યાન, છોડોમનનું અભિમાન,
સદા ભય ટાળી; ખૂબ જામ્યો છે.—ચોક ૨

ગુરુકા વચન કોઇનું દુઃખાવું નહિ મન,
કરી ભાવે ભજન, ચાલો સત્ રીતે;
કરો પરમાર્થ કામ, પંચવિષય તમામ,
છોડી કરી બેસો ઠામ, રાખી પ્રીતે;

સૌ ધરી બેસો ધ્યાન, ગણી સરવેને સમાન,
ઓળખી આત્મજ્ઞાન, ઇંદ્રિજીતે; ત્યારે જાયે દીલના ડાઘ,
છોડાય સંસારના રાગ, મનથી કરી બેસે ત્યાગ, રાખી ચિત્તે.

## ફેકતો.

સુણદેવી જીવ આવી પડયો પરદેશ ગયો ફસાઈ,
સુણદેવી મહાજાળ છે કાળ ગયો ઘેરાઇ,
સુણદેવી હવે મારે જવું સ્વદેશ બતાવો કાંઇ,
આતો દેવી આડા આવે, મને મમતે ચડાવે,
પોતે પડે ને પડાવે, રહું તમને ઝાલી; ખૂબ જામ્યો.—ચોક ૩

મેં તો દીઠું અહીંયા દુઃખ, વેદ વાણીમાં છે સુખ,
સમજે ભાંગે મનની ભૂખ, કહું કરજોડી;
જ્યારે મનનો સંશય જાય, ત્યારે એક રૂપે થાય,
પોતે પોતામાં ઓળખાય, જાય કરમ તોડી;
મનની માની માયા, બાકી જુઠી છે આ કાયા, રૂપ અરૂપમાં સમાયા,
મળી જાય દોડી, ગુરૂ કુંચી આપે જ્યારે; પળમાં કામ થાય ત્યારે,
સહેજે થઇ જાય નહાલે, ઓદ્ધારે રહે માયા છોડી.

## ફેકતો.

સુણદેવી ત્યાં અખંડ જ્યોત ઝળકી રહી છે અપારે,
સુણદેવી ત્યાં સદા સુખ છે નથી દુઃખ લગારે,
સુણદેવી વેદ શાસ્ત્ર પુરે છે શાખ કરી પોકારે,
જે પ્રાણી ચાલે સત્ય, તેને મુક્તિ મળે ઝટ,

અમીચંદની રાખે પત, સીધો જાય ચાલી,
ખૂબ જામ્યો છે રંગ, કામ ક્રોધ આવે સંગ,
તેની ગતિ કરો ભંગ, હ્યો સંભાળી.—ચોક ૪

---

## છંદ ૬૬ મો.

[છોકરો અશુદ્ધ બોલે તે માતા શુદ્ધ કરીને માને છે તે વિશેનો છંદ]

જનમ્યો ત્યાંથી જાણું છઉં જે માતા કરે પોષણ,
બાળકનું તન મન છે મા ધન, પુત્ર ઝોળીમાં રડતો જાણી;
માતા કરે વિચાર, આવી ધવડાવે આપે આધાર,
દુઃખથી રડે તો ઓષડ પાઇને સુખી કરે હોંશિયાર;
બોલી ન જાણે બાળક લગાર, બાળ સમશ્યામાં સમજે,
માતા વરતે પુત્રનું મન, બાળકનું તન મન છે મા ધન.–ચોક ૧

જરા સમજણ પડે બાળકને બોલવાનું મન કરે,
બાબો કહી રોટલી મા ચિત્ત ધરે, મંમં કહીને ભાત
માગતો પાણીને ભુ કરે, સમજી મા ખવડાવી પેટ ભરે,
કાલુ ઘેલુ બોલે પુત્ર જોઈ, માતા રહે છે મગન;
બાળકનું તન મન છે મા ધન.–ચોક ૨

એ તો માતા સંસારની કહીએ તમે માતા જગતંન,
મટાવો ફેરો આવાગમંન, ભક્તિ કરી ધ્યાન ધરી છંદ,
ગાવું રાખી માજીમાં મન, પ્રસન્ન થઇ આપો તમો

દર્શન આણંદ આણંદ મારા અંગમાં વાધે આવું તમારે ભૂવન,
બાળકનું તન મન છે મા ધન.—ચોક. ૩

માફ માગી મા કહું છું તમને સાંભાળે સૌ ભગતન,
છંદ સાંભળી થાય મગન, અશુદ્ધ વચન પડયો કાનો
માત્ર હોય સમજે તમારૂં મન શુદ્ધ માની કરી લેજો
પાવન મારૂં બોલવું સમજો તમે મા કહે છે **અમીચંદ**,
બાળકનું તન મન છે મા ધન.—ચો ૪

---

## છંદ ૬૭ મો.

[રાહ ઉપરનો.]

આવો અંબા અલબેલા વહેલા મા મને વિસારો કેમ,
ઘટે નહિ તમને માજી એમ કંકભકતની લાજ રાખી મા;
કરી સ્વરૂપ ધારણ, રચવા સૃષ્ટિને કારણ,
આપ નિરંજન નિરાકાર સર્વ દૈત્ય સંહારણ,
એવા તમે છોજી જગત તારણ;
નમું તમારે ચરણ શરણમાં રાખો આણીને પ્રેમ,
ઘટે નહિ તમને માજી એમ.—ચોક ૧

ત્રણ ગુણ ત્રણ સ્વરૂપ તમો છો જોગ મૈયા જુગદાતા,
તેરા ગુણ એક ચિત્તસે ગાતા, પિતા જગ્ત કે શિવજી,
ભોળા ડમરૂ બજાતા,
તમે જનુની જવાળા માતા,
હું અલ્પ આયુષ્યનો ધણી કરી મ્હેર દ્રષ્ટિ રાખો મા રહેમ,
ઘટે નહિ તમને માજી એમ —ચોક ૨

નઠારો પણ તારો કહેવાયો, પુરો આશ માહારી, મારા અવગુણ દો વિસારી; છઉં તમારો દાસ આશ મા મને મોટી તારી, તમે જગતનકે આધારી, હું મૂઢ મતિ અજ્ઞાન ભાન મને પડતું જશે જેમ જેમ, ઘટે નહિ તમને માજી એમ.
—ચોક ૩

વ્યાધિ માયા દેગંબર તું મારી સઘળે ફેલાઇ, ફીરે તેરી નવખંડમેં દુવાઈ, પરભવની જોઇ કરણી; વિધાત્રા લખે કર્મોને માંહી, આવી તે ભોગવું જુગમાંઇ, **અમીચંદ** કહે ચાલીશ હવે તમે બુદ્ધિ આપશો તેમ;
ઘટે નહિ તમને માજી એમ.—ચોક ૪

---

## છંદ ૬૮ મો.

[રાહ ઉપરનો]

આવો આવોરે માજી સિંહપર બેસી કરવા સેવકને સાહ્ય, વિનય કરી વિનવું અંબેમાય, આજ આણંદ મારા મનમાં વાધ્યો, આવ્યો તમારે દ્વાર, મદદ દો કહું છું વારંવાર; કંઠ ઉપર રહી સાહ્ય કરજો બુદ્ધિ તણા દાતાર મળે .મને શાસ્ત્ર ભેદનો સાર, લુણ વિના અન્ન ફીકું હોય તેમ ભેદ વિના છંદ થાએ; વિનય કરી વિનવું અંબેમાય.—ચોક ૧

બુદ્ધિ બળ દો કંઠ વચનમાં તમે દીન દયાળ, આવી હરઘડી લેજો સંભાળ, આધી વ્યાધિ સંસારના વળગ્યા.

પડી માયાની જાગ, અરજ કરી કહે છે તમારો બાળ; મન વાંછીત ફળ સદા આપજો, આવ્યા વિઘ્ન દૂર થાય;
વિનય કરી વિનવું અંબા માય.—ચોક ૨

દ્વાપુરમાં કૃષ્ણે સમર્યા વૈરાટ નગરની માંહી, અભિમાન પણવા બેઠો તહી; અંબા માતાએ પુછયું કૃષ્ણને, કેમ સમર્યા અહીં; ઓત્રા અભિમાનને દેખે નહિ માયા કરી માએ આંખ દુઃખાવી, અભિમાન ઓત્રાની ત્યાંત;
વિનય કરી વિનવું અંબા માય.—ચોક ૩

ઓત્રા અભિમાન નજરે જોતતો, યુધ્ધે ચડતે નહિ; કૃષ્ણને દમતે જીવતો રહી, કળા કરી માએ માર્યો અભિમાન કોઠાયુદ્ધને મહિં અનેક દૈત્ય માર્યા કૃષ્ણ સંગ રહી, **અમીચંદ** કહે દીન દયાળી સમરેથી સુખ થાય;
વિનય કરી વિનવું અંબા માય.—ચોક ૪

---

## છંદ ૬૯ મો.

[રાહ ઉપરનો]

ગરજ વિના જઇ ગુરુ કરેથી, જ્ઞાન નહિ આવડે, ભાવ વિના ભક્તિ ભેદ ના જડે; પ્રેમ વિના નહિ નેમ રહે ભાઇ કોઈ કાળે ના પળે, ચપળ ચિત્ત જોતામાં તો ચળે, અર્કવીના જે રાત તણું હોય, તીવ્રતા ના ટળે વરસે મેઘ છીપ બુંદ ના ગળે, સિંધુ છીપ હોયે સ્વાતી નક્ષત્રમાં, મોતી પાકે બુંદ પડે, ભાવ વિના ભક્તિ ભેદ ના જડે.—ચોક ૧

શોધ વીના નહિ જ્ઞાન બોધ થાય અજ્ઞાનતા નહિ
ટળે, કર્મબીજ ત્યાંસુધી ના બળે; મારી કુટીને માળે
ચઢાવો, તેમાં કામ શું વળે સિંધુ નીર કાપે નાવ
જ્યારે ચલે, ગુરુ મળેથી જ્ઞાન આવડે, બંકનાળપર ચઢે;
ભાવ વિના ભક્તિ ભેદ ના જડે.—ચોક ૨

સાચા ગુરુથી જ્ઞાન આવડે દુષ્ટતા તેની ટળે, પાપ
કોટી જન્મો કેરા બળે, લોહ પારસની સંગતી થયેથી
હેમ થઈ હેમમાં ભળે ચિંતામણી ચડયો હાથ સૌ
મળે, પોત રંગમાં કસર એકની નહિ તો રંગ ઝૂણ ચડે,
ભાવ વિના ભક્તિ ભેદ ના જડે.—ચોક ૩

કામધેનું હોય ઘેર પોતાને મન કામના કરે, અનુભવી
આત્મ દોષને હરે, ટેક રાખી એક માજી સમરે;
મુકે હાથ શિર પરે, **અમીચંદ** ભક્તિ ભાવે છંદ કરે
પ્રેમ ભક્તિથી જાયે વીમાને વાગતે નગારે ચડે,
ભાવ વિના ભક્તિ ભેદ ના જડે.—ચોક ૪

---

## છંદ ૭૦ મો.

[પ્રથમ નમું ગણપતી—એ રાહ.]

અંબા મા મારી વારે ધાજો, આજ જમકી ફોજા છુટી,
લેશે જીવ જાશે જમ લુટી.

ધન દોલત સહુ માલ ખજાના રહેસે જુગમાંઇ,
એકલા જાવું આખર ભાઈ.

માતા પિતા સહુકુટુંબ કબીલો રહેશે હ્યાંનો હ્યાંઇ,
આવે નહિ સંગ સાથે કાંઇ, આખર વખત અળગા
સહુ રેહેશે; કેહેશે અદલ ખૂટી, લેશે જીવ જાશે.—ચોક ૧

પડે દુઃખ તે સહેશે જીવડો ટગમગ સહુ જોસે, બેઠા
ડુસકે સગાં રોશે, વહાલાં સગા વીમાસી બેઠા કરમે દઇ
દોષે, પડયો જીવ બોલાયે નહિ મ્હોંસે, હોંસ કોસ જસે
ઉડી પલકમાં રહેશે કાયા સુતી, લેશે જીવ જાશે.—ચોક ૨

અંબામા તારી ઘેંઘટ ન્યારી, ખબર નહિ પડતી કોઇથી
ન થાય તારી ગતી આખર વખત અળગા ના રહેશો
માતા મારી શકિત, કરી ભકિત માગું મુકિત, અણચીંત્યા
હલકારા આવશે, અદલકી દોરી તૂટી; લેશે જીવ જાશે.–ચોક ૩

માયા છોડી જીવ જાશે કાયાને દેશે સર્વ બાળી, નહિ કોઈ
ત્યાં જીવનો વાલી, વાહારે ધાજો અંબા અલબેલી, લેજો
સંભારી, **અમીચંદ** કહે તુંહી તુંહી વાલી કાયા નગરી
ગગરા પાણીકી જાયે જેમ ફુટી, લેશે જીવ જાશે.—ચોક ૪

---

## છંદ ૭૧ મો.

[રાહ ઉપર પ્રમાણે.]

છુટા નાભીથી વાઘ પકડ મન ઘોડા કીયા પેચમાલ,
પડે જીવ સવાર લે ગયે કાળ,

મન ઘોડે ઘણું કઠણુ બેસવું લગામ હોય જો હાથ
ગુરુ સંગ રાખી વળવું સાથ,
ધીરજ ઢાલ રાખી માજી સમરવા જુઠા ન કરવા ઠાઠ
ગુરુ કહે ન ભીડવી કોઇથી બાથ,
ઉબાણુ પેસી અધબિચ ફસાવું કોણુ લેશે સંભાળ,
પડે જીવ સવાર.—ચોક ૧

મન ઘોડો ખવડાવે માર એ તો ભટકે ઠામો ઠામ,
કલ્પના કરી કરે એ કામ;
જુઠી કલ્પના મનની રચેલી સાચું માજીનું નામ
સમરતાં આવી કરે મા કામ,
સિદ્ધ કામ કરો જ્ઞાન ઘોડો લો ખુબ બેસી જાય તાલ,
પડે જીવ સવાર.—ચોક ૨

જ્ઞાન રૂપી ઘોડે ગુરુ દ્વારે ભકત લઇને ફરે
મારે કાળ ફેરા ભકત નહિ ડરે,
મન મારી વશ કરી પલકમાં ફોડ ચડે ભિત્તરે
સાંધી સુરતા ચિત્ત તો ઠરે;
સ્વગુણુ નિર્ગુણુ સંશય ટળીઆ તૂટ ગઇ મહાજાળ,
પડે જીવ સવાર.—ચોક ૩

ઓહં સોહંમ હુવા એકઠા છુટ ગયા ફંદા,
ઉસબીચ મૂવા મન બંદા,
ગેબી ધુન લાગી રહિ ગગનમે નિર્ગુણ નિભય ઝુંડા
નિરંતર પુર્ણ આનંદા,

ભેદ અભેદ કહ્યું નહિ **અમીચંદ** માજી મદદ હુવે ન્હાલ,
પડે જીવ સવાર.—ચોક ૪

## પ્લેગ રૂપી તાવનો છંદ ૭૨ મો.

[સંવત્ ૧૯૬૦ માં ઘણા પ્લેગના જોરથી મરકી થતી હતી, તે વખતે શાંતિનો છંદ બનાવી માજીની સ્તુતી કરી હતી તે છંદ.]

(પ્રથમ નમું ગણપતિ, માત સરસ્વતીના ધરતા ધ્યાન—એ રાહ.)

ચોગરદંમ મા વન્હી લાગ્યો વચ્ચે તમારા બાળ,
મદદ કરી લેજો માજી સંભાળ, જ્વાળારૂપી શક્તિ તમારી
શાન્તિ કરી સમાવ, પ્લેગ રૂપી નામ ધરાવ્યું તાવ,
નામ તાવ પણ કાળ જીવનો ત્યાં થકી બચાવ, કરૂણા
લાવી માજી તું આવ પીંખાઇ જાએ જેમ માળો પક્ષીનો
તેવા થશે હવાલ, મદદ કરી લેજો માજી સંભાળ.—ચોક ૧

કહાં જાઉં ને કહું કોને નથી જરા આધાર, કહ્યા
વાડ જોશો નહિ લગાર, હજી નથી મારે કહેવું પડયું, મા
મનમાં કરી વિચાર આવ્યા દૂર કર્યાં વિઘ્ન અપાર મારી
ફીકર હસે ઘણી તમને, હું ના સમજુ બાળ, મદદ
કરી લેજો માજી સંભાળ.—ચોક ૨

અલ્પ મતી મારો જીવ અધીરો, તેથી ના રહેવે ધીર
તું તો મારી માતા ગુણ ગંભીર, સંસાર દુઃખનો દરીઓ

વહે, મા નેત્રે ચાલે નીર સુખનું સ્વપ્નું જુઠું શરીર સુખ
સાતામાં લેજો ઉપાડી જાણી તમારો બાળ, મદદ કરી લેજો
માજી સંભાળ.—ચોક ૩

આપ્યા સુખ સદા કાયમ રાખજો, માગે તમારો દાસ,
મૂકી સુખ આવું તમારી પાસ, નક્કી મારૂં ધાર્યું કરશો
મને તારો વિશ્વાસ, **અમીચંદ** સમરે શ્વાસમ શ્વાસ,
શાન્તિ કરો શેહેર સુરત દુઃખી ઓગણીસે સાઠને સાલ,
મદદ કરી લેજો માજી સંભાળ.—ચોક ૪

---

## છંદ ૭૩ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

નિર્મળ નામ અંબા મા તમારૂં ધ્યાન ધરૂ મા લેજો સલામ,
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ;
નમું નિરાકાર ઇચ્છા શકિતને બ્રહ્મા વિષ્ણું શંકર ત્રિગુણ,
નમું ઓમ શબ્દ ધુન ધુન કર જ્યાં શકિત છે સુનમાં સુન;
નમું જમ ઇંદ્રમાં શકિત પાણીમાં છે રાજા વરૂણ,
તે શકિતથી રાજ ભોગવે હરનીશ ગાય અંબાના ગુણ;
નમું શક્તિથી સૃષ્ટી રચી તમે કંઇક ભગતના કીધા કામ,
શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વસો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
—ચોક ૧

નમું શકિત રૂપે તું જ્યાં છે, નમું શકિતથી રહ્યો સંસાર,
નમું નવદુર્ગા નવખંડ પૃથ્વી, નવ કુલ નાગ કરે કુંકાર;
નમું શકિત જે શેષ નાગમાં ફેણ પર પૃથ્વીનો ઝીલ્યો ભાર,
નમું શકિતથી માર્યા દૈત્યને વિષ્ણું સંગતો ધરી અવતાર;
તનમાં રમે તું મનમાં રમે તું સઘળે વ્યાપીક ઠામો ઠામ,
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
—ચોક ૨

કળી કાળમાં સાચી દેવી, ચંડીકા ચાચર વાળી,
નમું નર્મદા ગંગા જમના, તે શકિતથી જાય ચાલી;
નમું ચંદ્ર સૂરજમાં શકિત કરે દૂનિયાની રખેવાળી,
નમું નમું નીચો વળી વળીને, અંબામા બહુચર બાળી;
હવે અંતર ન રાખો અંબામા મારે તારા દર્શનનું કામ,
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
—ચોક ૩

એક ત્રિશુળ બીજો ઘીનો દીવો ત્યાં તો માજી તમારો વાસ,
આજ આનંદભેર કરૂં સ્મરણ મને દર્શન દો મારી પુરો આશ;
તનમનમાં રમ રહી મંમાયા તેરે દર્શન બીન રહું ઉદાશ,
અંબા નામ ભજું મૂખ જ્યાં જાઉં ત્યાં કરજોડી કહું તારો દાસ;
**અમીચંદ** કહે હાથ જોડી મને દર્શન આપો ઠામો ઠામ,
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
—ચોક ૪



## છંદ ૭૪ મો.

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

કક્કા થકી કહું છું કરજોડી, બત્રીશ હરફમાં સાતેવાર,
ખખા ખુશામત કરી કહું છું મા, હું રંકને તારો આધાર;
ગગા ગણી રવિવારની શોભા જ્યાં દેખું ત્યાં લાલમલાલ,
ઘઘા ઘણા માણેક મુગટમાં રત્નમણી છે ઝાકઝમાલ;
નના નારાએણી બેઠી તખતપર, લાલ સાડી પ્હેરી છે રૂપાળ,
ચચા ચાચરવાળી ચંડીકા ચત્રભુજ ચિંતાને ટાળ;
છછા છાયામાં બેઠો તમારી, હું નિર્ધનીઓ છું નાચાર,
ખખા ખુશામત.—ચોક ૧

જજા જગત જાણો સોમવારે, માજી પ્હેરે સફેત સાળું,
ઝઝા ઝાળ ઝબુકે મોતી, પુનેમચંદ્ર મૂખ રૂપાળું;
નના નાના વિધના આભૂષણ મંગળનું છે પરવાળું,
ટટા ટેકજ રાખો હમારી સિંધુરીઆ પ્હેર્યો સાળું;
ઠઠા થાનકે આવી માજીને સેવક સહુ કરે છે નમસ્કાર,
ખખા ખુશામત.—ચોક ૩

ડડા દોડી દુનિઆ સહુ આવે બુધવારના પાના લીલા,
ઢઢા ધર્યા આભૂષણ લીલા, ધન્યભાગ્ય દર્શન મીલા;
ણણા મૂલ પોખરાજ બ્રહસ્પતિ, ગુરૂવારે સાળું પીળાં,
તતા તમારી લીલા ભરપૂર, થથા ઠીક છંદ આનમીલા;
દદા દર્શન કરૂં માજીના સેવક સહુ કરે નમસ્કાર,
ખખા ખુશામત.—ચોક ૩

ધધા ધુનમાં બેઠો તમારી મૃદંગ બાજે છે ચોતાલ,
નના નમું નવદુર્ગામાને, પપા પ્રેમથી કરૂં સવાલ;
ફફા ફીરે માની દુવાઇ નવખંડ અંબા માતા દીન દયાળ,
બબા બિરાજે હીરો દંતપર શુક્ર વતી ઝાકઝમાલ;
ભભા ભાનું ખીલી રહ્યા, મમા માના મૂખડા પર તેજ અપાર,
ખખા ખુશામત.—ચોક ૪

યયા આદ્ય ભવાની અંબીકા સદા તમારૂં કરૂં સ્મરણ,
રરા રાખો લાજ હુમારી લલા લાગું માજીને ચરણ;
વવા વલખું માના દર્શન બીન, છંદ ગાવું નિત્ય નવી ધરણ,
શશા શનિશ્વર રાહુ કેતુ નવ ગ્રહુ કરે માનું સ્મરણ;
સસા સેવક રહ્યો **અમીચંદ** કહે ભવસાગર ઉતારો પાર,
ખખા ખુશામત.—ચોક ૫

---

## છંદ ૭૫ મો.

અંબામા તારૂં દર્શન દુર્લભ દર્શનથી દુઃખ ભાંગે છે,
અરજ કરી માને શિશ નમાવું ધન ભાગ્ય મારૂં આજે છે;
લક્ષચોર્યાશી ફેરા ફરી મનસા અવતાર ધરાવ્યો છે,
ગુલામ તમારો આવ્યો મુસાફર માયામાં લપટાયો છે;
કામ ક્રોધ મોહ મત્સર માયા દુર્મતિ પર ધાયો છે,
લોભ લહેર એક નદીઆ વહે છે· ઉસમે જીવ ડુબાયો છે;
તુમ બીન પાર ઉતારે કોણ મા ભક્તનકે શીર ગાજે છે,
અરજ કરી માને.—ચોક ૧

કોઈ વખત જીવ જાએ ધરમપર માયા પાછી લપટાવે છે,
આકીન હુમારૂં રહેતું નથી મારૂં પાપ મને અથડાવે છે;
હવે ઉપાય શું કરૂં માતાજી હુમકુ કાંઈ બતાવે છે,
ચાકર પેઠો ચિંતામાં તુમારો દીલમેં બહુ ગભરાવે છે;
મારી હકીકત તું સહુ જાણે ઘટઘટમાં બિરાજે છે,
અરજ કરી માને.—ચોક ૨

નામ નિરંજન તું દુઃખ ભંજન, નિર્ધનને ધન આપે છે,
વાંઝીઆ દોષ વાંઝીઆનો ટાળી તેને ફરજન આપે છે;
ભક્ત કરે મા ભક્તિ તમારી તેને દર્શન આપે છે,
જન્મ મરણના પાપ નીવારણ એક પલકમાં કાપે છે;
બહુચરબાળી અંબે દયાળી ભકતન કે શીર ગાજે છે,
અરજ કરી માને.—ચોક ૩

મારી હકીગત કહી મંમાયા તુંમ બીન કોણ મટાવે છે,
બ્રહ્મા વિષ્ણુ રૂદ્રને કહીએ તે તારા ગુણ ગાએ છે;
સર્વ દેવના દેવ તમો છો તેરા નામકું ધાએ છે,
મહારાજગીર કહે સત્ય શબ્દ તે અમરપદને પાવે છે;
**અમીચંદ** કહે છંદ બનાવી તારે હાથ મારી લાજે છે,
**અરજ કરી માને.**—ચોક ૪

---

## છંદ ૭૬ મો.

[રાહ ઉપરનો.]

જુઓ માજી હું કહું તે સાંભળો બહુચર અંબા દીનદયાળ,
સંકટ દુઃખ મારૂં કરો નીવારણ કર જોડી કહું તારો બાળ;

ભૂલ્યા ભટકતા ફીરૂં જગતમેં છોડી અમેરા દેશ બતન,
તુમબીન મેરા કોઇ નહિ વાલી જીવ કાયાકા કરો જતન;
સતસંગત સદ્‌બુદ્ધિ આપજો કર જોડી કહું સત્ય વચન,
કામ ક્રોધ કબુદ્ધિ ટાળજો, નિર્મળ અંગ મારૂં કરજો મન;
ઘણું ઘણું શું કહીએ અંબા મા રાખી ફીકર કરજો રખેવાળ,
સંકટ દુઃખ.—ચોક ૧.

બીજી અરજ એક સુણજો અંબામા રણ સંબંધે આયા અહી;
બંદગી કરી મારૂં દેણ મટાવી ઝટ પટસે ફીર જાના તહી;
મુદત બાંધીને આયા જગતમેં ઉસ દીનકી મુજે ખબર નહિ,
કરજોડી મા સવાલ કરૂં મારાં મનનાં મનોરથ પુરજો સહી;
આન અચાનક પડશે કાયા જમ જીવ લઇ જાશે તતકાળ,
સંકટ દુઃખ.—ચોક ૨

ઉસદીન મેરા બૂરા હાલ હે કરજોડી કહું પાએ પડી,
ઉસખાતર સબુદ્ધિ આપજો તુમકું કયા કહું ઘડી ઘડી;
ગર્ભ વાસમાં રહી કરી જે વાતો કરીતી બડી બડી,
ખુલ્લા બંધ દૂનિયામેં આયા ગફલત માયા જાળ પડી;
તારણ તરણ તુમતો જુગમાતા તેરા નામકી પકડી ઢાલ,
સંકટ દુઃખ.—ચોક ૩

હવે માજી મારી ફીકર તમને કરજોડી કહું છું કંગાળ,
જશ અપજશ માજી હવે તમને હું અજ્ઞાની તારો બાળ;
જેવી તરેહથી બુદ્ધિ આપશો તેવી તરેહથી ચાલીશ ચાલ,
તારા ભકતની નિંદા કરશે તે નરકે પડશે ચંડાળ,

**અમીચંદ** કહે છંદ બનાવી કરી કરૂણા સબુદ્ધિ આપ,
સંકટ દુઃખ.—ચોક ૪

---

## છંદ ૭૭ મો.

જળ બીન તલપે મછલી અંબામા દર્શન બીન તલપે તેમ નેન,
નેન નીરખસે નખશીખ છબી માની જબ કાયામાં હોવે ચહેન;
ચહેન પડે ચશમોસે દેખે, ચત્રભુજી મા ગુણ ગંભીર,
ભીડ ભાગો મારી શારદા ભવાની, દર્શન બીન નહિ રહેતી ધીર;
ધીર ધરે નહિ જીવ હમારો, નેત્રેથી વહે ચાલે નીર,
નીર જમનામે તલપે ગોપીકા કૃષ્ણ કદમ લે બેઠે ચીર;
ચીર વિના જેમ તલપે ગોપીકા દર્શન બીન તલપે તેમ નેન,
નેન નીરખશે.—ચોક ૧

ચહેન પડે નહિ દરદીકું તેમ દર્શન બીન મુજકું ના સુખ,
સુખ સ્મરણ મા રખુ તુમેરા જેમ ભૂખેથી ભાંગો ભૂખ;
ભૂખ રખુ દર્શનકી તુમારી, નખસીખસે નીરખું માનું મુખ,
મુખ ભરી ચશ્મોસે દેખું, જબ કાયાકા જાવે દુઃખ;
દુઃખ દૂર કરો દીન દયાળી, અંધેકું તુંમ આપો નેન,
નેન નીરખશે.—ચોક ૨

ચેહેન પરે નહિ ચાચરવાળી સેવક તમારો કરે ટળવળ,
ટળવળ કરી દર્શન માગું, મારી આન અચાનક આવશે અદલ;
અદલ આવી જબ પડી રહે કાયા, ઝટપટસે દમ ચલા નીકલ,
નીકલ ગએ જમ લે ગએ બાંધી મનશા અવતાર જશે અફલ;

અફલ હોય દર્શનથી સફલ જેમ અંધેકુ મીલ જાવે નેન,
નેન નીરખસે.—ચોક ૩

ચહેન પડે નહિ સીતા બીના જેમ રામચંદ્ર રઘુવીર ફ્રીરે,
ફ્રીરે હનુમાન શોધ નીકાલે, કુદ સમુદ્ર લંકામે ગીરે;
ગીરે હનુમાન અશોક વાડીમે, રામ નામ દે મહા વીરે,
વીર શબ્દ સુણી સીતા માને, તતક્ષણ આવી ધીરે;
ધીર આવી જોઇ રામ મુદ્રિકા, તેમ દર્શનથી સુખ પામે,
નેન નીરખસે.—ચોક ૪

ચહેન પડે નહિ તેરા ચાકરકું, લક્ષ ચોર્યાશીકી ફ્રીકર બડી,
બડી હકીકત માજી તમારી, ગફલત માયા જાળ પડી;
પડી કાયા ફ્રીકર લક્ષ ચોર્યાશી, આ ભવ નહિ આવે ઘડીઘડી,
ઘડી પળકી ખબર તુમકુ, આવો માજી તમે સિંહે ચડી;
ચડી આવો કહે **અમીચંદ** મા, મહેર દ્રષ્ટિથી મીલા દો નેન,
નેન નીરખસે નખશીખ છબી માની જબ કાયામેં હોવે ચેહેન.
—ચોક ૫

---

## છંદ ૭૮ મો.

[રાહ ઉપરનો]

સાચું સમરણ અંબામાનું આ સંસાર સઘળો ખોટો,
છે છે છે છે નથી નથી મા જેમ પાણીનો પરપોટો;
કાચી કાયા ઘર ભાડુતી, પંચતત્વનું થયું તૈયાર,
જીવ મુસાફર આવી રહ્યો માંહી અવધ બાંધીને ધર્યો અવતાર;

કાયા શહેરમાં મન સોદાગર પ્રવૃતિ નીવૃતિ બે નાર,
પ્રવૃતિના પાંચ પુત્ર કામ–ક્રોધ–લોભ–મોહ–મદ નીરધાર;
તે પાંચોએ વેપાર કીધો તે વેપારમાં લાગ્યો ટોટો, છે છે છે છે.
—ચોક ૧

તૂટી પેઢી લુટી કાયા નગરી, જમડાનું ત્યાં વધ્યું જોર,
નાઠી પ્રવૃતિ નાઠા પુત્ર પાંચ કામ ક્રોધ જે ચોરના ચોર;
કરનારા તો ખસી ગયા પણ જીવ બાપડો પડયો અઘોર,
ચોર કરી જમે બાંધ્યો જીવને માર માર કરી શોર બકોર;
પડે માર ને રૂદન કરે જીવ નીવૃતિ સામું જોતો, છે છે છે છે.
—ચોક ૨

નીવૃતિ કહે સુણો રાજા પ્રવૃતિ તમારી ખસી ગઈ,
નીવૃતિના પુત્ર ધસ્યા જે દયા ધરમ હીરદેમેં વસી;
તપ જપ કરે ધર્મ ધ્યાન તેને બીજી બાતની ન્યુન્ન કશી,
આખર વખતે વિમાન આવ્યું અંબા નામસે ગયા બેસી;
નીવૃતિથી સ્વર્ગે ગયો જીવ પ્રવૃતિથી રોતો'તો, છે છે છે છે.
—ચોક ૩

પ્રવૃતિ મારી દુર કરી નીવૃતિનો કરાવજો સંગ,
જોબન જુવાની જતી રહેશે જેમ ઉડી જાયે ગુલાબી રંગ;
મહારાજગીર ગયે ભુખણદાસ તેને જીતી જગતમાં કરી સતસંગ,
અમીચંદ કહે છંદ બનાવી ગીડગીડતાલ બાજે છે મૃદંગ;
જનમ લઈ જનુની નહિ જાપ્યા મીથ્યા અવતાર છે ખોટો,
છે છે છે છે.—ચોક ૪

....∞....

## છંદ ૭૯ મો.

અનેક નામે અંબા ભજું, મા મૂખથી તજું તારૂં નામ નહિ,
સદા શરણુમેં પાસ રખો મારે તુંમ બીન કોઇનું કામ નહિ;
કાચી કાયા જુઠી માયા કોઇ કોઇનો સંસાર નહિ,
માત પિતા ભાઇબંધ જે પરણી સ્ત્રી નાર નહિ;
ધન દોલત ઓર માલ ખજાના કોઈ કોઇનો પરિવાર નહિ;
કામ ક્રોધ સૌ તજજો પ્રાણી મન કરવો અહંકાર નહિ,
ઘટ ઘટ વ્યાપી રહી મંમાયા તેરે બીન સુના ઠામ નહિ;
સદા શરણુમેં પાસ.—ચોક ૧

અંબામા મારી અરજી સ્વીકારો તુંમ બીન કોઇ દાતાર નહિ,
ધન દોલતનાં સગાં સંબંધી તેરે બીન કોઇ આધાર નહિ;
સકળ વ્યાપી રહી મંમાયા તેરા પાયા કોઇ પાર નહિ,
મુજ બાળક પર કરજો કરૂણા, ફીર આપશો અવતાર નહિ;
બંદગી કરવા આ દેશ આવ્યો, આ કંઇ અમારૂં ગામ નહિ,
સદા શરણુમેં પાસ.—ચોક ૨

મેં ગુનેહગાર બંદગીકુ આયા બંદગી તમારી કરી નહિ,
પૂર્વ જન્મને પાપે કરી મા મતી હમારી ફરી નહિ;
પર નીંદા પરનારી ભોગવી ભક્તિ માજીની કરી નહિ,
રાગ તાનમેં જનમ ગુમાયા મારી ગરજ કંઈ સરી નહિ;
હવે તમારો પાલવ પકડયો છોડું તમારૂં ધામ નહિ,
સદા શરણુમેં પાસ.—ચોક ૩

છોરૂં કછોરૂં થાય માતાજી, તુમકું એમ લાયક નહિ,
હું તો તમારો ગુલામ કે'વાયો, મને વિસારો છેક નહિ;
જીવતા જશ આપો દુનિઆમેં જાય હમારો ટેક નહિ,
હાથ જોડી કહું સેવક તમારો મારે કોઇ અનેક નહિ;
**અમીચંદ** કહે છંદ બનાવી મુકું તમારૂં નામ નહિ,
સદા શરણમેં પાસ.—ચોક ૪

## છંદ ૮૦ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

આજ ફકીરી બસ ગઇ તનમે મનમે ખાખ રમાવીંગે,
ધુની લગાકર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે;
કફની કંઠા શેલી બટવા તનપર નહિ શોહાવીંગે,
અલેખ જગા કર ફીરૂં બસ્તીમેં ઉસમે નફા નહિ પાવીંગે;
ધનદોલત ઓર માલ ખજાના ધર પૃથ્વી પર જાવીંગે,
માત પિતા ઓર કુટુંબ કબીલા સંગ સાથ નહિ આવીંગે;
તનકે તકીએ મનકે ગલીચા ઘર આસન જમાવીંગે,
ધુની લગાકર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે.—ચોક ૧

જોગી હોકર જંગલો ફીરતે જગ જમના તીર નાવીંગે,
કલકત્તા મદ્રાસ દીલ્લી ઉજ્જનમે અલેખ જગાવીંગે;
કાશી કાશ્મીર કર્ણાટક ફીર ફીર પીછે ઘેર આવીંગે,
અમ સબ તીરથકું પ્રણામ કરતા ઉવાંસે શિષ નમાવીંગે;
ભેખલીઆ ઓર ટેક રખા નહિ જુઠા મુંડ મૂડાવીંગે,
ધુની લગાકર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે.—ચોક ૨

ખાખ લગાઈ ખાખી બાવા ઝોલી ઝુંડા લે જાવીંગે,
ગંગા જમના ગોમતી ગોદાવરી નર્મદા તીર નાવીંગે;
એક દીલ એક ચિત્તે ભજે તને ઓ નર એ ફળ પાવીંગે,
નીશ્ચે તુંહી તુંહી એક રૂપ નહિ ભૂલા મન ભટકાવીંગે;
એક લેહ મૈયા લગી તમારી લક્ષ ચોર્યાસી મીટાવીંગે,
ધુની લગાકર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે.
—ચોક ૩

ગુરુ હમારે તુંહી ઘટ મ્યાને જ્ઞાનસે ધ્યાન લગાવીંગે,
જે કોઈ વીરલા સમજે ગુરુ જ્ઞાન ઓ તેરા ગુણ ગાવીંગે;
આપ આપસકે મનશે સમજના ઓર ક્યા સમજાવીંગે,
આખર મરના સબકુ માલમ ભૂલા પીર પસ્તાવીંગે;
**અમીચંદ** કહે છંદ બનાવી તેરે નામકી માળા જપાવીંગે,
ધુની લગાકર બેઠે દંગલમેં અંબાસે ધ્યાન લગાવીંગે.—ચોક ૪

---

## છંદ ૮૧ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

મરવું હક અંબા માતા, મારે સાચું હમારૂં એજ વતન,
લક્ષચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન;
લક્ષચોર્યાશી ભટકયો પ્રાણી ત્યાં તો ઘણું જીવ પામ્યો દુઃખ,
કરગરી કંગાળ બોલ્યો પ્રાણી, ધર્મરાજ બેઠા સનમુખ;
હાથ જોડી કહે આપો આજ્ઞા મનસા અવતારની મારે ભૂખ,

રજા હુશે ત્યાં સુધી રહીશું, એટલી હમારી વિચારો રૂખ;
હું તો ગુનેગાર છું તમારો પૃથ્વી પર જઈ કરૂં ભજન,
લક્ષચોર્યાંશી ફેરા મીટાવા, કરી આવ્યો છું કોલ બચન.
—ચોક ૧

તે વખત ત્યાં દે છે શિખામણ, સાંભાળ જીવ તું ધરીને ધ્યાન,
મુસાફરી એ ઘણી કઠણ ત્યાં કળજુગ વાપ્યો છે મસ્તાન;
અંધાર પીછોડો નાખ્યો જગતમાં, માયાનું સહુ છે મંડાણ,
તે થકી ચેત ચેતજ પ્રાણી આગળ થકી તુને કરૂં છું જાણ;
સુખ દુઃખ જાઓ ભોગવો પૃથ્વીપર એક નામનું કરજો ભજન,
લક્ષચોર્યાંશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન.
—ચોક ૨

નવ માસ ધરી ધ્યાન જનમ્યો બાળપણ તો ગયું અજાણ,
બની જુવાન ફાંકડો મુસાફર ભર જોબનમાં થયો પહેલવાન;
કરી દૂનિયામાં સહેલ મોટા મોટા મેહેલ ગેલ કરે છે રાગતાન,
દાલત દૂનિયા દેખી ફુલાય પ્રાણી કામ ક્રોધ કરે છે અભિમાન;
ચાર દહાડાનું ચાંદરણું તેમ ગઇ જુવાની થયું ઘડપણ,
લક્ષચોર્યાંશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન.
—ચોક ૩

દડમજલ ફોજ છુટી જમની અદલ હુકમ દે રાજા ધરમ,
પડયો ઘેરો જઈ કાયા ઉપર નવસે નાડી પડી નરમ;
ટગમગ જુવે સગા ભાઇબંધ ટવળે પ્રાણી નહિ પડતી ગમ,
કર અટકયા કરામત ઘટી ગઈ દશ દરવાજે પેઠા જમ;

અગમ વાત પેલી સુઝી પ્રભુજી જીવ થર થર કાંપે ને કરે રૂદન,
લક્ષચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન.
—ચોક ૪

પડયો પડયો વીચારે પ્રાણી પડી અંધારી માયા જાળ,
આવ્યો છોડવા ને બાંધ્યો ગાંસડો ઉલટું પાપ વળગ્યું જંજાળ,
પડયો જીવ અઘોર વીમાસી એટલામાં આવ્યો અંતકાળ,
અધર ઉડયા જમ લઇને જીવડા ત્યાં તેના થયા બૂરા હવાલ.
તેને નરક કુંડમાં નાંખ્યો પ્રાણી પડે દુઃખ ને કરે રૂદન,
લક્ષચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન.
—ચોક ૫

નહિ જગત જીતાયું કોઇથી પાપી પેટ જુઠી માયા,
સ્વાર્થી સૌ સગા દ્રવ્યના ધન દોલત પર કરે ચાયા;
પડયું હશે જે જ્યાં તે ત્યાં રહેશે ફુંકી દેશે કંચન કાયા,
અમર નામ એક રહેશે જગતમાં, માજી નામ જે ગુણ ગાયા;
**અમીચંદ** કહે હાથ જોડી મારા અંબામા થાજો પ્રસન્ન,
લક્ષચોર્યાશી ફેરા મીટાવા કરી આવ્યો છું કોલ બચન.
ચોક ૬

---

## છંદ ૮૨ મો.

[રાહ ઉપરનો]

મહા સાગર દરિયા વહે સંસાર રૂપી જાય નિર્મળ નીર,
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર;

ચઢી રેલ લોભ લહેર નદીની તે અંદરથી ઉતરવું પાર,
કામ ક્રોધ મોહ રૂપી વમળ ફરે, તે અંદરથી તું ઉગાર;
મગર મચ્છ થઇ વળગ્યા છોકરાં બૈરી સહુ કુટુંબ પરીવાર,
જાળ પડી માયાની તું મારી, તે આગળ સહુ છે નાચાર;
પવન રૂપી મા પાપ ડુબાવે, નથી રહેતી છાતીને ધીર,
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર.—ચોક ૧

સુકાન ફરે તેમ મન ફરે મા થઇ રહ્યું ડાલમ ડોલે,
ઘમરી ખાઇ પડશે શઢ ભાંગી, ધર્મ ધજા ફરફર બોલે;
જીવ ગભરાઈ અથડાઈ પડશે પૃથ્વી મુકું શીષ અંબા ખોળે,
બુડ બુડ થઈ રહ્યો જીવડો લોભ લેહેરની વાગે છોળે;
તું માતા મારી જુગ જુગ દાતા, અંબા માતા ગુણ ગંભીર,
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર.—ચોક ૨

લઇ મૂકો મા દેશ હમારે હું બેઠો તારે વિશ્વાસે,
તુંહી તુંહી કરી કરૂં છું સમરણ તરવાની મારે આશે;
કરી મહેર દેશમાં લઇ જાઓ આવવું પરદેશ મીટી જાશે,
લક્ષચોર્યાશી ભૂલા ભટકવું મીટાવ કહે તારો દાસે;
ભૂલ પાડી ભટકાવશો નહિ મા સદા રાખો મન મારૂં સ્થિર,
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર.—ચોક ૩

સંસાર સમુદ્રમાં પડયો પૃથ્વી અંબામા સાંભળજો સવાલ,
ચોગરદમથી ગયો ઘેરાઈ ઉપર પડી માયાની જાળ;
હુજી માજી થઇ કૃપા તમારી અંબા મા તું દીન દયાળ,

રાખી નામનોં આશારો તારો હું તો બેઠો માત મને ઝાલ,
**અમીચંદ** કહે પાર ઉતારો આખર ખાખ થશે શરીર;
બેઠો નાવ કરી એક નામની અંબા ઉતારો પેલે તીર.—ચોક ૪

---

## છંદ ૮૩ મો.

[રાહ ઉપરનો]

ધારી વાત નહિ થઈ હમારી મનકી રહી મનમાં માજી,
હુકમ થયો નહિ રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી;
કોડી કોડી ધન જોડી મેળવું, પ્રપંચ બહુ કરતો માજી,
કાવા દાવા કરી જગતમાં પાપી પેટ ભરતો માજી;
થન થન વાચા ઠગાઈ કરતો દયા નહિ ધરતો માજી,
મૂર્ખ મન નહિ સમજો પ્રાણી શીરપર કાળ ફરતો માજી;
વણજ કરી વેપારી બન્યો લપટાયો ધનમાં માજી,
હુકમ થયો નહિ રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી.—ચોક ૧

મેડી માળીયા બાંધી બેઠે જીવ ગર્વ કરી રહેતો માજી,
માત પિતા ભાઇબંધ સગા સહુ સાથને એમ કહેતો માજી;
ખાએ પીએ ખરચે ધન દોલત સત વાત નહિ લેતો માજી,
ડગલે ડગલે પાપ થયું નહિ ધર્મ દાન દેતો માજી;
આજ કાલમાં જીંદગી પૂરી થઇ નહિ રહ્યું મન સ્મરણમાં માજી,
હુકમ થયો નહિ રહ્યો જાય જીવ જમ પેઠા તનમાં માજી.—ચોક ૨

ગયા શ્વાસ સૌ છોડી આશમાં આખર છે મરવું માજી,
કર્યા કર્મ ભોગવવા પૃથ્વી પર ચોર્યાશી ફરવું માજી;
કામ ક્રોધ લોભ મોહ મદ એ પાંચેથી ડરવું માજી,
કઠણ મહા સંસાર સમુદ્ર ભવ સાગર તરવું માજી;
ચડયો લશ્કરી લડવા ને તું ઉગારજે રણમાં માજી,
હુકમ થયો નહિ રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી.–ચોક ૩

ચાર દિશા ઓર અડશેઠ તિરથ બહુ ભૂલા ભટકો માજી,
આખર પડયો અડબડીઆ ખાઇને કંઠે પ્રાણ અટકો માજી;
કરે અદલની બદલ નહિ છોડી કાયા પ્રાણ છટકો માજી,
મરણ વેળા મુશ્કેલ અંબા દો જ્ઞાન રૂપી ચટકો માજી;
**અમીચંદ** કહે હાથ જોડી રહું પ્રસન્ન દર્શનમાં માજી,
હુકમ થયો નહિ રહો જાય જીવ જમ પેઠા તનમાં માજી.–ચોક ૪

---

## મોક્ષ વિશેનો છંદ ૮૪ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

શીષ્ય પુછે ઓ સદ્‌ગુરુ દેવા સંશય અમારો ભાંગો તમે,
દંતકથા પીપા ભક્તની સાંભળી, તેમાં વિચારમાં પડ્યા અમે;
સર્વ દેવ શક્તિથી મનાયે, શક્તિ વડે છે સૌ સંસાર,
ઇચ્છા શક્તિથી બ્રહ્મા વિષ્ણું પાંચ તત્વનો છે વિસ્તાર;
થડ એકને અસંખ્ય ડાળી, ખોળતાં ખોવાય નહિ જડયો પાર,
એવી ગતિ છે યોગ માયાની, બ્રહ્મા વિષ્ણું પણ કરે વિચાર;

એ માતાએ મોકલ્યા ભક્તને, મોક્ષ લેવા વિષ્ણુંને નમે,
દંતકથા પીપા.—ચોક ૧

કથા કરી સમજાવે બધાને, મોક્ષ માતા પાસે મળે નહિ,
મોક્ષ મળે વિષ્ણું પાસે એમ કહી સમજાવે તહિ;
તેથી ગુરુજી પુછીએ તમને, મોક્ષ પદાર્થ વસ્તુ કંઇ,
પાસે રાખે કે મુકે પેટીમાં, મોક્ષ કોને કહે બતાવો અહિં;
વગર જાણ્યે મોક્ષને માંગે, અણુસમજુ દેવતાને દમે,
દંતકથા પીપા.—ચોક ૨

ગુરુ કહે પંથોની વાર્તા, પોતાના દેવને આપે માન,
મોક્ષ પદાર્થ વસ્તુ નથી કાંઇ, ગુરુ ઉપદેશે મળે છે જ્ઞાન;
બુદ્ધિ રૂપે વસે સર્વમાં, શક્તિ હોય તો ધરાય ધ્યાન,
મોક્ષ મળે છે પોતાને હાથે છોડે ઉપાધિ પડે છે ભાન;
રાગ છોડી વીતરાગ બની જાય, મોક્ષ મળે છે તેને સમે,
દંતકથા પીપા.—ચોક ૩

ચંદ્ર સૂર્ય ફરે વાદળમાં, રાહુ આવીને ઘેરે જ્યારે,
જગત દાન કરી મોક્ષ કરાવે, ખુશી થઇ હરખાય ત્યારે;
મુક્ત થયા કહે સૂર્ય ચંદ્રને, ચોકખા થયા કહે સંસારે,
વિકાર છોડી નિર્વિકાર થયા તે, ભવસાગર ઉતર્યાં પારે,
કાયા માયાથી છુટો પડે જીવ વાસના તૂટે ફરી નહિ ભમે;
દંત કથા પીપા.—ચોક ૪

એણે કહ્યું પણ તેં કેમ માન્યું વેદ શાસ્ત્રમાં નથી લખાણ,
બધાનો મોક્ષ માતાના હાથમાં માયા છોડે તો પડે છે ભાન;

સુરઠ વૈશ્ય અને પતાઇ રાજા વમલવસીનું સૌનું જાણ,
રાજપાટ અને મોક્ષનો માર્ગ બુદ્ધિ રૂપે મા આપે છે જ્ઞાન;
**અમીચંદ** કહે બંધ મોક્ષના જાણુવાવાળા જીવ જગ્તમાં રમે,
દંતકથા પીપા.—ચોક ૫

---

## મુંબઈના અંબા માતાનો છંદ ૮૫ મો.

(મારી અરજ સુણો અંબામા બહુચરબાળી—એ રાહ.)

મેં તો જોયા અંબામા મુંબઇ ભૂલેશ્વર પાસે,
ત્યાં વેચાય સોપારી ઓટલે ઘરમાં માનો વાસે;
પેઠા ઘરમાં દેખાય મા સામા આપે દર્શને,
બેઠા તખ્ત ઉપર જોઈ ખુશી થાયે મંને;
સજી શણુગાર નાકમેં નથની પાંઉપેજંને,
શિર મુગટ છત્ર કુંડળ ચળકે છે રતંને;
ઓઢી શાલ ચુંદડી કુલની, ઉડે છે વાસે,
ત્યાં વેચાય સોપારી ઓટલે ઘરમાં માનો વાસે.—ચોક ૧

માનો મંડપ ગભારો સુંદર શોભા ઘણી સારી,
શિવનારાયણુ ઉતારે આરતી ઉભા ચિત્ત થારી;
કરી વિનંતી જોડી કહે હાથ કરો સુખકારી,
તમે જાણો સૌની વાત અજાણી નહિ તારી;
દુઃખી આવે થવાને સુખી તમારી પાસે,
ત્યાં વેચાય સોપારી ઓટલે ઘરમાં માનો વાસે.—ચોક ૨

તમે માતા જગતના કરતા દીન દયાળી,
ભાંગો દુઃખીઆરાનું દુઃખ સંકટ નાખો ટાળી;
છો પુરૂષનું પિયેર આવે સૌ મા ચાલી,
જોઈ ભાવ ભગતનો દાસનો હાથ લ્યો ઝાલી;
કરી સુખી તન મન ધનથી પુરો તેની આશે,
ત્યાં વેચાય સોપારી એટલે ઘરમાં માનો વાસે.—ચોક ૩

આવે ભકત મંડળ છંદ ગાયે મંગળવારે,
શીતવાળા ચંદુભાઈ સાથે ઉત્તમભાઇ ત્યારે,
હરીભાઇ શાંતીભાઈ, હીરાભાઇ તૈયારે,
જેનો ભાવ થાય તે આવે માને દરબારે;
છંદ કરાવે ઠાકોરદાસ **અમીચંદ** પાસે,
ત્યાં વેચાય સોપારી એટલે ઘરમાં માનો વાસે.—ચોક ૪

---

## છંદ ૮૬ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

ચેત ચેતન ચોબદાર સ્વાર દડ મજલ ફોજ જમકી છુટી,
ભજ મન અંબા માત સમર જીવ જમે કાયા નગરી લુટી;
શહેર તમારૂં થયું વેરાને મનરાજા શું કરે વિચાર,
ચઢી અણુચિંત્યું લશ્કર આવ્યું પડયો પડાવ જઇ દશે દ્વાર;
ગેબી ગોળા આવ્યા ઉછળતા કામ ક્રોધ નાઠા અહંકાર,
શૂર સિપાઇ લગે ભાગને છુપ ગયે નેકી ચોબદાર;

પછી જીવ સંકેલવા બેઠો આવી આપણી અદલ ખુટી,
ભજમંન અંબા માત સમર જીવ.—ચોક ૧

ફત્તેહ થઇ જમ રાજાની જીવ હારી ફરે છે થઇ નિબળ,
ધન માજી એ માયા તમારી ખૂબ યુકિતથી કરી અક્કલ;
નવસો નાડી બોતેર કોટડી વ્યાપી રહ્યું જમનું પાયદલ,
જીવ કરે ગભરાઇ મનસુબો જાવું બ્રહ્માંડે થાઉ અવિચલ;
નાભી કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો કરી મજબુતી,
ભજમન અંબા માત સમર જીવ.—ચોક ૨

નાભિ કમળથી છટકયો જીવ તેવો જમ બેઠો તે દ્વાર ઘેરી,
નથી ગતી બ્રહ્માંડે જવાની એ માજી લીલા તેરી;
ધમણ ચાલે જીવ ગભરાયે ચઢ ઉતર કરે ફેરાફેરી,
કંઠ આગળ જઇ રહ્યો જીવ, જમે બાંધ્યો જીવને લઇ ઘેરી;
નથી ચલણ ત્યાં આગળ કોઇનું આવી અદલ દોરી તૂટી,
ભજમંન અંબા માત સમર જીવ.—ચોક ૩

કાયા નગરી હારી ગયો જીવ ધન દોલત રહ્યાં પૃથ્વી પર,
પાપ પુન્ય બે સાથે રહ્યાં જીવ જમ ચલા ઉંચકી અધર;
અરે મનડા તુંતો મારા માજી નામનું સમરણ કર,
અંતકાળની વખત બૂરી મારો સાંભળી જીવ ધ્રુજે થરથર;
**અમીચંદ** કહે જશે જીવ જેમ પીંજરથી ઉડી તુતી,
ભજમન અંબા માત સમર જીવ.—ચોક ૪



## છંદ ૮૭ મો.

[રાહ ઉપરનો.]

સમાલ મન મસ્તાન મેરા દીલ માયામાં કયું ગયો ગલક,
અલગ રહેશે તારી કાયા સુતી દેખે તમાશા સારી ખલક;
તું તારૂં તપાસ મંન હુવે મનસા અવતાર નહિ હશે,
સમજી સતગુરુ શરણે રહેજે અંબા તારી પુરશે આશે;
અનુભવ સૂરજ ઉદય કરો તો સહેજે અંધારૂં મટી જશે,
આ અવસર ગયો ફરી નહિ આવે પછી પસ્તાવો પુરો થશે;
જાત જીવની જોઇ નહિ ગયો મનખો હમારો હજી તલક,
અલગ રહેશે તારી.—ચોક ૧

રત્નમણી મનુષ્યા દેહ આવ્યો માટે માર્ગ સીધા ચાલો,
અમૃત આવ્યું હાથ તમારે તેને ઝડપ પકડી ઝાલો;
કયાંથી આવ્યા ને કયાં જવું તેની પરખી પ્રિત પુર્વ ભાળો,
આદ્ય શક્તિનું સ્મરણ કરી મેં હાથ લીધો પ્રેમનો પ્યાલો;
કાયા માયા છે કારમી પડે કાયા જીવ રહે નહિ પલક,
અલગ રહેશે તારી.—ચોક ૨

અનુભવ મારા ઉરમાં આવ્યો સુથળ સુક્ષમ ભેદ બતલાવ્યો,
ઓહં સોહં નાભીથી ઉપડયો, શુન્યમાં જઇને સમાયો;
દૂર જાણ્યો તો દેવ હમારો પ્રીતે પાસ મને પરખાવ્યા,
ભ્રાંન્તી ભાંગી ભેદ ભરપૂર જાણ્યો ગુરુએ સાનમાં સમજાવ્યો;
ઉઘડયો અનુભવ થયું અજવાળું કોટી સૂર્ય તેજ રહ્યા ઝળક,
અલગ રહેશે તારી.—ચોક ૩

પ્રેમ પ્યાલો પીધો માજી નામનો કોટી જન્મ કુમતી કાપી,
અમર મંત્ર અવીનાશીનો આપી અમર પટો વળી લખી આપી;
આણંદભેર મા હાથ ઝાલ્યો પૂત્ર કરી રાખ્યો સ્થાપી,
આવાગમન દુઃખ સ્હેજે મટાડે સચરાચરમાં રહી વ્યાપી;
**અમીચંદ** કહે માજી નામની બાંધી ઢાલ સદા રહે ઢળક,
અલગ રહેશે તારી.—ચોક ૪



## છંદ ૮૮ મો.

ગાવું હોય તો ગાઇલો ભાઇઓ, ભજન કરો સહુ ધ્યાન ધરી,
ધ્યાન ધરી કોઇ ગાતું હોય તેમાં તલપ મારી નહિ ગાવું ફરી;
ફરી જાય તેની મનની વૃતિ, તેનો તું કંઇ કર વિચાર,
વિચાર કરી વિવેકથી બોલો, કરો સમાગમ ગુરુ દ્વાર;
ગુરુ દ્વારની ગુરુ ગમ ન્યારી, ગુરુ જ્ઞાને તરીએ પાર,
પાર ઉતારે ભવજળ તારે, મોક્ષ માર્ગ બતલાવે દ્વાર;
દ્વાર દૂર છે કઠણ માર્ગ તપસ્વી મુની રહ્યા ધ્યાન ધરી,
ધ્યાન ધરી.—ચોક ૧

ફરી હવે હું નથી કહેવાનો, ધરી બેઠા અંબાનું ધ્યાન,
ધ્યાન ધરી છંદ ગાઉં અંબાના, સર્વ જનનું કરે કલ્યાણ;
કલ્યાણ થાય આત્માને ઓળખે, તદ્દરૂપ બનીને વર્તે સમાન,
સમાન દ્રષ્ટિએ સૌને વર્તે, હું મારૂં મૂકી અભિમાન;
અભિમાન મૂકીને સાંભળો, આદ્ય અંબાનું ધ્યાન ધરી,
ધ્યાન ધરી.—ચોક ૨

ફરી વખત આવો નહિ આવે, બળી ખાખ થશે આ તન,
આ તન મારૂં આ ભવનું છે, મિથ્યા મારૂં કરી માને મન;
મન માર ખવાડે જગતમાં મારૂં મારૂં કરી મેળવે મન,
ધન માલ સૌ રહેશે જગતમાં, સાચું ધન માનું દર્શન;
દર્શનથી પ્રસન્ન થાય માજી, ભક્તિ કરો સહુ ધ્યાન ધરી.
ધ્યાન ધરી.—ચોક ૩

ફરી હરીને થાકયો આ જીવ જન્મ મરણનું મોટું દુઃખ,
દુઃખ દરિયામાં ડુબી મુઓ જીવ નથી જરા સ્વપ્નામાં સુખ;
સુખ જુવે જીવ સ્વપ્ના જેવું જાગે જુઠું ના ભાંગે ભૂખ,
ભૂખ ન ભાંગી ભવો ભવ ભમ્યો, ભજન કરે માનું નીરખ્યું મુખ;
મુખ નીરખ્યું **અમીચંદ** કહે શ્વાસોશ્વાસ માનું ધ્યાન ધરી,
ધ્યાન ધરી.—ચોક ૪

---

## નિરંજન ગુરૂ વિશેનો છંદ ૮૯ મો.

[રાહ ઉપરનો]

શિષ્ય કહે શીર નામી સતગુરુને એક પ્રાણી એમ કરે ઉચ્ચાર,
માયા રહિત લેપન નહિ જેને ગુરુ કરવા કહે નીરાકાર;
ગુરુ કહે સાંભળ ચિત્ત ધરી, મારી ટુંક બુદ્ધિ હું અલ્પ મતિ,
સ્હેજ સાધારણ કહું દાખલો જુઓ શાસ્ત્ર નહિ જુઠ રતિ;
આદ્ય શક્તિનું સ્મરણ કરી કહું બુદ્ધિ આપે મારી સરસ્વતિ,
નિરાકારના શિષ્ય કોણ છે સાકારના બતલાવું અતિ;
નીર્વીકાર નીસ્બત નહિ જેને શું કરવા જન્મે સંસાર,
માયા રહિત લેપન નહિ.—ચોક ૧

માયા વિના સંસાર નહિ સંસાર વિના નહિ પાર મળે,
શિવ બ્રહ્માના સાકાર ગુરુ છે, નારદ ગુરુ પાર્વતિના ભલે;
વસિષ્ઠ ગુરુ રામચંદ્રના, ગુરુ વિના નહિ જ્ઞાન મળે,
શુકદેવે ગુરુ જનક કર્યા વાલ્મિક સીતાના નહિ ટળે;

નિરાકાર જો ગુરુ થાત તો, મહાત્મા પુરૂષ કેમ કરતે વિચાર,
માયા રહીત લેપન નહિ.—ચોક ૨

મતલબી સંસાર સઘળો, બીન મતલબી કોઇ બતલાવે,
મતલબ ત્યાં માયાનો પ્રસારો માયા છોડી કંઇ નહિ જાવે;
આગે માયા પીછે બ્રહ્મ એમ નિર્મળદાસ ભજન ગાવે,
અસુરી માયા દૂર કરી દેવ માયામાં દીલ લલચાવે;
સંશય મનનો કાઢી નાખવો બીન સંશયથી ઉતરે પાર,
માયા રહીત લેપન નહિ.—ચોક ૩

સ્વગુરુનું શોધન શોધી આત્મ જ્ઞાને ધ્યાન ધરો,
ગુરુ ઉપદેશ લઈ જાપ જપી ને શુદ્ધ દીલથી ક્રીયા કરો;
રૂપમટી અરૂપમાં ભળશો ગુરુ જ્ઞાને ભવજળ તરો,
નિરાકારને ગુરુ કરી પછી કહો ભજન તમે કોનું કરો;
**અમીચંદ** કહે પરીબ્રહ્મ પરમેશ્વરી, નિરંજન નીરાકાર,
માયા રહીત લેપન નહિ.—ચોક ૪

---

## છંદ ૯૦ મો.

મંગળકારી મંગળવાર છે, સદા મંગળ મા કરતા રહો,
મંગળ મૂર્તિ પુંજે સર્વજન, મંમાયા દુઃખ હરતા રહો;
સેવક સાંધે મંગળવાર મા, શુભ કામ સિદ્ધ કરવાને,
મેષરાશીના ગુરુ મંગળમાં હું તો બેઠો ધ્યાન ધરવાને;
જોગ સાંધી ચંદ્ર જોગણી, સદા સંકટ દુઃખ હરવાને,
ભવજળ તારો પાર ઉતારો, મટે ચોર્યાશી ફરવાને;

ધુંન લગાવી બેઠો મા, આવી સેવક પર ધ્યાન ધરતા રહો.
મંગળ મૂર્તિ પુંજે સર્વજન.—ચોક ૧

જોગ સાંધવો સહેલો નથી મા, પૂર્ણ દ્રષ્ટિ જો હોય તારી,
મહેર વિના મારૂં કંઈ ન ચાલે કૃપા કરો કલ્યાણ કારી;
સાંધા વાંધા ઘણા આવે મા હુંપદમાં કંઇ ગયા હારી,
સેવકજન સહુ ધ્યાન ધરજો ન કરશો તારી મારી;
સતગુરુની સંગત કરજો, નુગરાથી સહુ ડરતા રહો,
મંગળ મૂર્તિ પુંજે સર્વજન.—ચોક ૨

ભકિત કરવી ભાવે ભક્તજન, કોઈની ન રાખવી દરકાર,
સાધન સાંધો એ છંદ મંત્ર છે શુભ મુહુર્તમાં થયા તઈયાર;
એક ચિત્ત સ્થિર સ્થાવર રાખી સમરી લીધો મા તત્વ સાર,
શાસ્ત્ર ભેદ મૂકી છંદ ગાઉં, મારો બેડો ઉતારો અંબા પાર:
એક એક મારે તુંહી તુંહી અંબા, રક્ષા કારણ ફરતા રહો,
મંગળ મૂર્તિ પુંજે સર્વજન.—ચોક ૩

મંગળવારે માજીને સમરે, મનમાન્યા સુખ આપે એ,
બાળકને બળબુદ્ધિ આપે, પુત્ર કરીને સ્થાપે એ;
રીદ્ધિ સિદ્ધિ કરે વંશની વૃદ્ધિ, આવ્યા સંકટ કાપે એ,
એ કહું તે તુંહી તુંહી અંબા, સચરાચરમાં વ્યાપે એ;
**અમીચંદ** કહે મંગળકારી સૌ સત શબ્દ ઓચરતા રહો,
મંગળ મૂર્તિ પુંજે સર્વજન.—ચોક ૪

••••••//.••••

## છંદ ૯૧ મો.

[રાહ ઉપરનો]

સતગુરુને ઉપદેશ બતાયા, ચેલા ચેતવણી કર કર લો,
કુથલી છોડી સાર વસ્તુ પકડકર, માજી નામ સમર કર લો;
જનમ લીયા જદ કયા લે આયા, કયા જગતનમે આકર લો,
બની સોદાગર આયા જગતમાં કર બંદગી સોદા કર લો;
બડી ફજરમેં સ્નાન કરના, માજી નામ ભાવસે કર લો,
ધર્મ ધ્યાન તો સંપત પર હે દયા દાનશે નફા કર લો;
દયા દાન છે સહુથી મોટું કરી હોરત ફર ફર કર લો,
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કર લો.—૧

સાત પાંચકુ છોડ ગુરુકે માજી નામકા ખપ કર લો,
એકી નામસે ભજલો અંબા ધ્યાન ધરી તુંમ જપ કર લો;
કામ ક્રોધકુ દૂર કરી ફીર, માજી નામકા ખપ કર લો,
બ્હોઇ નામસે તરો ભવસાગર ગુરુ જ્ઞાન તે ચપ કર લો;
કર્મ તુટતા જન્મ જશે ભાઇ, માજી નામ ધ્યાન ધર કર લો,
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કર લો.—૨

મારૂં મારૂં શું કરે મુર્ખા પ્રાણી તુંમ ખટપટ કર લો,
પાવુ પલકી ખબર નહિ, કરના સુક્રીત ઝટપટ કર લો;
ખરી વસ્તુ ખપ કરી સંઘરજો, ખોટા સંગ તુંમ મત કર લો,
કાયાકા મત રખો ભરોસા, ગુરુ જ્ઞાન તે અંગત કર લો;

માના શણગારનો પાર ન આવે મોટી વસ્તુ ધ્યાન ધર કર લો,
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કર લો.—૩

કાયા કંચન મન રતન ભાઈ, સમજ દીલમેં જતન કર લો,
આન પડે સંસાર સમુદ્રમેં તીરનેકા તો મથન કર લો;
ફીરો શહેર વસ્તી જંગલોમેં અંબા નામસે રટણ કર લો,
ભલી બૂરી બે રહેશેજ ગતમેં ચેતી ચિત્ત ચેતન કર લો;
**અમીચંદ** કહે છંદ બનાવી અમકુ ચેલા તુમ કર કર લો,
કુથલી છોડી સાર વસ્તુ પકડ કર, માજી નામ સમર કર લો.—૪

## ભલા શિષ્યની યાદી.

કંઇક માણસો થોડા ઘણા છંદ શીખી તર્ક બાંધી જાતે છંદ બનાવી ગાય છે પણ આ શિવલાલભાઇ ઘણા વરસના જુના અનુભવી છે છતાં એક ટેકથી ગુરુની વાણી ગુરુ તરીકે માની તેનીજ વાણી પર ને તેનાજ બનાવેલા છંદ પર પ્રેમ રાખી માજીના છંદ ગાતા ત્રીસ અથવા બત્રીસ વરસ થયાં પણ પોતાનો ભાવ છે તેવોને તેવોજ રાખી તેના તેજ છંદ ગાય છે, પોતાનામાં બનાવવાની સત્તા છે તે ઉપરથી આ નીચે લખેલા છંદો બનાવી ગુરુની વાણી પર ભાવ બતાવ્યા છે, તે વિષેનો છંદ. એ શિવલાલભાઇ શાંત સ્વભાવના ને ઉદાર મનના હતા. સંવત્ ૧૯૬૬ ના ભાદરવા વદ ૫ ને શનિવારે માજી શરણુ થયા છે.

## છંદ ૯૨ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

જાતે બનાવી નથી ગાતો મા ગુરુની વાણીપર રાખી પ્રેમ,
ગુરુ મંત્રમાં છંદ માજીના, હરદમ, ગાઉં હું રાખું નેમ; ટેક.
તારા ભક્તની લાજ રાખે તું અનુભવી તારા જાણે ગુણ,
શુદ્ધ કરી સમજીને શોધી, છંદમાં શબ્દ રાખે ચુન ચુન;
ગર્વ શાસ્ત્રનો સાર લઈ તમે કર્યા કામ પર રાખી ધુન,
વૈરાગ્ય વિવેકમાં રહી કરી જુવો, ભીત્તર સમજી શૂન્યમાં શૂન્ય;
જાગૃત સ્વપ્ન શુશુપ્તિ તુરીઆ, ચાર અવસ્થા સમજે જેમ,
ગુરુ મંત્રમાં.—ચોક ૧

ચાળીસ વરસ થયાં ટેક રાખી કરી, ભક્તિ અનુભવ મેળવ્યો સહી,
હર નવરાતર આસો મહીને, છંદ ગાએ અંબામાં જઈ;
ભકિત કરતા ભક્ત કહેવાયા, પડી છાપ જગતને મહીં,
બ્હાનું ધર્યું એને માજી નામ કું આકિન મૂકી નહિ ભટકયા કંઇ;
વેદ પુરાણ શાસ્ત્ર સાંભળી સત સમાગમ કરે છે તેમ,
ગુરુ મંત્રમાં.—ચોક ૨

એવા અનુભવી સ્થિર મનના, ભકિત કરી ભજ્યા માજી,
છંદ ગાતા થયા પ્રસન્ન માજી સદા ભકત પર રહે રાજી;
સંકટ સમે સમરેથી આપે ઝટ દરશન દે અંબાજી,
ભવ દુઃખ ભાંગે ભવજળ તારે શરણાગતને શીર ગાજી;
માજી ભજી માજી રૂપ બન્યા તે છંદમાં ખામી રહે કેમ,
ગુરુ મંત્રમાં.—ચોક ૩

આવા ભકતને ગુરુ કરી લઈ, છંદ ગાઈ હું કરૂં ભજન,
હાથે જોડતા બાધક આવે, ગુસ્સે થાય તો કરે વીઘન;
મુખત્યાર બેરીસ્ટર ભાષણ કરે તેમાં, બેરીસ્ટર પર રહે વજન,
તેવા તમારા ભકત **અમીચંદ** ગુરુ કર્યા મેં સાંભળી છંદ;
એ છંદ ગાતા આનંદ થયો શિવલાલભાઈ કહે રંગીલદાસ કેમ,
ગુરુ મંત્રમાં.—ચોક ૪

---

## છંદ ૯૩ મો.

[રાહ ઉપરનો]

આપો આજ્ઞા અંબા માતા, હાથ જોડી માગું છું રજા,
વિવાદ થકી જ્યાં ગાનું થયું ત્યાં, નહિ ભકિતની રહી મજા;
મારૂં ચિત્ત મા હવે હમણાં તારા ઉપરથી ખસી ગયું,
કરી ઇર્ષ્યા છંદ બોલે, તે છંદ પર છંદ કહેવામાં રહ્યું;
ધ્યાન ચુકાવી દીકું મારે, નહિ સ્હેવાયું જાય સહ્યું,
જ્ઞાની તો મા ધ્યાન લગાવે અજ્ઞાની તો કરે કજા;
વિવાદ થકી જ્યાં ગાનું થયું.—ચોક ૧

ભક્તિ કરવી એક દીલે જેમ, તારો મારો જીવ મળે,
ચેતન ચુકી જાય નહિ તો આવાગમનનો ફેરો ટળે;
કરી ઇર્ષ્યા છંદ બોલું મા તેમાં મારૂં કંઇ નહિ વળે,
તે કરતાં એક ચિત્તે સાંભળે તો તેનું ફળ તરત મળે;
ચતુર ચેતી ચિંતામાં પડશે અજ્ઞાનીને મન પડે મજાહ,
વિવાદ થકી જ્યાં ગાનું થયું.—ચોક ૨

સલામ કરી બેસુ મા તમને તો કોઇનો ગાંઇજો ના જાવું,
મા પ્રતાપે બાળક તમારો બેઠા છંદ બનાવી ગાવું;
તમે કંઠપર આવી ચડો હાં બેઠા હું ધુન મચાઉં,
છંદ પર છંદ બનાવી ગાવું, હુકમ હોય તો નહિ અચકાઉં;
રજા વીના નહિ ઉલટે સમુદ્ર, અજ્ઞાની નુગરા બાંધે ધજા,
વિવાદ થકી જ્યાં ગાનું થયું.—ચોક ૩

એમાં કોઇનો વાંક નથી, મારે પેલા જન્મનું પાપ નડે,
પ્રેમ થકી મા છંદ ગાઉં છું, તેમાં વચ્ચે આવી અડે;
એતો માજી માયા તમારી, બ્રહ્માદીક તો ભૂલા પડે,
મોટા દેવ મહાદેવ ભૂલ્યા, ઋષિમુની કંઇક બડે બડે;
**અમીચંદ** કહે રહેજો મદદમાં, સઉ છોડી મેં તુજને ભજ્યાં,
વિવાદ થકી જ્યાં ગાનું થયું.—ચોક ૪



# જોગણીનો છંદ ૯૪ મો.

[રાહ ઉપરનો.]

ગુરુ કહે સાંભળરે ચેલા સઘળે શક્તિ સચરાચર,
સાંધી જોગને આસન માંડે કરે જોગણી રક્ષા પીઠપર;
રાખી જોગણી પીઠપર બેસે કરે અંબા તેના સિદ્ધ કામ,
લાભ કરે સનમુખ ચંદ્રમા રહેવાના બતલાવું ઠામ;
પ્રથમ ઘર કહું જોગણીના જે પંદર તીથીમાં બદલે ઠામ,
પડવો નોમ રહે પૂર્વ દીશાએ માતા જોગણી કરે મુકામ;
બીજ ને દશેમ ઉત્તર દીશાપર છે માતા જોગણીનું ઘર,
સાંધી જોગને આસન માંડે.—ચોક ૧

ત્રીજ તથા અગીઆરશે રહે અગ્નિ ખૂણે જોગણી નીરધાર,
ચોથ ને બારસ નૈરૂત્ય ખૂણે પાંચેમ તેરસ દક્ષિણ દ્વાર;
છઠ ને ચોદસ પશ્ચિમ દીશાપર સાતેમ પુનેમ વાયવ્ય મોઝાર,
આઠેમ ને અમાવાસ્યાને દીન ઈશાન ખૂણે સમજીલો સાર;
એ તો ઘર કહ્યા જોગણીના હવે ચંદ્રમાના ચેલા સુણ ઘર,
સાંધી જોગને આસન માંડે.—ચોક ૨

મેષ સિંહને ધનના ચંદ્રમા એ પૂર્વ દીશાએ ઘર સહી,
વરખ ને કન્યા ચંદ્ર મકરના જઇને રહે દક્ષિણને મહીં;
કુંભ ને તુલા ચંદ્ર મીથુનના પશ્ચિમ દીશાએ રહે છે જઇ,
મીન કર્ક વૃશ્ચિકના ચંદ્રમાં જઇને રહે ઉત્તરને મહીં;

ચંદ્ર જોગણીના ઘર સાંધો સાચી વાત જોશી શાસ્ત્ર,
સાંધી જોગને આસન માંડે.—ચોક ૩

એ પણ માજી માયા તમારી ચારે વેદ અરાઢે પુરાણ,
તર્ક શક્તિ ચાલે જ્યાં સુધી ત્યાં તે જઈ અટકે નીરવાણ;
સ્થિર કરી પછી બેસે મનને તે તો માજી તારૂં ધરીને ધ્યાન,
મારે મન તુંહી તુંહી સૌ એક છે સઘળે શક્તિ ઠામો ઠામ;
**અમીચંદ** કહે હાથ જોડી મારે શીરપર અંબા જોરાવર,
સાંધી જોગને આસન માંડે.—ચોક ૪

---

## છંદ ૯૫ મો.

(અધર ગાતા હોઠે હોઠ અડકે નહિ.)

[રાહ ઉપરનો]

અધર છંદ ગાતા આનંદે આજ લાજ રાખ સરસતી,
અરજ કરી શીર ચરણ ધરતે, સંતનકે કારજ કરતી;
અધર આસન નરસીંગીકા નખશીખ સજતી શણગારે,
કડા સાંકળા કાળીગાંઠી ડાલા ગળે કંચન હારે,
ઘાલી નથની નાકે કાને કાંઠા કરણ લાલ ચલકારે;
કરી આડ તીલડી તતક્ષણ સજ્યા સારા શણગારે,
અરધ્ધિ સિધ્ધિ કરજે સિદ્ધ કારજ નહિ જાણી કંઈ તારી ગતી;
અરજ કરી શીર ચરણ ધરતે, સંતનકે.—ચોક ૧

કળી કાળ હે કઠણ દીનસે દીન ઘસ ઘસકે આતા હે,
ઘટે દાન દક્ષણા દયા દીલ અસત દેખી હરખાતા હે;
નીચ કરે સંગતી સારાની સારા નરસાને ચાહતા હે,
ચત્રસીંગી ચિંતાને ટાળજે આજ અધર છંદ ગાતા હે;
લખ્યા લેખ છઠ્ઠીના તે અંદરથી નહિ ઘટે રતી,
અરજ કરી શીર ચરણ ધરતે, સંતનકે.—ચોક ૨

અધર જળ જળ અધર ધરતી અધર દેખતા સારા ગગન,
અધર આના અધર જાના અધર રહ્યા સારા જગતન;
આનંદકારી હરસિદ્ધિ કરગરી કહે તારા સંતન,
આયા જાયા અધર અઠડાયા નહિ કીયા તેરા દરશન;
નહિ નીરખી નારાયણી, નીરાકારી ઇચ્છા શક્તિ,
અરજ કરી શીર ચરણ ધરતે, સંતનકે.—ચોક ૩

રખના દયા તે દીલકે અંદર અકળ કળા તેરી ન્યારી,
અધર નાદ અણચીંતા ગરજતે રાજા ઇંદ્ર કરે કીલકારી;
ધરતી અંદર ધ્યાન કરતી દેખ રહી ખલખત સારી,
સારી ખલખત શરણે રેતી, હરનીસ કરે રટણાં તારી;
**અંચંદ** કહે છંદ અધર ગાતાં કંકાળી શણગાર ધરતી,
અરજ કરી શીર ચરણ ધરતે, સંતનકે.—ચોક ૪



## છંદ ૯૬ મો.

[રાહ ઉપરનો]

અંબામા સંસાર સમુદ્રમેં મહા જાળ નાખી માયા,
કોઇ કીસીકા નહિ જગતમેં ચલા જીવ છોડી કાયા,
જુઠી કાયા જુઠી માયા જુઠા હે સબ સંસારે,
જુઠી દોલત જુઠી દુનિઆ જુઠા હય સબ પરિવારે,
જુઠી મેડી જુઠા માળીઆ જુઠા હે સબ વિસ્તારે,
જુઠા સોના જુઠા રૂપા જુઠા હે સબ ભંડારે,
અજબ તરેહકી બાજી રચાઇ જુઠા ખેલ સબ રચાયા,
કોઇ કીસીકા નહિ જગતમેં ચલા જીવ છોડી કાયા.—ચોક ૧

જુઠી મોબત જુઠી પ્રીતિ જુઠા હે સબ વિસ્તારે,
જુઠી મોહીણી જુઠી મમતા જુઠા હે સબ પરિવારે,
જુઠા ભાઇબંધ જુઠી સ્રીયાં જુઠા હે સબ સંસારે,
જુઠા લોભ હે જુઠી લલુતા જુઠા હે સબ શંકારે,
પાંચ તત્વનું બન્યું પુતળું ઘટઘટમેં તારી છાયા,
કોઈ કીસીકા નહિ જગતમેં ચલા જીવ છોડી કાયા.—ચોક ૨

અવધ બાંધી અવતર્યો જગતમાં ધર્મધ્યાન પુન્ય કરવાને,
મોહમાયામાં ધન મેળવ્યું પાપી પેટજ ભરવાને,
લેહેણું કરતા દેવું થયું મા લક્ષચોર્યાસી ફરવાને,
ધર્મ ધ્યાન તો કંઇએ કર્યું નહિ આખર પડયો મરવાને,
પૂરી મુદતે પૃથ્વી પડયો, કરી ઝટપટ જમડા આયા,
કોઇ કીસીકા નહિ જગતમેં ચલા જીવ છોડી કાયા.—ચોક ૩

લોકે ફુંકી દીધી કાયાને નહિ રહી કાંઈ એધાણી,
દિનસે ગણતાં માસ વર્ષ જુગ સ્વપ્નેમેં કંઈ ન જાણી,
મીલે પવનમેં પવન તેજમેં તેજ પાણીમેં મીલે પાણી,
મીલી મીટ્ટીમેં મહારાજગીર કે' ભજો અંબા એવું જાણી,
**અમીચંદ** કહે સાચા જગતમેં અંબા નામ મુખશે ગાયા,
કોઈ કીસીકા નહિ જગતમેં ચલા જીવ છોડી કાયા.—ચોક ૪

---

## છંદ ૯૭ મો.

[રાહ ઉપરનો]

ભક્તિ ભક્તિ સૌ જન કહે છે, ખરા ભક્ત તો રાખે ટેક,
ટેક રાખી નહિ ડરે જગતથી ભ્રમણા ભાંગીને ઓળખે એક;
એક નિરંજન આપ સ્વરૂપ છો, અખંડ બ્રહ્મામાં મંમમાયા,
માયા છોડી રૂપ પલટી રહ્યા છો, ઘટ ઘટમેં તારી છાયા;
છાયા હોય જેને ગુરુ દેવની, અમર પદને તે પાયા,
પાયા અમર પદ શૂરવીર ટેકી ખરા ભક્ત તે કહેવાયા;
કહેવાયા કાળીદાસ કાળીના, ભોજ સભામાં રાખી ટેક,
ટેક રાખી.—ચોક ૧

એક ઓળખે ખરા ભક્ત જે, પાંડવ પ્રલ્હાદને બળીરાય,
રાય અંબરીષ જુઓ વિભિક્ષણ, જનક વીદેહી જે કહેવાય;
કહેવાય ભક્ત વલ્લભ ધોળા માતા બહુચરી કરતી સ્હાય,
સ્હાય કરી જુઓ ચંડીપાઠમાં, સુરઠ વૈશ્ય પર પ્રસન્ન માય;

માય સ્હાય કરે ભકત જનને, ખરા ભકત તો રાખે ટેક,
ટેક રાખી.—ચોક ૨

એક ગુરુ જેને શીર પર સાચા, ખરો માર્ગ તે બતલાવે,
લાવે શાસ્ત્રનો ભેદ બતાવે, વિના ગુરુ ગોથા ખાવે;
ખાવે માર સંસારનો ભારી, પછી પુરો જીવ પસ્તાવે,
પસ્તાવે પછી સદ્દગુરુ શોધે, મોક્ષ માર્ગ તે બતલાવે;
બતલાવે પાળો દયા ધર્મ, કરી ભક્તિ ભજન રાખીને ટેક,
ટેક રાખી.—ચોક ૩

એક અખંડને સૌ કોઇ શોધે, અખંડ પુરૂષ પોતાની પાસ,
પાસ રહ્યો છુપાઇ દેખો, જેવું દૂધમાં ઘૃત કરે છે વાસ;
વાસ વસે સદા દૂધની અંદર, દહીં કરી વલોવો છાસ,
છાસ ઉપર રહે માખણ તાવો, બને ઘૃત ને થાય વિશ્વાસ;
વિશ્વાસ રાખી શ્વાસોશ્વાસ સમરે, **અમીચંદ** કહે રાખી ટેક,
ટેક રાખી.—ચોક ૪

---

## છંદ ૯૮ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

પ્રાણી માત્ર મારા દેશી બંધુ, ગયો વખત નહિ આવે ફરી,
જાવું દૂર રહ્યો દિવસ થોડો, કરો ભક્તિ સૌ ધ્યાન ધરી;
અનંત ભવનો આ જીવ દુઃખી, તરવાનું છે આ બારૂં,
મનુષ્ય અવતાર બારણું મોક્ષનું સ્વદેશ મળે કામ થાય તારૂં;

પ્રથમ શારદા માત સમરી લે ગુરુ મળે જાય હું મારૂં,
ગુરુ જ્ઞાન આપે તે લેવું સંસાર સમુદ્ર જાવું તરી;
જાવું દૂર.—ચોક ૧

ગુરુ ગમ વાણી કોઇ લે વીરવા ખરા ભગત જે હોય શુરા,
ગુરુ શરણુ જઈ શીશ નમાવે તારો પાર ગુણુના પુરા;
ગુરુ કહે ભાઈ તરવું હાથે કરમ ખપાવી કરો ચકચુરા,
મનમારી મમતાને ત્યાગો અખંડ જ્યોતિ વરસે નુરા;
ભકિત કરી તરી જવું જગતને સદ્‌ગુરુ શબ્દને અનુસરી,
જાવું દૂર.—ચોક ૨

ઉઠ્યા વેહેલા ને ભૂલા પડ્યા ભાઇ, થયું અસુર અંધારૂ ઘોર,
પરવારતામાં આવી પહોંચ્યા, કાળ કઠણુ લૂટારા ચોર;
બાંધી મારશે લઇને જાશે, રોશે સગા કરી શોર બકોર,
જીવ જાશે જમપુરી એકલો માથા ઉપર જમનું જોર;
ભકિત આગળ ન ચાલે જમનું, સંસાર સમુદ્ર જાવું તરી,
જાવું દૂર.—ચોક ૩

જાગી જોતાં જાુઠું લાગે આ સંસાર છે સ્વપ્ના તુલ,
માયા માર ખવડાવે જગતમાં કામ ક્રોધ છે પાપનું મુલ;
દેવી માયા ભકિત કહીએ અસત્ય નહિ ચાલે બીલકુલ,
ભકિત કરો સૌ આકીન રાખી મળે મોક્ષ જાય ભાગ્ય ખુલ;
**અમીચંદ** કહે પાર ઉતારો જન્મ મરણથી ગયા ડરી,
જાવું દૂર.—ચોક ૪

## છંદ ૯૯ મો.

[રાહ નવી]

ભૂલે ભૂલેરે ઓ મુસાફર ભૂલે, તારો મારગ તું પીછાણુ,
ચાલ્યો ઉખાણુ, ગર્વમાં ડુલેરે, ઓ મુસાફર ભૂલે; ટેક•

### ફેકતા.

આ અગમ વાત પીછાન, ધરોને ધ્યાન ધાત કહું સાચી ॥
તું કરી રહ્યો કલ્લોલ, સાથી તારા ચોર, નહિ જાઓ રાચી ॥
તમે માની રહ્યા જે મારૂં, નથી તે તારૂં, શીદ રહ્યો નાચી ॥
હવે સમજીને મન અટક, રંગ જશે ફટક, પ્રીત ગણુ કાચી ॥

ખોટાને સાચું માની રાખી ઉમંગે, ॥
કામ ક્રોધ લુટારા ચોર ભમે તારી સંગે, ॥
લોભ મોહ માયામા ચઢી રહ્યા ખૂબ રંગે, ॥
ફરે મદમાતો થઇ દમે સોને અડબંગે, ॥
એક દીન હો જાવે ખાખ ઉડેગી ધુળેરે,
ઓ મુસાફર ભૂલે.—ચોક ૧

જરા સમજ સમજ તું હાલ, આખર પાયમાલ, અસત્યના કરતા, ॥
સતીઆને સદા રહે સુખ, જરા નહિ દુઃખ સત ઓચરતા, ॥
ગણે સુખદુઃખ સમાન, ધરે એક ધ્યાન, પાર ઉતરતા, ॥
જ્યારે તૂટે માયાની જાળ, થાય ત્યારે ન્યાલ પાપ ઓસરતા. ॥

## ફેકતા.

નહિ મળે ગુરુ બીન જ્ઞાન મુસાફર ભાઈ, ॥
તું તો ફુલ્યો મન મલકાઇ, અલખી હાથ આઇ, ॥
નહિ બન્યો ગાંધી ભર કરીઆણા મેરે ભાઇ, ॥
જુઓ બહારની વસ્તુ, મહીં ધ્યાન લગાઇ, ॥
જો મળે ગુરુકી કીલી તાળા ઝટ ખુલેરે,
ઓ મુસાફર ભૂલે.—ચોક ૨

થઇ પ્રસન્ન ગુરુજી કહે, ચેલો સુણી સહે ધ્યાન લગાઇ, ॥
ખરો મારગ તો છે એક રાખીને ટેક સદા રહો સ્હાઈ, ॥
ચોરી ચાડીને અહંકાર તજી પરનાર, ભજો મારા ભાઇ, ॥
તજી મીટીને વળી શુરા, કરો ચકચુરા, છએ મન લાઇ, ॥

## ફેકતા.

ગુરુ કૃપા હોય તો ત્રીવિધિ તાપ સમાવે, ॥
ઝટ ઉઘડે સ્વર્ગ દ્વાર મારગ હાથ આવે, ॥
શમ દમ પરતીતી તિક્ષા રાખે ફળ પાવે, ॥
વળી શ્રદ્ધા ને સમાધાન એવા ગુણ આવે, ॥
એ તો બંકનાળ પર ચઢે, આનંદમાં ઝુલેરે,
ઓ મુસાફર ભૂલે.—ચોક ૩

એ નિત્ય નીમિત્ત પ્રકૃતિ કહેવાએ અત્યંતી, સમજીને ચાલે, ॥
પાંચ પ્રલયને વિચારી, ભજે મન ધારી, સત્ય સંભાળે, ॥

૩૫ શિયળને વળી ધન કુલ જોબનનો મદ ટાળે, ।।
તપ વિદ્યા રાજ્યનો ગર્વ, મૂકી દે સર્વ, સ્વર્ગમાં મ્હાલે. ।।

## ફેકતા.

વૈરાગ વિવેક ખટ સંપત્તિ મનમાં થાએ, ।।
તેની જીવન મુક્તિ તૃષ્ણા તૂટી જાએ, ।।
ત્રણ અવસ્થા ત્યાગી સોહંમાં એ સમાએ, ।।
મૂળ વસ્તુ મળે તો જીવ મટી શીવ થાએ, ।।
સેવે માજી **અમીચંદ** સદા ભિત્તરભેદ ખુલેરે,
એ મુસાફર ભૂલે.—ચોક ૪

---

## છંદ ૧૦૦ મો.

[ભજન રૂપી]

કર સત્ સંગત મન માજી ભજ;
પીએ વિષ પ્યાલા અમરીત તજ, કર સત્ સંગત મન માજી ભજ,
—ટેક.

એ અંબા નામ અમૃત રસ, તો પી લે પ્યાલા પ્રેમ આણી મસ,
પંચ ઇંદ્રી સ્વાદ છોડો ચડસ, ચલ શીઘો પ્રાણી પડશે લપસ;
કર સત્ ગુરુ ચરણે લગા દો રજ, પીએ વિષ પ્યાલા.—ચોક ૧

એક ચિત્ત મન ધર અંબાનું ધ્યાન, કર પરખ નીરખ અંબા પીછાન,
હિરા રત્ન મણી અંબાને જાણુ બીજુ સર્વ સુખ પથ્થર સમાન,
ભજ મન અંબા નામ રાખી ગરજ પીએ વિષ પ્યાલા.—ચોક ૨

સંસાર સ્હેલ માયાની જાળ, તેને મોહી મોહી કેમ આણે વ્હાલ,
નહિ આવે સાથ કોઈ અંતકાળ મુક કથીર પ્રાણી કંચનને ઝાલ;
કહાં ભૂલે પ્રાણી મનડાં સમજ પીએ વિષ પ્યાલા.—ચોક ૩

તું તો સમજ મન કરલે કબુલ, એ માયા જાળ આખર ધુળ,
કહું બહેર બહેર કરલે કબુલ, રહેશે વાસ જાશે કરમાઈ ફૂલ;
કહે **અમીચંદ** સુણજો અરજ, પીએ વિષ પ્યાલા.—ચોક ૪

---

## છંદ ૧૦૧ મો.

[ભજન રૂપી]

(તુજ બીના મોરી કોણ ખબર લે ગોવરધન ગીરધારીરે-એ રાહ)

એક દહાડો ભરવો છે હમારે તેની ફીકર મા તારેરે,
દેશી હમારા આવશે તેડવા, હુકમથી તમારારે;
તેડવા આવશે બહુ અકળાવશે પડીશ થઇ લાચારેરે,
પીડા પડશે આંસુ ઢળશે પડશે ગેબી મારેરે;
એક દહાડો ભરવો છે.—ચોક ૧

ઘમણ ચાલી કોઇ નહિ વાલી મીથ્યા સહુ સંસારેરે,
માત પીતા ભાઇ બંધ સગા સહુ રોશે ઘરની નારેરે,
એક દહાડો ભરવો છે.—ચોક ૨

કફ આવી મારો કંઠ રૂંધશે, કહું મા વારંવારેરે,
એ તો ઘડી ઘણી કઠણ કહાડવી, ત્યાં તો તું ઉગારેરે,
એક દહાડો ભરવો છે.—ચોક ૩

જો જો મેહેર દ્રષ્ટિથી અંબા મા, રહું વિશ્વાસે તાહારેરે,
**અમીચંદ** કહે તુંહી તુંહી વાલી તારો ભવજળ પારેરે,
એક દહાડો ભરવો છે.—ચોક ૪

---

## છંદ ૧૦૨ મો.

[રાહ ઉપરનો]

સમજરે તું મનવા મેરા, કયું ફરે મસ્તાનારે,—ટેક.
અલબેલીનું સમરણ કર લે, છોડને જુઠા ગુમાનારે,
ફુલ્યો ફુલ્યો શું ફરે છે, આખર મન પસ્તાનારે,
સમજરે તું.—ચોક ૧

સેવા સમરણ માળા લઇ બેઠો ધરવાને તું ધ્યાનેરે,
મન તુરંગી ઘોડો ઉપડયો જઇ ગયું સેવાનું ભાનેરે,
સમજરે તું.—ચોક ૨

લક્ષ જોજન પર ફરે મનવા તું માળાના દે બાનારે,
ધ્યાન ચુકી કરે ખોટા મનસુબા, આખર હે મર જાનારે,
સમજરે તું.—ચોક ૩

એમ વિચારી જ્ઞાનને સમજો, જ્ઞાનસે ધ્યાન લગાનારે,
**અમીચંદ** કહે મનવા મેરા, ગાવો સદા ગુણ માનારે,
સમજરે તું.—ચોક ૪

---

## છંદ ૧૦૩ મો.

[રાહ ઉપરનો]

અંબા મા તારે શરણે આવી ઉભો શીર નમાવીરે;—ટેક
શરણાગતને શરણ રાખી, લો ને માજી બચાવીરે,
જગત પાલણ જગત જનુની, કરો કરૂણા દયા લાવીરે,
અંબા મા તારે.—ચોક ૧

હું સેવક માતાજી તમારો, ઉભો ધુન લગાવીરે,
મેહેર દ્રષ્ટિથી દર્શન આપો, દો આવાગમન મટાવીરે,
અંબા મા તારે.—ચોક ૨

જન્મ મરણનું દુઃખ છે મોટું, આ ભવમાએ આવીરે,
આત્મા કરમથી રહ્યો બંધાઈ, તે નાંખો છોડાવીરે,
અંબા મા તારે.—ચોક ૩

આત્મજ્ઞાનની આપો મા બુદ્ધિ, આખરની વાત બતાવીરે,
**અમીચંદ** કહે જ્ઞાન પ્રગટે તો છંદ ગાવું તાલ બજાવીરે,
અંબા મા તારે.—ચોક ૪

## છંદ ૧૦૪ મો.

(ભજો ભાઈ માજી નામ હે ખરા—એ રાહ)

સંસારમાં સાર માજીનું નામ, નામથી થયું હમારૂં કામ,
સંસારમાં સાર માજીનું નામ;
બાળપણથી માજી સેવ્યા આવ્યો અંબાને ધામ,
કરી વિનંતી વીનવા માજી જપી માજીનું નામ,
નામથી થયું હમારૂં કામ.—ચોક ૧

આસન વાળી સાંધી ચોઘડીયું, કડી બેસાડી ઠામ,
શાસ્ત્ર ભેદ શુભ મંત્ર ભણીને, છંદમાં ઘાલ્યું નામ,
નામથી થયું હમારૂં કામ.—ચોક ૨

શુભ મુરત શુભ ચોઘડીઆમાં છંદ કરવાનું કામ,
શ્રોતા વકતાનું કલ્યાણ થાએ, છંદ ગાએ આરામ,
નામથી થયું હમારૂં કામ.—ચોક ૩

કીરતન ભજન થાએ કૃષ્ણ દ્વારે, છંદ માજીને ધામ,
નાટક ગાયન નાટકશાળામાં શોભે ઠામે ઠામ,
નામથી થયું હમારૂં કામ.—ચોક ૪

નામ માજીનું ગાયનમાં પણ વરતી નહિ રહે ઠામ,
**અમીચંદ** કહે છંદ ભજન ગાવો દેવી દેવને ધામ,
નામથી થયું હમારૂં કામ.—ચોક ૫



## છંદ ૧૦૫ મો.

(રાહ ઉપરનો)

ભજો ભાઈ માજી નામ હે ખરા, ભટક લખ ચોર્યાશીમેં ફરા,
બાલાપણ તો જશે રમતમાં જુવાનીમેં નહિ ડરા,
ભજો ભાઈ માજી નામ હે ખરા;
વણજ કરી વેપારી બનશો, પછી આવશે જરા,
ભજો ભાઈ.—ચોક ૧

થર થર થર થર ધ્રુજશે કાયા નયણે આંસુ ભરા,
સુધ સાન ઉડી જશે તનકી, નરમ પડશે સરા,
ભજો ભાઈ.—ચોક ૨

ધન દોલત ઓર માલ ખજાના રહે પૃથ્વી પર ધરા,
અંતકાળે છોડી સૌ માયા, જમડે પ્રાણ હરા,
ભજો ભાઈ.—ચોક ૩

અંબા નામ જેને મુખથી ભજ્યા તે ભવસાગર તરા,
**અમીચંદ** કહે નીરમળ વાણી સત્ શબ્દ ઓચરા,
ભજો ભાઈ.—ચોક ૪

---

## છંદ ૧૦૬ મો.

(રાહ ઉપરનો)

અરે તું કયું ગફલતમેં પડા, સમજ મન માજી નામ હે બડા,
અરે તું કયું ગફલતમેં પડા;
શુંભ નીશુંભ મહીસાસુર પાપી, દેવતા પુઠે અડા,
બ્રહ્મા વિષ્ણું ઈંદ્રને જીતી, ગીરી કૈલાસે ચડા,
અરે તું કયું ગફલતમેં પડા.—ચોક ૧

બ્રહ્મા વિષ્ણું રૂદ્ર દેવ સૌ, હિમાચળપર ખડા,
ગદ્દગદ્દ કંઠે કરે વિનંતી માજીને પાઉં પડા,
અરે તું કયું ગફલતમેં પડા.—ચોક ૨

ક્રોધ કરી અંબા મા ધસ્યા, જઈ તે રણમાં ખડા,
શુંભ નિશુંભ મહિસાસુર માર્યો રક્તબીજ રણ પડા,
અરે તું કયું ગફલતમેં પડા.—ચોક ૩

હંસા હોય શો મોતી ચુને, બગા માસ ખાએ સદા,
**અમીચંદ** કહે ભજમન માજી, બાજે સંગ ચોગડા,
અરે તું કયું ગફલતમેં પડા.—ચોક ૪

---

## છંદ ૧૦૭ મો.

(રાહ ઉપરનો)

અરે તું કેમ જાએ ભૂલ ભૂલ, મારને માજી નામકી હુલ,
અરે તું કેમ જાએ ભૂલ ભૂલ;
ત્રેતા યુગમાં સીતા માતા, લંકા હતી અણમુલ,
રાવણ મારી લંકા બાળી, ત્યાં તો ઉડતી ધુલ,
અરે તું કેમ જાએ ભૂલ ભૂલ.—ચોક ૧

દ્વાપરમાં દુર્યોધન રાજા ઘણો ફરે કુલ કુલ,
તે પણ રણમાં ગયો રોળાઇ; જીત્યા ભીમ નીકુલ,
અરે તું કેમ જાએ ભૂલ ભૂલ.—ચોક ૨

આ પૃથ્વી પર કંઈક થયા કંઈક થશે હુજી અણુમુલ,
સદા ફરે ખપ્પર માતાનું, શોભે હાથ ત્રીશુળ,
અરે તું કેમ જાએ ભૂલ ભૂલ.—ચોક ૩

ભવ જળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ,
**અમીચંદ** કહે જુવો મેહેર દ્રષ્ટિ, જાએ ભાગ્ય ખુલ,
અરે તું કેમ જાએ ભૂલ ભૂલ.—ચોક ૪

---

## છંદ ૧૦૮ મો.

[રાહુ ઉપરનો]

કઠણ લક્ષચોર્યાસી હે ફેરા, મટાવે માજી બીન કોણ મેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૧

જનમ મરણ ઘણું કઠણ માજી, વચન સુણો હુમેરા,
નવ માસ પકડ જકડ રાખ્યા, કાળાગૃહમાં ઘેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૨

ઉંધે મસ્તક રહ્યો માજી, મેં ગુનેહગાર તુમેરા,
મેહેર દ્રષ્ટિથી જન્મ આપ્યો, મા બાપે ઉછેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૩

મોહો માયામાં ગયો ઘેરાઇ પડી ગફલત અંધેરા,
માજી નામ નહિ મુખથી ભઇજા, બાંધા જંગલમેં દેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૪

અંત સમે અંધારી આવશે, જમડા ભરસે પહેરા,
લાગ જોઇ લઈ જાશે જીવને પડે કાયા ખાઈ લહેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૫

એટલી અરજ મા સુણો હમારી, હું છું દાસ તુમેરા,
**અમીચંદ** કહે અરજી સ્વીકારો મારી આપો મા શેરા,
કઠણ લક્ષચોર્યાસી હે ફેરા.—ચોક ૬

---

## છંદ ૧૦૯ મો.

[રાહ ઉપરનો]

મુર્ખ મન કાયર થઇ કેમ કળે, માજી ભજ,
આવાગમન દુઃખ ટળે, મુર્ખ મન કાયર થઇ કેમ કળે;
નિંદ્રાના ઘરની વાત કરીને વેવાર રૂપમાં ભળે,
જે ચેલાને સતગુરુ શિર નહિ, તેની હિંમત નહિ ચાલે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે.—ચોક ૧

કરતાની કારીગીરી આગળ કોઇનું નહિ ત્યાં ચલે,
આદ્ય શક્તિ મા જગત જનુની વસીયા હીમાચલે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે.—ચોક ૨

દૈત્ય મારી દેવને રાજ આપ્યાં ભક્તિનું ફળ મળે,
કરમ રેખ પર મેખ મારે સતી વચન નહિ ટળે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે.—ચોક ૩

ઉંચ નીચ મુર્ખ મન જાણે ગુણીજન ગુણમાં ભળે,
દત્તાતરીને કીયા સત્તાવીશ ગુરુ કરે ગુણ મળે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે.—ચોક ૪

શુરવીર થઇ કરો ભકિત ભાવે અંબા નામે દુઃખ ટળે,
**અમીચંદ** કહે સદા આનંદ રહે ભકિત ભાવમા ભળે,
મુર્ખ મન કાયર થઇ કેમ કળે.—ચોક ૫

## છંદ ૧૧૦ મો.

[રાહ ઉપરનો]

સમજ મન તારી ટેવ ના મટી ભટક માં ભજલે તું ભગવતી,
સમજ મન તારી ટેવ ના મટી;
બાળ પણુ ગફલતમાં કાઢયું ભજ્યા નહી મા રટી,
ભરજોબન સ્ત્રીયા સંગ માંહી, ખેલી રહ્યો ખટપટી,
ભટક માં ભજલે તું ભગવતી.—ચોક ૧

વૃદ્ધપણામાં વ્યાધિ વળગ્યો વેળા ગઈ છે વટી,
જમ કીંકર આવીને ઉભા એ ઘાટી અટપટી,
ભટક માં ભજલે તું ભગવતી.—ચોક ૨

આખર ઘાત છે મોટી માથે બાંધો કસીને કટી,
દુર્લભ છે મનુષ્યા દેહ મોંઘો લો લાવો સૌ લટી,
ભટક માં ભજલે તું ભગતી.—ચોક ૩

માજી સ્મરણુમાં હેત ન રાખે મુખથી બોલો બટબટી,
**અમીચંદ** કહે સદા સ્મરણુમેં માજી ભાંગે ચટપટી,
ભટક માં ભજલે તું ભગવતી.—ચોક ૪

---

## છંદ ૧૧૧ મો.

[રાહ ઉપરનો]

ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી છુટે તારા કર્મ, થાયે સુખ ગતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી.—ટેક.

ભક્તિ વીના મુક્તિ ના મળે, નહિ ભજે મુઢમતી,
ભેદ વિના છંદ ભજન બનાવે શોભે નહિ એક રતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી.—ચોક ૧

સતગુરુ સમાગમ સદા કરે તો શાસ્ત્ર ભેદ મળે અતી,
જ્ઞાન થાય ઘટમેં ઉજીયાળા ખશી જાયે કુમતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી.—ચોક ૨

ઢાલ ધીરજની બાંધી બેસો મનમાં રાખી નિવૃતિ,
શિવલાલ કહે ગયો ભાઈ મૂળચંદ એક પલકમાં વતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી.—ચોક ૩

**અમીચંદ** કહે અવધ આવશે કોઇ ન રહે એક ઘટી,
પંથી જીવડો પંથે પધાર્યો તું કયાં રહેશે અતી,
ભજ મન તુંહી તુંહી તુંહી ભગવતી.—ચોક ૪

---

## છંદ ૧૧૨ મો.

ત્રિગુણ માયા મા તાહેરી, બ્રહ્મા રૂદ્ર મોરારી,
તમેરે બ્રહ્મા ને તમે સાવિત્રી, તમે કુબેર ભંડારી,
ગણેશ તમો છો લક્ષ્મી, ઉમીયા ત્રિપુરારી,
એરે સ્વરૂપ સઉ એક છે, પડી માયા અંધારી,
ત્રિગુણ માયા મા તાહેરી.—ચોક ૧

રહીરે વ્યાપક ઘટઘટમેં, છાયા મા તારી,
ધુંડત ધુંડત કંઈ મર ગએ, દુનિઆ દુરાચારી;
ભૂલ પડે માયા જાળમે ઋષિ મુની દુધાધારી,
ત્રિગુણ માયા મા તાહેરી.—ચોક ૨

પંચ તત્વ પ્રગટ કરી કીધા પુરૂષ ને નારી,
ઘટમે રમે માતા અંબીકા, તારી ઘેંઘટ ન્યારી;
શક્તિ શક્તિ સઘળે રહી, તું છે નીરાકારી,
ત્રિગુણ માયા મા તાહેરી.—ચોક ૩

લક્ષચોર્યાશી ફરી મુવા સુણો અંબામા માહરી,
પરોણા પાંચ રાતના, કાયા ભાડુતી હમારી;
મૂકી જઈશ **અમીચંદ** કહે લો અંબા મા તારી,
ત્રિગુણ માયા મા તાહેરી.—ચોક ૪

---

## છંદ ૧૧૩ મો.

(રાહ ઉપરનો)

ધનરે અંબામા તું માહેરી, માયા ખુબ તમારી,
ધનરે અંબામા તું માહેરી;
બાજી રચી બાજીગરની બેઠે આપ મદારી,
દંમકો ઓહંમ શબ્દનો, પડી માયા અંધારી,
ધનરે અંબામા તું માહેરી.—ચોક ૧

ઇચ્છા શક્તિ પ્રગટ થયા, બ્રહ્મા રૂદ્ર મોરારી,
પાંચ તત્વ ત્રણ ગુણથી, રચી રચના સારી,
ધનરે અંબામા તું માહેરી.—ચોક ૨

જુગતી કરીરે જુગતની ઝાડ અરાક ભારી,
વનસ્પતિ ખીલી રહી, ફળ ફૂલ હજારી,
ધનરે અંબામા તું માહેરી.—ચોક ૩

ખોટો રૂપિઓ બાજીગરનો, તેવી માયા મા તારી,
તુંહી તુંહી વાલી **અમીચંદ** કહે મા લેજો ઉગારી,
ધનરે અંબામા તું માહેરી.—ચોક ૪

---

## છંદ ૧૧૪ મો.

[ગુણીજન ગાજોરે અસતની વાત તજો—એ રાહ.]

સમજ મન મારારે, અસતની વાત તજો,
કામ ક્રોધ છોડીરે, અંબાનું નામ ભજો;
લોભ મોહ મદ માયા મંમતા મીથ્થા મન મસ્તાને,
ચિત ચેતવણી કરી સમરલે, ધરજો અંબાનું ધ્યાને;
આદ્ય શકિતથીરે તમો સત્વ ગુણ રજો,
સમજ મન મારારે.—ચોક ૧

ઓમકારથી ઇચ્છા શક્તિ બ્રહ્મા રૂદ્ર મોરારી,
ત્રિગુણ માયા સઘળે ફેલાઇ,

કીધા પુરૂષને નારી, જ્ઞાનની વાતોરે, હૃદયેમાં પ્રગટ હજો,
સમજ મન મારારે.—ચોક ૨

મારૂં તારૂં મીથ્યા સગળું મીથ્યા સઉ સંસારે,
માત પિતા નહિ આવે સંગે કોઈ,
મીથ્યા કુટુંબ પરીવારે,
માયા ધન દોલતરે, મીથ્યા સઉ છોડી જજો,
સમજ મન મારારે.—ચોક ૩

સાચું નામ અંબાનું સમરો શિવલાલ કે' મૂળચંદ,
રંગીલદાસ કહે અંગ ઉમંગથી, બોલે માજીના છંદ,
**અમીચંદ** કે'છેરે માજી મારી મદત હજો,
સમજ મન મારારે.—ચોક ૪

---

## છંદ ૧૧૫ મો.

[રાહ ઉપરનો]

આરાસુરવાળીરે અંબા તું છે મારી,
ઉભો કર જોડીરે, કરૂં વિનંતી તારી;
મુગટછત્ર કાનોમે કુંડલ ગળે નવશેરો હારે,
કર કંકન ખળકે છે ચુડો રત્ન કરે ચમકારે;
અણુવટ વીંછવારે કમર પટો છે ભારી,
આરાસુરવાળીરે.—ચોક ૧

હડપચી પર હીરા ચમકે, સુંદર મુખ પર વાળી,
બાલ બાલ રહ્યા મોતી પોરાઇ;
શોભે નાગણ કાળી રચી ખુબ રચનારે ખીલ્યા ફૂલ હજારી,
આરાસુરવાળીરે.—ચોક ૨

જળ સ્થળ મેરૂ પ્રગટ કીધા માએ, કીધા પવનને પાણી,
શુંભ નીશુંભને રણમાં રોળ્યા દેવતાની દયા આણી;
અંબે દયાળીરે માત, મારી ખપ્પર ધારી,
આરાસુરવાળીરે,—ચોક ૩

સદા શરણમાં રાખો તમારી, હું બાળક છું તારો,
શિવલાલ કહે રંગીલદાસ ને મા પાર ઉતારો;
**અમીચંદ** જોડીરે, છંદ બોલે લલકારી,
આરાસુરવાળીરે.—ચોક ૪

---

## છંદ ૧૧૯ મો.

[રાહ ઉપરનો]

ગુણીજન ગાજોરે, સદા ગુણ અંબા તણા,
ભૂલી નવ જાશોરે, એના ગુણ છેરે ઘણા;
ઓહંમ શબ્દ એક થયો કે ઉભા ઈચ્છા શકિત આપે,
ત્રિગુણ માયા રચી રચના પળમેં સૃષ્ટિ સ્થાપે;
એવી મારી માજીરે, શોભાની નહિ મણા,
ગુણીં જન ગાજોરે.—ચોક ૧

સૃષ્ટિ સારૂ શું શું કીધું કહેતા આવે નહિ પાર,
આગળ રહીને કામ બનાવ્યા, વળી ન્યારા ને ન્યારા;
નિરંજન કે લાવેરે રચી ખુબ કરી રચના,
ગુણીજન ગાજોરે.—ચોક ૨

પ્રથમ ચરીત્ર ચંડીપાઠમેં, ધર્યું વિષ્ણુંએ ધ્યાને,
કરી વિનંતી વિષ્ણું બોલે, મધુકૈટ દમે મસ્તાને;
પાંચ હજારરે વરસ જુદ્ધ કરે ઘણા,
ગુણીજન ગાજોરે.—ચોક ૩

આદ્ય શક્તિ અલબેલી અંબા, કર્યા મોહિત મસ્તાને,
વિષ્ણું જઈને ઉભા રણમાં, લીધા દૈત્યના પ્રાણે;
એવાં કામ કીધાંરે અસંખ્ય માએ દૈતને હણ્યા,
ગુણીજન ગાજોરે.—ચોક ૪

અરે મુરખ મન તું ના ભૂલીશ, ભૂલતો નહિ લગારે,
આદ્ય શકિતનું સ્મરણ કરજો ઉતરશો ભવપારે;
હરનીશ કરે છેરે, **અમીચંદ** તારી રટણા,
ગુણીજન ગાજોરે.—ચોક ૫

---

## છંદ ૧૧૭ મો.

[રાહ નવી—ભજન રૂપી]

કોણ ઉતારે પાર જનુની બીના કોણ ઉતારે પાર,
મને તારો આધાર જનુની બીના કોણ ઉતારે પાર,
મન માયામાં મોહી રહ્યો તો ગુરુ મીલા મને સાર,

જ્ઞાન આપી મને ગુણી કીધો મા, આવ્યો તમારે દ્વાર;
જનુની બીના કોણ ઉતારે પાર.—ચોક ૧

પૂર્વ જન્મને પુણ્યે કરીને, ગુરુ મીલા મને સાર,
ભીત્તર જેનું ભીંજું નથી તો, કયાંથી મીલે ગુરુ દ્વાર,
જનુની બીના કોણ ઉતારે પાર.—ચોક ૨

અલધો આઈ, ગાંધી બન બેઠે, ચેલા મુંડી દો ચાર,
જ્ઞાન વીના ગુરુ જે નર થાએ, જાએ નર્ક દ્વાર,
જનુની બીના કોણ ઉતારે પાર.—ચોક ૩

પ્રેમે પ્યાલા દીધા ગુરુએ, પીધા ઉતરવા પાર,
**અમીચંદ** કહે સર્વ ભકતને, માજી તારો આધાર,
જનુની બીના કોણ ઉતારે પાર.—ચોક ૪

---

## છંદ ૧૧૮ મો.

[રાહ ઉપરનો]

કહું છું વારંવાર, સમજ મન કહું છું વારંવાર,
જાઓને માજી દુવાર સમજ મન કહું છું વારંવાર,
કપટી પાખંડી કળજુગમાંરે, સમજાવશેરે અપાર,
તે માટે હું તમને સમજાવું, કરજો ઘણોરે વિચાર,
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૧

સ્વગુરુની સંગતી મ્હેલાવા આવશે ઘણા ગુમાર,
પોતાનો મત ખેંચીને કહેશે, નિરંજન ગુરુ કરો સાર,
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૨

સમજ વીના જે બડ બડ કરે તે પોતે તો છે શાકાર,
નિરંજનને રૂપ નથી ભાઈ, એ તો છે નીરાકાર;
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૩

મોઢે કહેવું સહેલું નિરંજન ગુપ્ત છે એનો દુવાર,
આતમ ખોજી ખટ ચક્ર સાંધો, સમજો તત્વ વિચાર;
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૪

ગુરુ હમારા ગુણવંત મળીઆ, બતલાવ્યા માજી દુવાર,
ભેદ અભેદનો પડદો ખોલીને છંદમા મૂકયો સાર;
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૫

સાંભળી છંદ જ્યારે જ્ઞાન થયું, ત્યારે કરવો મન વિચાર,
જ્ઞાન થયું ત્યારે ગુરુ કહેવાયા, નુગરા ના માને આભાર,
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૬

શિવલાલ કહે જો જ્ઞાન કથો તો જાઓ ગુરુ કેરે દુવાર,
અણસમજે જો નિંદા કરશો તો ભકતનો ખાશો માર;
સમજ મન કહું છું વારંવાર.—ચોક ૭

---

## છંદ ૧૧૯ મો.

[રાહ ઉપરનો]

કથની છોડો આંહી, મેરે ભાઇ કથની છોડોને આંહી ॥
સમજનારા સમજીને જાશે ભજશે તે અંબામાઈ ॥
મેરે ભાઈ. ॥—ચોક ૧

અજ્ઞાનતામાં મારૂ ને તારૂં, જ્ઞાને દેખે ના કાંઇ ॥

પારકું સુધારતાં પોતાનું બગડે એવી કેણી જુગ માંહી ॥
મેરે ભાઈ ॥—ચોક ૨

શૂરવીર થઇને સુરતાને સાંધો, સમજી બેસોને સમાઈ ॥
સમો ગયો ફરી આવો ન દેખો, પછી રહેશો પસ્તાઇ ॥
મેરે ભાઈ ॥—ચોક ૩

વરસે દહાડે આસો મહીનામાં, મગન રહીએ છંદ ગાઈ ॥
સમજનારા સમજીને બેસે, મુરખ કરે ચતુરાઇ ॥
મેરે ભાઈ ॥—ચોક ૪

ભાવિ ભક્ત તો છંદમાં પરસન, બેસે ચિત્ત લગાઇ ॥
**અમીચંદ** કહે આશા પુરશો, એવી ઈચ્છા મનમાંહી ॥
મેરે ભાઇ કથની છોડોને આંહી ॥—ચોક ૫

---

## છંદ ૧૨૦ મો.

[કનૈયા નંદકા લાલા, બજા ગયે બંસરીવાલા—એ રાહ.]

મૈયા વંદુ હું વારંવાર, સદા મને છે તારો આધાર,
અંબા તેરા કોઇ ન પાવે પાર, પલકમાં ખલક કરી તૈયાર.

### દોહરો.

અકળ સકળ ઘટમાં રહો એક અખંડ તું આપ,
અઘટીત કોટી ઈંદ્રિમાં માજી તણો પ્રતાપ;
એવા તમે છોજી દીનદયાળ સેવક જાણી મા કરો પ્રતીપાળ,
મૈયા વંદુ.—ચોક ૧

### દોહરો.

અસંખ્ય ધન ભેળુ કરે, અહોનિશ અથડાય,
પાપે પઇસો મેળવે, નહિ ખરચે નહિ ખવાય;
મૈયા વંદુ હું વારંવાર.—ચોક ૨

કરપીધન કોઇથી નહિ ખવાય, લૂટે ચોર પલમેં પ્રલય થાય.

### દોહરો.

જગમાં જાણે સર્વ કો જુઠો જે સંસાર,
કેહુ છે તેમ કરતો નથી, તો કેમ ઉતરશે પાર;
મૈયા વંદુ હું વારંવાર.—ચોક ૩

આપો જગમાં જશ અપાર કઠણ ભવસાગર સંસાર.

### દોહરો.

જગ પાલણ તું ઇશ્વરી હરદમ કરૂ પ્રણામ,
વિનય કરીને વિનવે, **અમીચંદ** કરે સલામ;
મૈયા વંદુ હું વારંવાર.—ચોક ૪

---

## છંદ ૧૨૧ મો.

(સાખી)

જય જય સૌ બોલો આજ છે આનંદની હેલી,
વરત્યો જય જયકાર, ભગત મંડળી થઇ ભેળી;
અતી આનંદ ઉલ્લાસ, દાસની તું છે બેલી,
સંકટ સમે સમરતાં આવી ઉભી રહે વ્હેલી;

કરી રક્ષણુ સ્હાય કરે ભગત શીર ગાજે વ્હેલી,
સેવક ત્હારો **અમીચંદ** સલામ કરે મા પ્હેલી;

## ઢોસો.

સેવકને રાખો શરણાંગત, પડે સંકટે આવો મા ઝટ,
**અમીચંદ** કહે તારો ભગત, કરો દૂર વિઘ્ન હર વખત;
અંબા મા તું મારી માજી ॥ ભગત પર સદા રહો,
રાજીજી.

---

## છંદ ૧૨૨ મો.

(સાખી)

આનંદ ભર્યો હૈયડા વીશે થયા માજીના દર્શનજી,
ધન ભાગ્ય દિન આજનો, થાય માજીનું સ્મરણજી;
સ્મરણ કરે વિઘ્ન હરે, નિર્મળ થાયે મનજી,
સદા સબુદ્ધિ આપજો, કહે સેવક **અમીચંદજી.**

## ઢોસો.

જ્ઞાનમાં સદા રાખો ભરપૂર,
જ્ઞાનથી મુખપર રહે મા નૂર;
કટે પાપ જાય જનમકા દૂર,
આવ્યા વીઘન કરો ચૂર ચૂર;
સેવક શરણાંગત ઉભો હજુર,
**અમીચંદ** કહે લીલા ભરપૂર;
અંબામા લાગું તારે ચરણ,
સેવક મા આવ્યા તારે શરણ, મારી મા.

## છંદ ૧૨૩ મો.

[મહાકાળી કરે કલ્યાણ----એ રાહ.]

શહેર સુરત ઘીઆફળીઆમાં છે મહા કાળી ॥
મારી માજી આવે સહુ ભકિત કરવાજી ॥
ભાવ કરી ધ્યાન ધરી રહે, સૌ ભવજળ તરવાજી ॥
માની છબી નીરખી, આનંદ અંગમાં થાએ ॥
સજ્યા શણગાર શોભે સુંદર અંગેજી ॥
નખશીખ નીરખી છબી ભક્તને અતી ઉમંગેજી ॥
ભાંગી દુઃખીઆરાનું દુઃખ સુખ કરે સ્હેજે ॥
સ્હાય કરે બાજે મુખ વેણા ઉમંગેજી ॥
વદ ચાદસે છંદ ગાવા ખૂબ ઝામ્યો રંગેજી ॥

### ગઝલ.

અંગ ઉમંગ સંગે રહીને માજીનું ધરવા ધ્યાને મારીમા ॥
ઇંદિરપરાના ભકત મંડળમાં ત્રણ પહેલા આગેવાને ॥

### ફેકતા.

મંછારામને ચુનીલાલ કરે વિચારે ॥
સાથે કેશવરામ પણ હતા માજીને દુવારે ॥
ભાવે છંદ ગાઈ કહે શકિતને આધારે ॥
હળીમળી બેઠા સૌ પાપ ઓસરવાજી ॥
ભાવ કરી ધ્યાન ધરી રહો ॥---ચોક ૧

માજી પુરો સહુની આશ, તમે મંમાયા ॥
તમે બુદ્ધિ રૂપે ઘટઘટમા વ્યાપેજી ॥
દયા કરી મા દાસ જાણી, સબુદ્ધિ આપેજી ॥
કંઈ અજ્ઞાની જીવ હિંસા કરે અપારે ॥
જેના દીલમાં દયા નહિ બાંધે પાપેજી ॥
નીચ કર્મ કરે નીચ કહેવાયે થાએ સંતાપેજી ॥

## ગઝલ.

સસંગતના ફળ છે સારાં ભકિતનું મન થાએ ॥ મારીમા ॥
રમત ગમ્મત મુકી દઇને, માજીના ગુણ ગાએ ॥

## ફેકતા.

હર ચૌદસે માની ભકિત કરીને ગુણ ગાએ ॥
માના ગુણ ગાએથી પરસન થાએ મંમાએ ॥
સુબુદ્ધિ આપે કરે ભક્તને મા સ્હાએ ॥
હતા હલકી વર્ણ સહુ લાગ્યા સુધારવાજી ॥
ભાવધરી ધ્યાન ધરી ॥—ચોક ૨

ઘણા ઘાંચી ખતરી વેપારી ધર્મ પસાએ ॥
થયા શ્રીમંત દયા મન દીલમાં લાવીજી ॥
ન્યાત મળીને સંપ કરી રહ્યા જીવ બચાવીજી ॥
આવા સમજુ પુરૂષ તો દયા લાવી દે દાને ॥
જુઓ ઉંચની બુદ્ધિ નીચમાં આવી જી ॥
પઈસે મલો પરીવાર વધે સમાગેં સાવીજી ॥

## ગઝલ.

ઇંદિરપરાના ભક્ત મંડળમાં, આગેવાન વિવેકી ॥ મારી મા ॥
સંપ કરી સહુ, ભાવથી આવે, દર્શનના છે ટેકી ॥

## ફેકતા.

એવા પ્રેમ ઉલટથી માને લાડ લડાવે ॥
એક દોરો કરી સોનાનો માને ચઢાવે ॥
કંઈ વ્યસનીને સમજાવી વ્યસન છોડાવે ॥
એવા ડાહ્યા પુરૂષને એ કામ કરવાજી ॥
ભાવ ધરી ધ્યાન ધરી રહે ॥—ચોક ૩

માજી બુદ્ધિ રૂપે આવી સબુદ્ધિ આપે ॥
કંઈ સ્વાર્થ સારૂ હિંસા કરતાજી ॥
રૂઢી મારગમાં ફસાઇ પાપ કરતાં ના ડરતાજી ॥
કંઇ અજ્ઞાની જીવ અણસમજુ કામ કરતા ॥
કરે તેવું ભોગવે આચરતાજી ॥
હિંમત રાખી પુન્યની પાળ બાંધે ભવજળ તરતાજી ॥

## ગઝલ.

સર્વ દેવીનું એક સ્વરૂપ છે, શક્તિ રૂપે મંમાયા ॥ મારી મા ॥
શકિત વડે જીવ સર્વ રહ્યા છે શકિત વગર પડે કાયા ॥

## ફેકતા.

તમે નિર્મળ બુદ્ધિ કરી કરો સુધારો ॥
કહે સહુ પ્રાણી માત્રને આસરો છે તમારો, ॥
હર ચૌદસે છંદ ગાએ સંપ રાખે સારો ॥
**અમીચંદ** પાપ કરતાં દરતાજી ॥ ભાવ કરી ધ્યાન
ધરી રહે ॥—ચોક ૪

## માજી આગળ બાળકની સ્તુતી, છંદ ૧૨૪ મો.

[રાહ ખડી]

મુસાફર પર મહેર કરી, પરદેશી પ્રાણી પર દયા કરો ॥
અમે બાળક અજાણ જગતના, સમરતાં સંગ રહ્યા કરો ॥
બાળપણે સમરૂ મા શારદા, જીભ્હાએ રહી રહો પરસન ॥
જ્ઞાન ધ્યાનમાં ચિત્ત સદા રહે, ભણવા ઉપર ચોટે મન ॥
ભણતી વખત ભૂલ પડે નહિ, કંઠ રહી કરજો રક્ષણ ॥
માત પીતા પર સદા પ્રેમ રહે ઉઠી સવારે કરૂં વંદન ॥
નીમ નીતિનું ભાન પડે, સહાય કરી મા સંભાળ લયા કરો ॥
અમે બાળક અજાણ ॥—ચોક ૧

વેપાર સમો છે જુવાની અંદર મહાલક્ષ્મી મા કરજો સ્હાય ॥
અખંડ ભંડાર ભર્યા રાખજો મહાલક્ષ્મી મા તું કહેવાય ॥
પુત્ર પરિવાર સંસારી સુખ જગતના એ કાર્ય કહેવાય ॥
સાહ્ય કરજો સદા ઇષ્ટદેવ આદ્ય અંબા મારી તું કહેવાય ॥
સંકટ સમે સમરતાં આવી બરદાસ હમારી લયા કરો ॥
અમે બાળક અજાણ ॥—ચોક ૨

અમ પરદેશી પંથી મુસાફર ભ્રમણાથી ભટકું જહીં તહીં ॥
જંગલમાં રહું વસ્તીમાં રહું, ભરદરીયે આગબોટને મહીં ॥
ઉપર આભ ને નીચે પાણી, તારા વિના કોઇ મારૂં નહિ,
અરજ સાંભળી પાર ઉતારો, પુત્ર અરજ કરે જહીં તહીં,

અનેક સંકટ આવે હીર પર, સ્હાય કરી સુખ દયા કરો ॥
અમે બાળક અજાણુ ॥ ૩

અમે તમારા તમે હમારા, પીંડ બ્રહ્માંડના માલીક તમ ॥
તમથી અમે કંઇ જુદા નથી, પણ ભ્રમણામાં ભરમાયા અમ ॥
સુખ દુઃખ સંસાર ઉપાધી સદા શરણુ રાખો હરદમ ॥
ભવ દુઃખ ભાગી કરો અનુરાગી, સદા આનંદમાં રહેતા હમ ॥
**અમીચંદ** કહે આત્મ સ્વરૂપ, મૂળ વસ્તુ પ્રાપ્ત મને થયા કરો ॥
અમે બાળક અજાણુ ॥—ચોક ૪

---

## છંદ ૧૨૫ મો.

ધીરા રહીને ધ્યાન ધરો સૌ, માલિકની રાખી દરકાર ॥
સરળ પંથ જોઈ સીધા ચાલો, કામ ક્રોધ છોડી અહંકાર ॥
ભકતના છંદ ભક્ત ગાએ, વિવાદી કહેવાયે નહિ ॥
અમતમ ગાઇએ એક નામના, તેમાં કંઈ અન્યાએ નહિ ॥
ગુરુ ભાઈ મારા સમજી બોલું, શત્રુવટ કદી થાએ નહિ ॥
જ્ઞાનિને સહુ સમાન દ્રષ્ટિ, કોઇનું બુરૂ ચ્હાય નહિ ॥
હાથે જોડી હલકાટ બતાવે, વગ જોએ શાસ્ત્રનો સાર ॥
સરળ પંથ જોઈ સીધા ચાલો ॥—ચોક ૧

એક ઓળખી એકને પકડી, સદા આનંદમાં રહ્યા કરો ॥
ગમ ખાઇ ગુસ્સો મારી બેસવું, ધીરજના ફળ લયા કરો ॥
તમે ગુણીજન ગુણસાગર છો ગુસ્સામા કેમ રહ્યા કરો ॥

ભલી બુરી ન માનું મનમાં, કહેવું હોય તે કહ્યા કરો ॥
આજ આનંદ મારા મનમાં વધ્યો, માજી નામનો ઉઠયો તાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો ॥—ચોક ૨

બોલો છંદ તમે ભાવે કરીને શ્રવણ કરી સૌ સાંભળે છંદ ॥
નિર્મળ વાણી માજી નામની, બોલે સર્વ છોડીને ફંદ ॥
ગાઓ નહિ તો ગાવા દો હુમને, સાફ દીલ રાખી તન મન ॥
શ્રોતાજન શ્રવણ કરે સઉ, ભકત બોલે તે સાંભળે છંદ ॥
એક પંથના સર્વે મુસાફર ભૂલ્યા માર્ગ શોધે સંસાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો ॥—ચોક ૩

અમ તમ બધા એક દેશના, આવ્યા મુસાફરી કરવાને ॥
કર્મ સંજોગે ઉંચ નીચ બન્યા, ભક્તિ કરે સઉ તરવાને ॥
માજી નામનું ધ્યાન ધરી સઉ, આવ્યા ભવ જળ તરવાને ॥
અરજ કરી માને સલામ કરી કહું, જન્મ મરણ દુઃખ હરવાને ॥
**અમીચંદ** કહે ચાલો સંપથી, અંબા ઉતારે બેડો પાર ॥
સરળ પંથ જોઇ સીધા ચાલો ॥—ચોક ૪



## છંદ ૧૨૬ મો.

સત્‌ગુરુ શબ્દમે શીર ચઢાવી, ચેતી ચિત્ત થર કર લીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી, માજી નામ સમર લીઆ ॥
જન્મ લાયા કછુ ન લાયા અજાણુ દેશ પીછાન લીઆ ॥
ઓરતીઆ અથડાઇ જાય છે, સતગુરુકા આસાન લીઆ ॥
સ્વચ્છ રહી શ્વાસોશ્વાસ સાધી, માજી નામકા ધ્યાન લીઆ ॥
ધન મળેથી ધર્મ કરવું, દયા રાખના માન લીઆ ॥
દયા દીલથી દૂર ના રાખું ભીત્તર ખજાના ભર લીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી ॥—ચોક ૧

સાત પાંચકું છોડ દીઆ મેં માજી નામતો જપ લીઆ ॥
એક નામ અખંડ આરાધી માજી નામકા તપ લીઆ ॥
અજર અમર પ્યાલા દીઆ ગુરુને, ગુણીજનને ગુણ જડપ લીઆ
અચપાકા ઘર ધ્યાન ધુનમે ધુન ધુનકારમે ચડપ લીઆ ॥
અગમ અગોચર અઘોર માયા, લક્ષ લગામમેં પકડ લીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી ॥—ચોક ૨

પ્રેમ પલાણુ પ્રેમેથી લીધુ, જ્ઞાન ઘોડા શણગાર લીઆ ॥
ઢાલ ધીરજની બાંધી બેઠો છંદમા સાર અપાર લીઆ ॥
સાધન સાધી કીયા પાળી, છંદ મંત્ર વિચાર લીઆ ॥
સતની શમશેર હાથ લીધી, કામ ક્રોધ શત્રુકુ માર લીઆ ॥
બાનુ બરજી એક ઇશ્વરી, અખંડ નામ ભિત્તર લીઆ ॥
કથની છોડી કુમતિ સુધારી ॥—ચોક ૩

નાભી કમળથી ચાલી સુરતા, શ્વાસોશ્વાસ ધ્યાન ધર લીઆ ॥
ચઢી ખુમારી અખંડ અંગમાં, માની સચરાચર લીઆ ॥
રોમ રોમ રણકાર ઉઠ્યા, જેને ગુરુ વચન શીર પર લીઆ ॥
મળી જોતમાં જોત સમાઈ, ભવજળ પાર ઉતર લીઆ ॥
**અમીચંદ** કહે સદા આનંદમાં માજી નામ ફરફર લીઆ ॥
કથન છોડી કુમતિ સુધારી ॥—ચોક ૪

---

## છંદ ૧૨૭ મો.

ખમા ખમા મ્હારી મંમાયાને, ગહુન ગતી તારી ન્યારી,
હજી તમે શણગાર સજો નાંખી માયા જાળ ભ્રમણા ભારી;
આદ્ય અંતનો ઉપાય જાણવા કોઈ સમર્થ નહિ તુજ વિના,
કોઇ જ્ઞાનીએ ગણત્રી કરીને, લખી જણાવી સેજ બીના;
સત્યયુગ, તેતા, દ્વાપર, કલિયુગ ચાર યુગના વરસ ગિના,
લાખ તેંતાલીશ ઉપર હજાર વીસ, શક પડે તો ગિન લિના;
મઘવા કરે ચૌદ ચોકડીનું રાજ, એવા ઇંદ્ર થાશે અધિકારી,
હજી તમે શણગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી.
ચોક ૧

ચૌદ ઇંદ્ર એમ જોતાં વહી જાએ, ત્યારે બ્રહ્માનો દિન ગણાય,
ત્રીસ દિન એવા જાએ બ્રહ્માના, ત્યારે તેનો એક માસ મનાય;
બાર માસ જ્યારે જાય બ્રહ્માના, ત્યારે તેનું તો વરસ કહેવાય,
સો વરસ જ્યારે જાય બ્રહ્માનાં, ત્યારે આદ્યશક્તિની એક પળથાય

સાઠ પલ એવી જશે માતાની, એક ઘડી લો વિચારી
હજી તમે શણગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી.—ચોક ૨

સાઠ ઘડી એવી જશે માતાની ત્યારે તેનો એક થાશે દિન,
ત્રીસ દિનનો એક માસ થાય બાર માસે વરસ લો ગિન;
કોટી વરસ શણગાર સજે, સેશ શંકર ગયે માયામાં લીન,
પહેરી પોશાક પાછી ફરે, ત્રણ લોક તણો લય થાએ તે દીન;
તાહારી ગતી છે સૌથી ન્યારી અરજ સુણો ખપ્પર ધારી,
હજી તમે શણગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી.—ચોક ૩

કાળિકાળમાં કીરપા કરી, મહાકાળી મા કલ્યાણ કરો,
સેવક જનને સ્હાય કરી દુઃખ વેળા આવી હાથ શીરે ધરો;
મ્હારે આશરો અંબા આપનો શ્વાસે શ્વાસ જાપ જપું ખરો;
જપ તપ તારૂ નામ સમરતાં ઝટ આવી તમે દુઃખ હરો,
**અમીચંદ** કહે અંતર નથી મા, હું તારો તું છે મારી;
હજી તમે શણગાર સજો, નાંખી માયા જાળ ભ્રમણા ભારી.—ચોક ૪

---

## છંદ ૧૨૮ મો.

પ્રણામ કરી સતગુરુ કહું તમને ચંદ્ર જોગણીનું કયું આશ્રમ,
કીરપા કરી ભેદ ભાંગો અમારો સ્થાવર રહે કે ફરે જંગમ;
જોગ જુક્તિથી સાધન સાધી કીયા પાળી બેઠો સ્થિર,
પ્રેમરસ પ્યાલા પીધા ગુરુના શુદ્ધ થયું મા મારૂં શરીર;

લહેર ચડી મા માજી નામની જ્ઞાને કરો મને ગુણ ગંભીર,
પડવો નોમ રહે પૂર્વ દિશાએ માતા જોગણી સ્થાવર સ્થીર,
સ્થિર રહે પણ દ્રષ્ટિ ફરે છે તે વાતનો હું ભાંગુ ભરમ;
કીરપા કરી ભેદ ભાંગો અમારો.—ચોક ૧

પ્રથમ જુએ અસ્માન જોગણી પંદર ઘડી તે ઉપર કાળ,
દશ ઘડી જુએ દ્રષ્ટિ નીચે તે દ્રષ્ટિ જઈ પડે પાતાળ;
દશ ઘડી જુએ ડાબી પાસે દક્ષિણ દિશા તે જાણવી કાળ,
દશ ઘડી જુએ જમણી પાસે ત્યાં તેના થાય બૂરા હેવાલ;
પંદર ઘડી સન્મુખ જુએ તે સામું નહિ કરવું આશ્રમ,
કીરપા કરી ભેદ ભાંગો અમારો.—ચોક ૨

થર મન થીર રાખી સાંભળો ચંદ્રમાનો કહુ છું વિસ્તાર,
પૂર્વ દિશાએ ઘર ચંદ્રનું મેષ રાશીનું છે નિરધાર;
એ ચંદ્ર રહે સવા બે દહાડા તેમાં ફરે છે આઠે દ્વાર,
સતર ઘડી રહે પૂર્વ દિશાએ અગ્નિ ખુણે પંદર નિરધાર;
એકવીશ ઘડી રહે દક્ષિણ દિશાએ નૈઋત્ય ખુણે સોળ ઘડી આશ્રમ
કીરપા કરી ભેદ ભાંગો અમારો.—ચોક ૩

પશ્ચિમ દિશા રહે અઢાર ઘડી ઓગણીસ વાયવ્ય ખુણે રહે સહી,
ઉત્તર દિશા રહે પંદર ઘડી ઇસાન ખુણે ચૌદ ઘડી ગઈ;
મેષરાશી ફરી આઠે ખૂણે એકસો પાંત્રીસ ઘડી થઈ,
જે ખુણે ઘડી ભોગવે ચંદ્રમા તે વખત તે જાણવા તહીં;

**અમીચંદ** કહે ભેદુ ભેદ લે અજાણ્યાને નહીં પડશે ગમ,
કીરપા કરી ભેદ ભાંગો અમારો.—ચોક ૪

---

## છંદ ૧૨૯ મો.

[ભૂલે ભૂલેરે ઓ મુસાફર ભૂલે—એ રાહ.]

ભૂલા નહિ ભૂલારે, ઓ જ્ઞાની નહિ ભૂલા,
ધરો સત સમશેર લઇ ઢાલ, તોડી માયા જાળ;
ભાગ્ય તેના ખુલારે, ઓ જ્ઞાની નહિ ભૂલા,
જેને મળ્યું ગુરુનું જ્ઞાન, ધરે એક ધ્યાન માયા કરે દૂર;
જુઓ જનક રાયનું જ્ઞાન, ગણે સમાન વરસે સુખ નૂરે,
એક હાથ છે સ્રીયા સ્તન, બીજો અગન ઝાળ ભરપૂરે,
ગણે હરણ શોક સમાન, પ્રેમરસ પાન કરે ચડે શૂરે.

### કડકતા.

આ પ્રેમરસ શિવશંકરાદિકે પીધો,
એ અજર રસ સુખ નારદે મન લીધો,
જુઓ પ્રેમ ગોપી મીરાંનો કારજ સીધો,
લેવા સુખદેવજીએ જ્ઞાન જનક ગુરુ કીધો,
જોઇ ધડપણું જનકે દ્વાર ઝટ ખુલારે,
ઓ જ્ઞાની નહિ ભૂલા.—ચોક ૧

નરસિંહની ભક્તિ ધડ થયા જુનાગઢ કૃષ્ણ આવે દોડી,
ભરી મોસાળું મોરારી હુંડી સ્વીકારી સાચી પ્રીત જોડી,

જેણે સેવ્યાં ગુરુના ચરણ, સદા રહે શરણ, કરમ જાય તોડી;
સુણો ભક્તમાળા કાનધરી, ગયા સૌ તરી, કર્મ બંધ તોડી.

## ફેકતા.

જઈ ગુરુ શરણ શીર નમી, ગુરુ જ્ઞાન લેવું,
ગુરુ વચન ચડાવી શીર, શરણમાં રહેવું;
ગુરુ વિના મળે નહિ જ્ઞાન શાસ્ત્રમાં કેહેવું,
દેવ ગુરુ ગણી સમાન, પ્રીત જોડી રહેવું;
ચિત્ત થર રાખી રહે સ્થીર, જરા નહિ ભૂલારે,
ઓ જ્ઞાની નહિ ભૂલા.—ચોક ૨

સેવે વલ્લભ ધોળા માને, ધરીને ધ્યાને ભજે બહુચરી,
હતા માજીના એ ભકત જાણે સઉ જગત આવ્યા ફરી ફરી;
ગયા શિવજીને મંદિરે ઉભા થઈ થીરે, માનું ધ્યાન ધરી,
નહિ ચુડો નાકમાં વાળી, માએ નથી ઘાલી નમું કેમ કરી.

## ફેકતા.

મારી માજી વિના નહિ નમું દર્શન જ્યારે થાશે,
એમ કરી ઉભા દિન રાત કરી અપવાસે,
થઈ પરસન્ન શિવજી પુરે ભકતની આશે,
પહેરી નથ નાકમે ખુશી કર્યા ત્યાં દાસે;
નમે નીચો વળી વલભ ભક્ત કુલકુલારે,
ઓ જ્ઞાની નહિ ભૂલા.—ચોક ૩

કેવી રાખી ભકતની લાજ, કરે મા કાજ જુઓ ચંડી પાઠે,
માર્કંડ ઋષિની વાણી શકિત વખાણી, સુરથ વઇશ્ય સાથે;
આપી રાજ કર્યાં માએ કાજે ઝાલીને હાથે,
રાખી શરણુ મટાવે આવાગમન હાથ મૂકે માથે.

## કુંડળીયા.

જેને શિર ગુરુદેવ હરદમ, શિરપર ગાજે,
તોડી માયા જાળ ઘટ ભીતર માજી બીરાજે;
ત્રીવેણી સંગમ નાહી એસે ઘંટ બાજે,
કરો ભકિત ભક્ત સૌ રાખે ઇષ્ટ દેવ લાજે;
**અમીચંદ** કહે માજી નામ જરા નહિ ભૂલારે;
ઓ જ્ઞાની નહિ ભૂલા.—ચોક ૪

---

## છંદ ૧૩૦ મો.

(પ્રથમ નમું ગણપતિ—એ રાહ.)

અદલ આવી દોરી તૂટી પ્રેમકી, ઉડે ચલેરે પતંગ,
હુવા ખેલ પુરા ફટક ગયે રંગ;
મહા માયાની કયા કહું ચતુરાઈ કુદરતકા મંડાણુ,
રાખે નવ માસમાં ગર્ભ સ્થાન;
ત્રણસો સાઠ કામડીનું પીંજરૂ પાંચ રંગ પીછાન,
બોત્તર કોટડી કે ઘરધાન;

હાડ માંસથી બન્યું પુતળું મજબુત હો ગએ અંગ,
હુવા ખેલ પુરા.—ચોક ૧

એરે નગરમાં નવ દરવાજા દસમાં છુપા રહે દ્વાર,
દેખો ત્યાં પવન વસે સરદાર;
હે ઉઘાડ હોઠ કુદરતકા ખેલ બત્રીસ હારોહાર,
અજબ ખેલ પાણીકા સુમાર;
એરે પાણીમાં મછલી તલપ રહી ખૂબ મચાવે જંગ,
હુવા ખેલ પુરા.—ચોક ૨

હુકમ્ થયો હલકારા આવ્યા મુલક થયો બેરાન,
રાજા મન થઇને પડ્યા બેભાન;
નવસે નાડી બંધ પડી ગઇ ઝટ નીકલ જાએ જાન,
થયું શહેર ખાખ બન્યું મસાણ;
આ કાયાનો નથી ભરોસો એક દિન થાએ ભંગ,
હુવા ખેલ પુરા.—ચોક ૩

એમ સમજી સત્ય ચાલો જગતમાં રાખી મનમાં ટેક,
સર્વમાં શક્તિ રૂપે એક;
ઠાકોરદાસ પચ્ચીગર અંબાના રાખી રહ્યા વિવેક,
દાગીના કરે રાખીને નેક,
**અમીચંદ** કહે અજબ માયામાં કંઇ કંઈ ઉઠે બંગ,
હુવા ખેલ પુરા.—ચોક ૪

## છંદ ૧૩૧ મો.

[પ્રથમ નમું ગણપતિ—એ રાહ]

દેશી હમારા હમને મળે તો કહીએ દીલની વાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત;
મોટા પુરૂષ ગયા માર્ગ બતાવી તે પર રાખવું ધ્યાન,
લેવું કોઇ જ્ઞાની પુરૂષનું જ્ઞાન.
ભ્રમણા મનની ભાંગી નાંખવી તૃષ્ણા ત્યાગે થાએ જાણ,
અહો નિશ ધરવું માલિકનું ધ્યાન;
રાગ થકી વીતરાગ થઇને જોવી જીવની જાત,
શોધક કોઈ મીલે હમારા ભ્રાત.—ચોક ૧

દીવે દીવા જુદા દીશે પણ અગ્નિ એક કહેવાય,
ગંગા સાગર માંહ્ય સમાય;
બ્રહ્મપદ ભેળા થઇ રહીને મૂળ મુકામે જાય,
નિર્ભય થઇ અમર પદને પાય;
સદા આનંદના ઘરમાં વસ્યો જાણી જીવની જાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત.—ચોક ૨

ભેદુ વિના ભેદ કહીએ કોઇને તો, જ્ઞાન પોતાનું જાય,
શાણા જન સમજે એ સમશ્યાય;
કુટિલ પુરૂષથી કથની કરેથી કાર્ય સિદ્ધ ન થાય,
મળેલો સાર પોતાનો જાય;

મુન રહી મમતા ન કરવી,ॱ અજ્ઞાનીથી વાત,
શોધક કોઇ મીલે હમારા ભ્રાત.—ચોક ૩

ચિંતામણી ચઢયો હાથ પોતાને ધન માટે કોણુ ધાય,
ધારેલાં મનવાંછીત ફળ ખાય;
ખાધા પછી ફરી ખાવું પડે નહિ એવું જે જન ખાય,
ગુરુની કૃપાથી સિદ્ધ થાય;
**અમીચંદ** કહે ભ્રાંતી ભાંગી ગઈ મળી જાતમાં જાત,
શોધક કોઈ મીલે હમારા ભ્રાત.—ચોક ૪

---

## છંદ ૧૩૨ મો.

[રાહ ઉપરનો]

દેખા ખેલ કુદરતા સમરતા સમજે કોઈ જ્ઞાની,
ભાંગે ભેદ ભજતા ભવાની;
એરે નગરમાં કિલ્લા પાણીકા સમજે કોઇ જ્ઞાની,
ગુણીજન બોલે અમરવાણી;
દશ દરવાજા દેખો પવનકા સુરતાથી જાણી,
કોટ અગ્નિકા એ ઓધાણી;
એરે નગરમાં રૈયત અંધી બીન ધડ મસ્તાની,
ભાંગે ભેદ ભજતા ભવાની.—ચોક ૧

નહિ શીશ નહિ ઈંદ્રી બાદશાહકુ બેઠે તખત કરે રાજ,
વજીર હાથ બીના કરે છે કાજ;
નથી નાક કાન કોટવાળને પણ સાંસળે સર્વે અવાજ,
દાદી ફરીઆદી ઉભાં સમાજ;
ભરી કચેરી બેઠે તખતપર બાદશા હે જ્ઞાની,
ભાંગે ભેદ ભજતા ભવાની.—ચોક ૨

કરી સલામ નેકીદાર બોલે નહિ હાડ બીન શ્વાસ,
કંઠ બીન બોલે પડે પ્રકાશ;
બીન ઘોડ સવાર મુલકપર ફરતા ફરે આકાશ,
પકડ સમશેર ફીરે ચોપાસ;
જરા જોખમ નહિ લાગે તનપર ચલે સમશેર જ્ઞાની,
ભાંગે ભેદ ભજતા ભવાની.—ચોક ૩

વહી લોહીકી નદી પડે નહિ છાંટા પૃથ્વી પર,
તમાસા દેખા નગર અંદર:
અંધા પોથી વાંચ રહ્યા બોલે મુંગા પઢે શાસ્ત્ર,
બે'રા સુણો રાગ નગર અંદર;
**અમીચંદ** કહે અવર વાણી કોઈ સમજી લેશે જ્ઞાની,
ભાંગે ભેદ ભજતા ભવાની.—ચોક ૪



## છંદ ૧૩૩ મો.

(મારી અરજ સુણો અંબામા બહુચરબાળી—એ રાહ)

ઓ મારા વહાલા મિત્ર હમે તમે મળ્યા એક દેશી,
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી;
મૂળ માલિક તો છે એક નામ અનેકે,
તમે ભ્રમણામાં ભોળવાઇ ભૂલી ગયા છેકે;
તમે કહી સાંભળી વાત કરો છો વિવેકે,
મૂળ ધામ પહેડીનો નથી મળ્યો કંઈ ચેકે;
ખૂલે અંતર પરદો કરણી હોએ જેની જેશી,
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી.—ચોક ૧

ઘણા પંથ નીકળ્યા તેની ઘણી ગુંચવણી,
વાણો તાણો જુદો થયું એક વસ્ત્ર લો ગણી;
તેમ માયા બ્રમ નહિ જુદા ગુરુ ચેતવણી,
કરો ભક્તિ ભાવે ભજન સારી કરો કરણી;
મારૂ તારૂ કરે દુકાનદાર હોએ દ્વેશી,
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી.—ચોક ૨

મહા માયા જાળમાં ફસાઇ પડ્યા કંઇ શૂરા,
બ્રહ્મા વિષ્ણુ ભૂલ્યા મહાદેવ સરખા પૂરા;
થયા માયા મોહોમાં જગત જીવ ચકચૂરા,
મૂર્ખ ભજે બ્રમ નહિ માયા છોડી ગયા દૂરા;

જહાં લગી અયામાં રહે જીવ માયામાં રહે પેશી,
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી.—ચોક ૩

માયા બ્રહ્મ ગણે જે એક સંશય નાખે ટાળી,
શિવ શક્તિમાં નહિ ફેર છોડો કપાળી;
મુખ મુક્તિ મુક્તિ કહી મુક્તિ માગો તે ખાલી,
કરી કરણી ખપાવો કરમ માલિક લે ઝાલી;
**અમીચંદ** કહે અંબા નામે ભીતર ગયો પેશી,
ફરી ફરી મુસાફરી કરી થાકી ગયા બેસી.—ચોક ૪

---

## છંદ ૧૩૪ મો.

[રાહ ખડી]

જરા નજર કરો બાળક ઉપર મ્હેર કરી દેજો દર્શન,
ચરણ કમળનો દાસ તમારો પુત્ર જાણીને થાઓ પ્રસન્ન;
ભૂલ અમારી ક્ષમા કરજો ક્ષણું ક્ષણું મા થાય છે ભૂલ,
જાણો જનુની જગ્તની માતા બાળેક રમતાં ઘાલે ધૂળ;
માથું ચોળાવતાં બાળક રૂએ રમતાં નહિ સમજે બીલકુલ,
એ અજ્ઞાની અમેજ મુર્ખા બાળી ન શકયા પાપના મૂળ;
કોઇ કોઈ વીરલા હશે જગ્તમાં કર્મખી બાળી કરે અર્શણુ,
ચરણ કમળનો દાસ તમારો.—ચોક ૧

તપ કરે કોઇ જપ કરે કોઈ વ્રત કરી જંગલમાં ફરે,
કોઇ ગંગાજળ તિર્થે નાચે કોઈ તાપી કોઈ સરોવરે;
કોઇ ઘર છોડે વૈરાગ્ય લાવે ભિક્ષા માગે ઘરે ઘરે,
પાપી પેટ કોઇને ન મૂકે તું અન્નપૂર્ણા પુરૂં કરે;
અમે મૂર્ખ જીવ કુલાઇ મરીએ વાવી જુવાર ને થયું કર્શણુ,
ચરણુ કમળનો દાસ તમારો.—ચોક ૨

આ જીવથી કાંઇ બન્યું નહિ ગયો ફોકટ ફેરો મારો હશે,
શુક્રીત મેં કાંઇ કર્યું નથી તો દયા તમને ક્યાંથી વશે;
અનંત ભવનો આ જીવ દુઃખી ફરતો ફરતોઅહીં આવ્યો હશે,
કિરપા કરી તમે લાવો કરૂણા તો અવતાર મારો સફળ થશે;
એક લહે મૈયા લાગી તુમારી માજી માજી મુખ લગે વર્સન,
ચરણુ કમળનો દાસ તમારો.—ચોક ૩

કરમ કઠણુ ને કાયા સુંવાળી તે તો માજી જાણો છો સર્વ,
પૈસો ખરચી પુનની પાળ બાંધું એટલું બધું કંઈ નથી દ્રવ્ય;
જે હશે તે આપ્યું તમારૂં અજ્ઞાની તો કરે ગર્વ,
એ તો સર્વ સંસારની માયા તારી ભક્તિમાં સાર સર્વ;
**અમીચંદ** કહે છંદ બનાવી તેરે દર્શન બીન રહું તર્ષણુ,
ચરણુ કમળનો દાસ તમારો.—ચોક ૪



## પંચ તત્વની કાયા બની તે વિશેનો છંદ ૧૩૫ મો.

[રાહ લંગડી]

ગુરુ ઉપદેશે જ્ઞાન થયું મને, ઈષ્ટ દેવની સાહ્ય જડી,
સત્ સમાગમ કરતાં ગુરુ કીલી, મારે હાથ ચડી;
એક અવિનાશી સર્વમાં, સચરાચરમાં આપ ધણી,
પીંડ બ્રહ્માંડમાં જુઓ તો, પાંચ તત્વથી કાયા બની;
પ્રકૃત્તિ થઈ પરિબ્રહ્મથી, તમો સત્વ રજો ગુણ લો ગણી,
આકાશ બન્યું આકાશમાં, અવકાશ રહ્યો સણસણી;
વાયુનો વેગ થયો તેમાંથી, અગ્નિ પ્રગટ થઇ પડી,
સત્ સમાગમ કરતાં ગુરુ કીલી મારે હાથ ચડી.
—ચોક ૧

જલ બિંદુ પડયું આકાશમાંથી, ઈંડ તેનો ઉત્પન્ન કરી,
માતાના તનમાં, રહે છે નવ માસ લગી ધ્યાન ધરી;
પીંડ બને છે ચોવીસ તત્વનું, સુક્ષમ કારણ માયા ખરી,
પીંડ બ્રહ્માંડને એકઠાં જાણો, ફેર નહિ એમાં જરી;
પવન પાણી પૃથ્વી ને અગ્નિ, આકાશમાં અવકાશ પડી,
સત્ સમાગમ કરતાં ગુરુ કીલી મારે હાથ ચડી.
—ચોક ૨

મહા માયાની અઘોર ગતી, આ પીંડની રચના જુઓ જરી,
તનમાં તપાસી મૂરખ મન જોને, જરી વિચાર કરી;

પાંચ તત્વ પણ પચ્ચીસ તેમાંથી એક સાથે રહ્યા ઠરી,
જુદા પાડીને જોશો તો કુદરતની કેવી કારીગરી;
સમે સમો જોઇ સ્મરણ કરવું, અજ્ઞાની કરે ઝડાઝડી,
સત્ સમાગમ કરતાં ગુરુ કીલી, મારે હાથ ચડી.
—ચોક ૩

કેવી યુક્તિથી કાયા બની છે, નથી કર્તાની એંધાણી,
કુદરત કરે છે એનો ભેદ જાણો તો, જુઓ વેદ વાણી,
પાંચ તત્વનું પ્રગટ પીંજરૂ ભેદ પચ્ચીસ લોને જાણી;
બીજા છંદમાં બતાવું આપે, બુદ્ધિ મા ગુરુ જ્ઞાની,
**અમીચંદ** કહે મા પ્રતાપે બ્રહ્મ કેફની લાગી જડી,
સત્ સમાગમ કરતાં ગુરુ કીલી, મારે હાથ ચડી.
—ચોક ૪

---

## છંદ ૧૩૬ મો.

[રાહ ખડી]

ધન બલીહારી માતા શારદા કિરપા કરી મ્હારે મોઢે ચડી,
વેદની વાણી જુકિતએ જાણી, સમો જોઇ કહું પાએ પડી;
આદ્ય ઓંકાર ઉઠયો તેમાંથી બાવન એક બન્યા તત્કાળ,
ચાર માત્ર થઇ ચાવી તેમાંથી, વિશ્વપતિ લે છે સંભાળ;
આ પીંજરૂ પંચ તત્વનું, ભેદ પચ્ચીસથી ઉપજ્યું બાળ,
હાડ માંસ નાડી ને ચામડી, પાંચમી શરીર પર ઉગે વાળ;

આ પાંચ તો પૃથ્વીનો ભાગ, કોણ કર્ત્તાએ કાયા ઘડી,
વેદની વાણી જુકિતએ જાણી.—ચોક ૧

લોહી લઘુ ને વીર્ય કહીએ, એને વરૂણ ભાગ લો જાણી,
લાળ ગળે ને સ્વેદ જે છે, એ પાંચો ભાગ છે પાણી;
હાલણ, ચલણ, ધાવણ, પસારણ, આકોશણ વાયુ લો માની,
ભુખ, તરસ, નિંદ્રા ને આળસ કાન્તિ એ તેજ કહે જ્ઞાની;
પેટ, છાતી, કંઠ ને કમ્મર, શીરનું પોલ આકાશ ખડી,
વેદની વાણી જુકિતએ જાણી.—ચોક ૨

આ કાયામાં દશ દરવાજા પાંચ ઇંદ્રિય રાજા મન,
વાયુ વીધાન દસ વસી રહ્યા મહી, જુઓ નિંદ્રામાં આવે સ્વપ્ન;
વ્યાન, ઉદાન, અપાન, સમાન, પ્રાણ નાગ, કર્મ, કર્કર દેવદત ધન,
જાગૃત, સ્વપ્ન, સુસુપ્તિ, તુરીયા, પુર્છા સમાધિ થાય કો દિન;
બુદ્ધિ, મન, અહંકાર, ચિત્ત, જુઓ આ પીંડ સાથે રહ્યા અડી,
વેદની વાણી જુક્તિએ જાણી.—ચોક ૩

આવી રીતે થઇ જીવનની કાયા મન રાજા થઈ બેઠો ઠરી,
સુખ દુઃખ સંશેથી ભોગવે, મુરખ જીવ કહે મારૂ કરી;
મૂળરૂપમાં મન મેળવો સુરતા સાધી જુઓ ધ્યાન ધરી,
બ્રહ્માંડ જોતાં પાર ન આવે, જુઓ પીંડમાં રહ્યો ફરી;
**અમીચંદ** કહે ઘટમાં ખોળ્યો ખલક પતિની ખબર પડી,
વેદની વાણી જુક્તિએ જાણી.—ચોક ૪

## છંદ ૧૩૭ મો—કવ્વાલી ૧ લી.

સમજ મન માજી નામ સારૂં, અવર સુખ નહિ મને પ્યારૂં,
જગત સંસાર સ્વપ્ના તુલ, પડે ગફલત હો જાવે ભૂલ,
સદા મેં મનને મારૂં, લાગે સંસાર સુખ ખારૂં,
સમજ મન.—ચોક ૧

ભજન મન કરલે હરદમ, સદા સુખ પાવે ખાલે ગમ,
માને અજ્ઞાન જે મારૂં, આખર તે નહિ થાશે તારૂં,
સમજ મન.—ચોક ૨

ગુરુ શરણુ જઈ રહેવું, આપે જ્ઞાન પ્રેમથી લેવું,
ગુરુનું જ્ઞાન છે ન્યારૂં, પળે પળે પ્રેમ સંભારૂં,
સમજ મન.—ચોક ૩

પ્રીતમ મારી પાસ હે પ્યારે, ખોજ ખોળ દેખે દેદારે,
અખંડ આનંદનું બારૂં, **અમીચંદ** નામ જપે તારૂં,
સમજ મન.—ચોક ૪

---

## છંદ ૧૩૮ મો—કવ્વાલી ૨ જી.

ગુણી ગુરુ જ્ઞાનથી બુજે, પાપી પડે નરકે નહિ સુજે,
આપે ગુરુ બોધ ન માને, પડે જઇ કૂપ તે તાણે,
ખોટું ખરૂં કરીને ઝુઝે, સતી અસત્યથી ધ્રુજે,
ગુણી ગુરુ જ્ઞાનથી બુજે.—ચોક ૧

પાપી કૌરવ દુર્યોધન, રમી દુત પાંડવ કાઢ્યા વન,
કરી રાજ મુલકોને દુજે, કાઢ્યા વન પાંડવ શત્રુ જે,
ગુણી ગુરુ જ્ઞાનથી બુજે.—ચોક ૨

સતી સંગ પાંડવ ચાલ્યા વન, વેઠે દુઃખ સત્યને કારણ,
સતી દુઃખ વેઠે લખ્યું જે, આખર સુખ અંતે કહું તુજે,
ગુણી ગુરુ જ્ઞાનથી બુજે.—ચોક ૩

પાપી નહિ સમજ્યો દુર્યોધન, કાઢયું એણે કુળનું નીકંદન,
સાણા જન સમજો કહું તુજે, **અમીચંદ** કહે અંબા મુજે,
ગુણી ગુરુ જ્ઞાનથી બુજે.—ચોક ૪

---

## છંદ ૧૩૯ મો—કવ્વાલી ૩ જી.

નિરંજન તુંહી મંમાયા, પલકમેં ખલક બનાયા,
પશુ પુરૂષ કરી નારી, ખીલ્યા ફળફૂલ હજારી,
પાંચ તત્વની કાયા, સર્વમાં છે તારી છાયા,
નિરંજન તુંહી મંમાયા.—ચોક ૧

નીર્ગુણ સ્વગુણથી મંડાણ, પડે કોઈ વીરલાને ભાન,
તરે છે છોડે જે માયા, ચલા જીવ છોડ ચલે કાયા,
નિરંજન તુંહી મંમાયા.—ચોક ૨

છે સઘળે તારો વાસ, રહે જેમ પુષ્પ અંદર વાસ,
વસો તમે ઘટ ઘટ મંમાયા, તેરા કોઈ પાર નહિ પાયા,
નિરંજન તુંહી મંમાયા.—ચોક ૩

મારે એક તુંહી તુંહી વાલી, સદા કરો મા રખેવાળી,
**અમીચંદને** ગાયા, થયા પ્રસન્ન મંમાયા,
નિરંજન તુંહી મંમાયા.—ચોક ૪

---

## છંદ ૧૪૦ મો—કવ્વાલી ૪ થી.

કર્તાને કોઈ ન જાણે, જાણે તે મત ન તાણે,
ગુરુ ગમ ઘટમાં લાગે, પલકમાં ભ્રમણા ભાંગે,
સમાવે સંશય થાય જ્ઞાને, ઠરી બેઠા તે ઠેકાણે,
ર્કાતને કોઈ ન જાણે.—ચોક ૧

સંશયની જુઓની ખુબી, ગયું જગત સૌ ડુબી,
સમાવી સંશય જે જાણે, જગતમાં થાએ વખાણે,
કર્તાને કોઈ ન જાણે.—ચોક ૨

લોભને સંશયે સમાયા, મુની મા મોટા કે'વાયા,
વધારી આયુષ્ય એ જાણે, ફેરા ખાએ કાળ તે તાણે,
કર્તાને કોઈ ન જાણે.—ચોક ૩

સમાવી સંશય હરિશ્ચંદ્ર, ભર્યું પાણી નીચ ભૂવન,
મળે જો ગુરુનું જ્ઞાને, **અમીચંદ** કહે પડે ભાને,
કર્તાને કોઈ ન જાણે.—ચોક ૪

# માતાજીના ગરબા

## ગરબો ૧ લો—છંદ ૧૪૧ મો.

[આવોની નંદલાલ રમવા આવોનીરે–એ રાહ]

પુંજુ મહાલક્ષ્મી માત શરણે રાખોનીરે,
કહે છે તમારો દાસ શરણે રાખોનીરે.

શ્રીમાળ દેશના છૈયે શ્રીમાલી, પરસન થઈ તમે મા હાથ ઝાલી;
કરો કુળ દેવી રખેવાલી, શરણે રાખોનીરે.—૧
ડુંગરવાળી તું મતબાલી, ભક્તની કરજો રખેવાળી;
પડે આફતે લો સંભાળી, શરણે રાખોનીરે.—૨
શરણાગતને સ્હાય કરજો, અરજ અમારી કાને ધરજો;
સ્થાપી દાસ જાણી દુઃખ હરજો, શરણે રાખોનીરે.—૩
તન મન ધન સદા સુખરે આપી, વંશ વૃદ્ધિ કરી પુત્રરે;
પાપ કાપી સુબુદ્ધિ આપી, શરણે રાખોનીરે.—૪
જોતાં જગ્ત મને જુઠું ભાસે, ઉંડાણે જોતાં થાઉંરે ઉદાસે;
એક દીન થાશે નાશે, શરણે રાખોનીરે.—૫
ધણી ધણીઆણી પુત્ર પિતા નહિં, પડયું રેહશે ત્યાંનું રે તાંહી;
જોયો સંસાર જુઠો અહિં, શરણે રાખોનીરે.—૬
મીથ્યા અભિમાન તજો સૌ પ્રાણી, સત ચાલો સૌ મરવુંરે જાણી;
ગુરુ જ્ઞાને થશો ગુરુ જ્ઞાની, શરણે રાખોનીરે.—૭
બે કરજોડી મા વીનંતી કરૂં છું, હરનીશ તારૂં ધ્યાન ધરૂં છું;
તારે આધારે જગતમાં ફરૂં છું, શરણે રાખોનીરે.—૮
સર્વ સેવકની અરજી સ્વીકારો, હાથ જોડી કહે **અમીચંદ** તારો;
મા મને પાર ઉતારો, શરણે રાખોનીરે.—૯

## ગરબો ૨ જો—છંદ ૧૪૨ મો.

[રાહ ઉપરનો]

કરવા સેવકને સ્હાય અંબા આવોનીરે,
લાગુ તમારે પાય અંબા આવોનીરે.—૧

બાળપણું બાળ બુદ્ધિએ કહાડી, માત પિતા સુખ આપતા દહાડી;
ખીલી જોબન ફૂલવાડી, અંબા આવોનીરે.—૨

જુવાની ખીલી ભરજોબન મારૂં, સંસાર સુખ લાગે મને પ્યારૂં;
નામ ન લીધું તમારૂં, અંબા આવોનીરે.—૩

મારૂં તારૂં કરી દીનરે કાપી, કંઇરે ભવનો આ જીવ પાપી;
બચાવો સુબુદ્ધિ આપી, અંબા આવોનીરે.—૪

ધન ધણીને છોકરા મારા, સંસાર સુખમાં લાગે પ્યારા;
અંત સમે નહિ મારા, અંબા આવોનીરે.—૫

સુખ માનું તે તો દુઃખનો દરીઓ, કાચી માટીના જેવો કુંભ ભરીઓ;
સમજો તે પાર ઉતરીઓ, અંબા આવોનીરે.—૬

સત ગુરુ શબ્દે જ્ઞાનરે આપી, આદ્ય શક્તિ અંતરમારે સ્થાપી;
તું છે ઘટમાં વ્યાપી, અંબા આવોનીરે.—૭

આદ્ય ઈશ્વરી દીન દયાળી, દુઃખીઆરાના દુઃખરે ટાળી;
પાર ઉતારો હાથ ઝાલી, અંબા આવોનીરે.—૮

તુંજ વિના નહિ કોઈની આશ, અરજ કરી ઉભો તારી પાસ;
**અમીચંદ** કહે તારો દાસ, અંબા આવોનીરે.—૯

## ગરબો ૩ જો—છંદ ૧૪૩ મો.

[સખી પડવે તે પંથ પધાર્યારે—એ રાહ.]

સખી આજ આનંદ મારે અંગેરે, મારે જાવું સહીએરોની સંગેરે,
સાત વાર ગાવાનો ઉમંગે, લાગી ધુન માજી નામની હમનેરે;
રવિવારની શોભા સારીરે, માનો મંડપ છે મીનાકારીરે,
લાલ સાડીની બલીહારી, લાગી ધુન માજી નામની હમનેરે.—૧

સોમવારે ચંદ્રમુખ ઝળકારે, સફેદ સાળુ ને મોતી ચળકેરે;
આવે દર્શન કરવા ખલકે, લાગી ધુન માજી નામની હમનેરે.—૨

મંગવારે મા મંગળકારીરે, માની લીખ લીખ જાઉં બલીહારીરે;
ભક્ત કરે ભક્તિ તમારી, લાગી ધુન માજી નામની હમનેરે.—૩

બુધવારે બુદ્ધિ આપો હમનેરે, હાથ જોડી માગી કહું તમનેરે;
મટે લક્ષ ચોર્યાશી ભમને, લાગી ધુન માજી નામની હમનેરે.—૪

ગુરૂવારે ગુરૂગમ આપીરે, લાખો પાપ જન્મનારે કાપીરે;
તમે ઘટઘટમાં રહો વ્યાપી, લાગી ધુન માજી નામની હમનેરે.—૫

શુક્રવારે સજી શણગારેરે, હીરા રત્ન કરે ચમકારેરે;
માના દર્શન કરૂ વારે વારે, લાગી ધુન માજી નામની હમનેરે.—૬

શનિવારે ઉભા મનમુખેરે, આપે સુખ ને કાપે દુઃખરે;
માના દર્શનથી થાય સુખે, લાગી ધુન માજી નામની હમનેરે.—૭

રાહુ કેતુ નવે ગ્રહે કહીએરે, લાગી પાય માજી નામ લઇએરે;
**અમીચંદ** કહે શરણુ જઇએ, લાગી ધુન માજી નામની હમનેરે.—૮

## ગરબો ૪ થો—છંદ ૧૪૪ મો.

[રાહ ઉપરનો]

સદા ગણપત લાગું પાયરે, માતા સરસ્વતી રહો જીભ્યાયેરે,
આદ્ય અંબાતે ગરબો ગાએ, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૧
મહાકાળી તે પાવાવાળીરે, સાથે અંબા ને બહુચરવાળીરે,
લેતા હાથોહાથ મા તાળી, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૨
માના શણગાર સુંદર ઝળકેરે, હડપચી પર હીરો ચળકેરે,
ગાતા ગરબો તે મુખડું મલકે, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૩
મળી ચોંસઠ ગરબા ગાતીરે, પહેરી સુંદર ચુંદડી રાતીરે,
ફરે કુદડી મા મદમાતી, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૪
માના ચાચરની શોભા રૂડીરે, માને હાથે જડાવની ચુડીરે,
તાળી હાથોહાથે લે કુદી, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૫
ગરબો સાંભળી દર્શન કરવારે, એક ચિત્તે માનું ધ્યાન ધરવારે,
મટે લક્ષચોર્યાસી ફરવા, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૬
આણી અંગ આનંદ મા ચાલીરે, કરી દર્શન થાય છે ખુશાલીરે,
નાંખો જન્મના પાપ મા બાળી, ચાલો બેની આજ દર્શન જઇએરે.-૭
માજી ભજતાં તે ભવ દુઃખ જાયરે; કાપે કષ્ટને સુખ થાયરે,
તેથી સદા ભજો અંબાએ, ચાલો બેની આજ દર્શન જઇએરે.૮
ગરબો ગાઈ ગયા મા ધામેરે, ભક્ત કરે દર્શન હરેરામારે,
**અમીચંદ** જપે તારૂં નામે, ચાલો બેની આજ દર્શન જઇએરે.૯

## વૈરાગ્યનો ગરબો ૫ મો—છંદ ૧૪૫ મો.

[અલબેલી અંબે માત જોવાને જઇએ—એ રાહ]

આ સંસાર મોહની જાળ માનો છો મારી,
માજી ભજવાથી સુખ થાય કાયા નહિ તારી;
ઝાંઝવાના પાણી જોઇને જે જન પીવા જાયરે,
નીરાશ થઇને નાંખે નીસાસા ખાલી ખોટી થાય;
માનો છો મારી.—ચોક ૧

સુખ સ્વપ્નામાં સંપતિ ભોગવે, નજરે નહિ કંઈ દેખાયરે,
જગત સ્વપ્નુ મોટું માનો, જાગી જોતે જણાય, માનો છો મારી.
—ચોક ૨

પુત્ર પરિવાર સ્ત્રીઆ જોબન, આખર અળગા થાયરે,
લોક લજ્જાથી રૂદન કરીને, ધન દોલતને ન્હાય, માનો છો મારી.
—ચોક ૩

આવ્યા ક્યાંથી ને ક્યાં જવાનું, રહેવું જઇ કોણ ઠામરે,
સ્વરૂપનું શોધન કરીને પૂછવું, કરી પ્રણામ, માનો છો મારી.
—ચોક ૪

આરે કાયા મારી ક્ષણ ભંગુર છે બતાવો મોક્ષ ઠામરે,
તનમાં તપાસતાં માલમ પડશે, **અમીચંદ** રહે નીજ ધામ;
માનો છો મારી, માજી ભજવાથી સુખ થાય, કાયા નહિ તારી.
—ચોક ૫

## ગરબો ૬ ઠો—છંદ ૧૪૬ મો.

(રીસાંચ્યો રસીક સંગાથે રાધા—એ રાહ)

જગતમાં એક બ્રહ્મ જાણો સરખો ભાવી જન પોતે પોતામાં પરખો,
જગતમાં એક બ્રહ્મ જાણો સરખો.

જળ ભરી પાત્ર મૂકો હારો હારે, સર્વમાં સૂર્ય તણોરે આકારે,
તેમ સોહોમ રહે ઠામો ઠામે, જગતમાં એક બ્રહ્મ જાણો.—ચોક ૧

નથી પુરૂષ નથી કોઈ નારે નથી ભીખારીને દાતારે,
કરો આત્મ તત્વ વિચારે, જગતમાં એક બ્રહ્મ જાણો.—ચોક ૨

સુખ દુઃખ સંશય થકીરે જણાએ, માયાની ભ્રાંતી ભ્રમણાથી થાયે,
ઘાટ ગળે કંચન એક કહેવાયે, જગતમાં એક બ્રહ્મ જાણો.—ચોક ૩

ભજન પોતાનું પોતે કરે છે, જગ રૂપ થઇને પોતે ફરે છે,
**અમીચંદ** અંબાનું ધ્યાન ધરે છે, જગતાં એક બ્રહ્મ જાણો.—ચોક ૪



# ઘોઘારાણાની શેરીમાં ગોરબાઈ માતાનો છંદ ૧૪૭ મો.

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ]

સુરત શહેરમાં ગોરબાઈ માતા, છીપવાડમાં સૌ કરે દર્શન,
ઘોઘારાણાની શેરી કહેવાયે, દર્શનથી મા થાય પ્રસન્ન;
દહેરામાં દર્શન કરી જુએ, શણગારની શોભા ભારી,
પાઉંમે પાએલ, નથની નાકે, હાથ ત્રિશુળ ખપ્પર ધારી;
જડાવ કુંડળ કાને બીરાજે, કર કંકણ રહ્યા ચમકારી,
ગળે મોતીની માળા બિરાજે, સુંદર સાડી ઝળકે ભારી;
ભુરીઆભાઈ માના હતા પુજારી, એની ઘણીઆણી પર મા પ્રસન્ન,
ઘોઘારાણાની શેરી કહેવાયે.—ચોક ૧

ખરી શોભા આશો મહીનામાં, સુદ સાતેમની રાતે મા,
અદો, અદો, કરી કોરડો ફેરવે, બાધાવાળા સૌ આતા મા;
ગણી ગણીને કોરડા મારે, ખુશી થઇ સૌ જાતા મા,
હજારો લોકોનો મેળો ભરાયે, બાધા મૂકી ખુશી થાતા મા;
નાળીએર, ઘાટડી, ઘીનો દીવો, હાર ચડાવી સૌ કરે વંદન,
ઘોઘારાણાની શેરી કહેવાયે.—ચોક ૨

એ મહોલ્લામાં લોક વેપારી, પુન્યશાળી જીવ દયા ઘણી,
સીજાતાને શાંતિ આપે, ટીપ લઈ જાય જે ધણી;
ખુશી કરીને મોકલે સૌને, અસલ ઘરડાની કેળવણી,
જીવદયામાં મદદ કરી, દુઃખહરણ ચોપડી વ્હેંચી ઘણી;

અજ્ઞાની જીવ ભૂલે ભૂલમાં, ઘણી વરણ હવે સમજી મન,
ઘોઘારાણાની શેરી કહેવાયે.—ચોક ૩

ધંન જેકીસન બુદ્ધિબળથી, જડતા શિખ્યા થઇ ખત્રી વરણ,
પ્રેમ ભક્તિથી છંદ ગાઇને, ભક્તિ કરી રહ્યા માને શરણ;
ગોપીપરાનું મંડળ બાંધ્યું, છંદ ગાય માના નવી ધરણ,
એ મંડળમાં મુખી પોચાભાઇ, હર આઠેમે કરે સ્મરણ;
**અમીચંદ** કહે સર્વે ભક્તને, સંપ રાખી સૌ ગાજો છંદ,
ઘોઘારાણાની શેરી કહેવાયે.—ચોક ૪

---

## મુંબઈની મહાલક્ષ્મી માતાનો છંદ ૧૪૮ મો.

[ભૂલચૂક કરજો મા માફ—એ રાહ]

મારે આજે છે ધન ધન થયા દર્શન મુંબઇમાં આજે ॥
જોઈ ડુંગર ઉપર દેવી મહાલક્ષ્મી ગાજે ॥
ચડી પગથીઆ સૌ જાય ખુશી ત્યાં થાય, શોભા ઘણી સારી ॥
માનું દહેરૂં શિખર બંધ કામ મિનાકારી ॥
માના મંડપની બલિહારી, જુઓ સૌ ધારી કામ જોઇ ભારી ॥
પેઠા ગભારામાં જુઓ તો ખપ્પર ધારી ॥
બેઠા તખ્ત મહાલક્ષ્મી માય, લાગે સૌ પાય કરો સિદ્ધ કાજે ॥
જોઈ ડુંગર ઉપર દેવી મહાલક્ષ્મી ગાજે.—ચોક ૧

માની શોભાનો નહિ પાર સજી શણુગાર, નાકમે વાળી ॥
શિર મુગટ છત્ર ઓર ગળે ગલુપટો ઘાલી ॥
પહેરી સાડીઓ ચમકાર, ગળેમે હાર, ભરી ફુલ બાળી ॥
મોગરા ચંપેલી ગુલાબની ખૂશબો ચાલી ॥
આવે દર્શન કરવા સૌ, રવિવારે બહુ કરવા સિદ્ધ કાજે ॥
જોઈ ડુંગર ઉપર દેવી મહાલક્ષ્મી ગાજે.--ચોક ૨

ઉભા અરજ કરી સૌ કહે, સાંભળીલે, મહાલક્ષ્મી માતા ॥
ભાંગે દુઃખીઆરાનું દુઃખ કરે સુખશાતા ॥
છો પુરૂષનું પિએર, રાખો મા મહેર ભગત છંદ ગાતા ॥
રાત દિવસ ધરતા ધ્યાન સમરતા માતા ॥
સુણી અરજ આવો તત્કાળ સુણી સવાલ રાખે મા લાજે ॥
જોઇ ડુંગર ઉપર દેવી મહાલક્ષ્મી ગાજે.--ચોક ૩

તારા ભકતો ભાવીજન, કરી દર્શન, થાય ઘણા રાજી ॥
રત્નાગર સાગર દહેરા પાછળ રહે ગાજી ॥
ઓગણીસસે ચોર્યાસી સુરતના વાસી, **અમીચંદ** રાજી ॥
શ્રાવણ સુદ પડવે છંદ કરીને કહે માજી ॥
મહાલક્ષ્મી છગનભાઇ, તેડી ગયા તહીં, દહેરામાં ઘંટ બાજે ॥
જોઇ ડુંગર ઉપર દેવી મહાલક્ષ્મી ગાજે.--ચોક ૪



## છંદ ૧૪૯ મો.

[એક દહાડો ભરવો છે અમારે—એ રાહ]

સાચને આંચ કશુ નહિ આવે, જુઠા આખર હારેરે,
સાચાની વાલી મા થાએ, જુઠા જમ દુવારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૧

જુઠું માસી હેત બતાવી, કૃષ્ણ લઈ ધવડાવેરે,
ભાણેજ હેત કરીરે ધાવ્યા, માસી પુતનાને મારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૨

દુર્યોધને દુત રમાડ્યા, જુઠા પાસા બનાવરાવ્યારે,
હારી પાંડવ વન ફરી આવ્યા, કૃષ્ણ ચઢ્યા તેની વાહારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૩

અઢાર દહાડાનું યુદ્ધ મચાવ્યું, અઢાર ક્ષોણી સંહારેરે,
કૌરવ સૈન્ય જીતીને લીધું, સતીયા ઉતર્યા પારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૪

જુઠો કળજુગ નળને દમ્યો, દયંતીને લેવારે,
જુઠો આરોપ મૂકાવી દમ્યો, આખર કળજુગ હારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૫

સદ્ગુરુ સમજણ આપે શીષ્યને, દુઃખકારી સંસારીરે,
દુનિયા દુઃખનો પાયો જુઠો, બોલતા મન વિચારેરે,
સાચને આંચ કશુ નહિ આવે.—ચોક ૬

પર નિંદાનું પાપ જે જાણે, કરતાં કરે વિચારીરે,
ગુનેગારને શિક્ષા કરે છે, પોતે દેવ મોરારીરે,
સાચને આંચ કબુ નહિ આવે.—ચોક ૭

જુઠું બોલી જીવ દુઃખાવે, નફો તેમાં શું કા'ડેરે,
નફો નીસાંસો લઈને પ્રાણી, નરકના અધિકારીરે,
સાચને આંચ કબુ નહિ આવે.—ચોક ૮

ક્રોધ કરી જ્ઞાની નહિ બોલે, બોધ આપીને તારેરે,
**અમીચંદ** કહે ગમ ખાઇ જે, આવતા ક્રોધને મારેરે,
સાચને આંચ કબુ નહિ આવે.—ચોક ૯

---

## છંદ ૧૫૦ મો.

[રાહ લંગડી]

જ્યાં જોઇએ ત્યાં તુંની તુંમા કામ કરે તેવા પડે છે નામ ॥
દેવની આશા ॥ આશા પુરે આશાપુરી પડયું છે નામ ॥
દુઃખીઆરા સહુ અરજ કરે દયા લાવી પલકમાં ભાંગો દુઃખ ॥
સૌના મનની ॥ વાતો જાણે પડે નહિ માંગવું મુખ ॥
બાળકની રૂખ માતા જાણે, મ્હોડું જોઇને ભાંગો ભૂખ ॥
કોઈ ન જાણે ॥ જાણે તરપત કરીને આપો સુખ ॥
ગયા રાજ દેવતાને અપાવી ગયા પોત પોતાને ધામ ॥
દેવની આશા.—ચોક ૧

આશા પુરીની આશા રાખી અંબા શંકર કરે સેવા ॥
તમે તો જાણો ॥ જાણો આવે સર્વ જન સુખ લેવા ॥
ધાર્યાં કામ મા સઉના કરો છો સુખી થઈ ખાય દૂધ મેવા ॥
તેનું જોઇને ॥ જોઇને આવે સર્વ તમને કહેવા ॥
સુરત ઘીઆ ફળીઆમાં માતા અંબાજીનાં ખાંચામાં ધામ ॥
દેવની આશા.—ચોક ૨

પેસતાં કમાંડમાં જમણે હાથે માતા સજી બેઠા શણગાર ॥
અંબાશંકર ॥ લડાવે લાડ માજીને અપરંપાર ॥
ભકતો આવી ભક્તિ કરી કહે માજી તારો સૌને આધાર ॥
દૈત્યો મારી ॥ અપાવ્યાં રાજ દેવને વારંવાર ॥ દૈત્ય મારી
બહુ ચારો ચર્યો ત્યારે બહુચરી પાડયું દેવે નામ ॥
દેવની આશા.—ચોક ૩

સેવક તમારા આશા રાખી સદા આનંદમાં ફરતા ફરે ॥
તેની આશા ॥ આશા પુરી દુઃખ તેનું દૂર કરે ॥
આશા પુરો આજ હમારી ધારી બેઠો જે ભીત્તરે ॥
તમે તો જાણો ॥ જાણો સમજી આપો દીલ અંદરે ॥
**અમીચંદ** કહે અંબાશંકર સેવા કરે રહે માને ધામ ॥
દેવની આશા.—ચોક ૪



## છંદ ૧૫૧ મો.

(મ્હારી અરજ સુણો અંબા મા બહુચરબાળી—એ રાહ)

તમે ફરતા મુસાફર, આવ્યા મુસાફરી કરીને,
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર, જગતમાં ફરીને;
તમે અબધુત સોદાગર, ખરીદ કર્યો ગણો માલે,
સાહુકારનું નાણું, કે ઘેર પડે ટંકશાળે;
કોણ ગુરુ કરી લીધું, જ્ઞાન તોડવા મહા જાળે,
કોનું બાનું ધર્યું કોણ ઇષ્ટ દેવ રખેવાળે;
સતગુરુ વિના નથી ચેલો, ગયો કોઈ તરીને,
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર.—ચોક ૧

વાણી વાજીંત્ર સાંભળી, ખુશી થયા પ્રસન્ને,
રાગ રાગણી નાટકમાં, મોહી રહ્યું જગતન્ને;
છાપમાળા ફેરવી ગાતા ફરે છે ભજને,
ભીત્તરની વાત, તો જાણે પોતનું મને;
હશે સાચો હીરો, લેશે ઝવેરી ખાત્રી કરીને,
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર.—ચોક ૨

આ નથી દેશ આપણો, સર્વે પરદેશી,
કરી વેપાર તપાસવો નફો, રહેવું નહિ બેસી;
જુઓ સૃષ્ટિનું મંડાણ વેદાંતમાં પેસી,
કામ કરે કુદરત, કરણી હોય જેની જેસી;

જેણે જાણ્યું જગત છે જુઠું, બેઠા તે તો ઠરીને,
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર.—ચોક ૩

હું તો શોધું દેશીને, દેશી મીલે જો હમારા,
જો મળે દેશી તો, જઇ પુછું સમાચારા;
કોઇ આપે એંધાણી, બતાવું દેશનાં દ્વારા,
માજી ભજતા ભાવથી, સંશય ભાંગ્યા હમારા;
**અમીચંદ** કહે મળીએ એકાંત, તો વાત થાય ઠરીને,
ભરી લાવ્યા જ્ઞાન ભંડાર.—ચોક ૪

---

## ભજન રૂપી છંદ ૧૫૨ મો.

[તારી ગતી ઘણી ન્યારીરે અલબેલી અંબા તારી ગતી ઘણી ન્યારી]
એ રાહ.

માયાને જાણે મોરારીરે, અલબેલી અંબા માયાને જાણે મોરારી,
એના ગુણ વખાણે ગીરધારીરે, અલબેલી અંબા.—૧

મથુરામાં જન્મ્યા ને ગોકુળમાં ઉછર્યા, કેવી લીલા કીધી ભારીરે,
અલબેલી અંબા.—૨

છ મહીનાની રાત બનાવી, રાસ રમ્યા નરનારીરે,
અલબેલી અંબા.—૩

ગોરસ ફોડીને દહીં દૂધ ખાધાં, ઘેલી કરી વ્રીજ નારીરે,
અલબેલી અંબા.—૪

પુતનાને મારી કાળી નાગને નાથ્યો, કંશ પછાડી નાંખ્યો મારીરે,
અલબેલી અંબા.–૫

અરજુન નારદે માયા બતાવી સમજી ગયા અહંકારીરે,
અલબેલી અંબા.–૬

માયા રચી કૃષ્ણે દૈત્યોને માર્યા, દેવોને કર્યા સુખકારીરે,
અલબેલી અંબા.–૭

જપ તપ સાધન દૈવરે માયા, પોથી લંગોટી માળા ધ્યારીરે.
અલબેલી અંબા.–૮

કૃષ્ણે મંગાવ્યું ભીમની પાસે દ્રૌપદી છે ખપ્પર ધારીરે,
અલબેલી અંબા.–૯

પાંચ પાંડવને છઠ્ઠા નારાયણ, તારા ખપ્પરથી લેજો ઉગારીરે,
અલબેલી અંબા.–૧૦

માયાથી છુટવું માયાના હાથમાં, મતીઆ મતે ગયા હારીરે,
અલબેલી અંબા.–૧૧

માયામાં રહી સૌ બ્રહ્મને ઓળખે, માયાથી મળે બ્રહ્મ બારીરે,
અલબેલી અંબા.–૧૨

જોવું જાણવું માયાથી થાય છે, ખીસા ખાલી ને બ્રહ્મ ભારીરે,
અલબેલી અંબા.–૧૩

જ્યાં લગી કાયા ત્યાં લગી માયા, પછી તો સર્વે એકાકારીરે,
અલબેલી અંબા.–૧૪

**અમીચંદ** કહે બ્રહ્મ ને માયા, નથી જુદા જોતાં ધારીરે,
અલબેલી અંબા.–૧૫

# ભજન રૂપી છંદ ૧૫૩ મો.

[રાહ ઉપરનો]

જુઠા વગોવે વહેમી સહુનેરે અલબેલી અંબા, જુઠા વગોવે છે;
સાચા તો સમ ખાઇ કહે તમનેરે; અલબેલી અંબા.–૧

તારી ભક્તિ કરવા ભક્તને શોધી, જ્ઞાન મળે તો લાગું નમનેરે,
અલબેલી અંબા.–૨

ગુરુ વિના કોઇને જ્ઞાન ન થાએ નુગરા ન સમજે લાગ્યા દમનેરે,
અલબેલી અંબા.–૩

સાચું જુઠું તમે સર્વે જાણો છો, જુઠાને નાંખો નરક રમનેરે,
અલબેલી અંબા.–૪

કાન ફુંકાવી ગુરુ અંજનીએ કર્યા, નારદજી આવી તે આશ્રમનેરે,
અલબેલી અંબા.–૫

જુઠો આરોપ માશી ભાણેજ પર મૂકે દમયંતીએ લીધો હાર
હમનેરે, અલબેલી અંબા.–૬

પળે પળે સતી નિસાશા મૂકે જુઠાને સોંપો માજી જમનેરે,
અલબેલી અંબા.–૭

જાણ્યા જોયા વિના આરોપ જે મૂકે સતી શ્રાપે નરકે ભમનેરે,
અલબેલી અંબા.–૮

**અમીચંદ** કહે શૂરાની ભક્તિ હિંમતે જીતે જઈ જમનેરે,
અલબેલો અંબા.–૯

## ભજન રૂપી છંદ ૧૫૪ મો.

[ગજકો બંધ છોડાયો નાથ મેં તો ગજકો બંધ છોડાયો—એ રાહ]

દર્શનની બલીહારી, અંબા તારા દર્શનની બલીહારી,
અખંડ આનંદ જેના ઉરમાંરે આવે, નામ જપે નરનારી;
અંબા તારા દર્શનની બલીહારી.—ચોક ૧

આત્મ દરશી આપો પુતાળી, મનને નાખ્યું મારી,
સત પાળે તૃષ્ણા ત્યાગે, માજી દર્શન ચિત્ત ઠારી;
અંબા તારા દર્શનની બલીહારી.—ચોક ૨

અજર અમર રસ પીવાને ઈચ્છે ઉલટ અંગમાં ધારી,
માન તજે ને શાન સંભારે, કામ ક્રોધ નાંખે મારી;
અંબા તારા દર્શનની બલીહારી.—ચોક ૩

સમદમ સાધન સારા જાણે, લક્ષથી લો વિચારી,
સોહમ શ્વાસો શ્વાસે સમરે સદા રહે આનંદકારી;
અંબા તારા દર્શનની બલીહારી.—ચોક ૪

અષ્ટ જોગને એમ આરાધે, ગુરુનું જ્ઞાન વિચારી,
સત મારગનો મહિમા મોટો **અમીચંદ** કહે લલકારી;
અંબા તારા દર્શનની બલીહારી.—ચોક ૫



## છંદ ૧૫૫ મો.

(ત્રિગુણ માયા મા તાહરી—એ રાહ.)

આત્મ શકિત એ ભગવતી, ભજતા પ્રીતિ બંધાશે,
સુનીવર મુની સ્મરણ કરે જપતા શ્વાસોરે શ્વાસે;
આત્મ શકિત એ ભગવતિ.—ચોક ૧

સત્ સ્મરણ સંજોગથી, થશે કર્મનો નાસે,
મનરે મંદીર શણગારીયું, પ્રીતમ નહિ મારી પાસે;
આત્મ શકિત એ ભગવતિ.—ચોક ૨

જળ વિનાની જેમ માછલી, જીવ તેમ મારો ત્રાસે,
પીંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ભકિત રસમાં ભાસે;
આત્મ શકિત એ ભગવતિ.—ચોક ૩

ખોળતા ખોળતા ખોવાઇ ગયા ઘાટ ગળે કંચન થાશે,
ઇષ્ટ દેવ મારી અંબિકા, **અમીચંદ** છે વિશ્વાસે;
આત્મ શકિત એ ભગવતિ.—ચોક ૪

---

## ભુજંગી છંદ ૧૫૬ મો.

આદ્ય ઇશ્વરી અંબા તું માત મ્હારી,
ઉભો કર જોડી કરૂં વિનંતી તારી,
ભજી ભાવે ભક્તિ કરૂં શરણ રહેવા,

સદા દાસને આશ પુરણ સુખ લેવા,
પડી જાળ માયા તણી દુઃખકારી. ઉભો.---૧

અતી દુઃખ વેઠી રહ્યો ગર્ભમાંહી,
ધરી ધ્યાન જન્મ્યો ભૂલ્યો ભાન આંહી,
બુદ્ધિ બળ આપો સદા ત્રિપુરારી. ઉભો.---૨

ભમે ચોર લૂંટારા સદા રહે સંગે,
લોભ મોહ માયા કામ ક્રોધ અંગે,
ઘણું છોડુ ન છુટે પડે દુઃખ ભારી. ઉભો.---૩

જાય જુવાની જગતમાં ભાન ભૂલી,
ખૂલી આંખ નિંદ્રાથી બાદશાહી ડુલી,
જોઇ ઝાંષવાના નીર પીવા જાય ધારી. ઉભો.---૪

તારા નામની ઢાલ મેં હાથ ઝાલી,
પ્રેમ કૃપાળુ માત અંબા દયાળી,
તારા દાસને દુઃખ છે શીર ભારી. ઉભો.---૫

તમે દેવના દુઃખ હરી સુખ આપ્યાં,
કરી ભકતને સ્હાય સંકટ કાપ્યાં,
કરી બ્હાર આવો ભવ દુઃખ ભારી. ઉભો.---૬

આપો જીવતાં જશ જગ્ત માંહે ઝાઝો,
કદી બુડું આવી ઝટ હાથ સહાજો,
મારે આશરો તારો કહું વારંવારી. ઉભો.---૭

બેઠા નીરખે નારાયણી માત અંબા,

ક્યોની દાસને પાસ કરી હાથ લંબા,
આવો હસી ધસી નીરખું ચિત્ત થારી. ઉભો.—૮
કરી ભક્તની વ્હાર આવોને દોડી,
મારા કર્મના બંધ નાંખોને તોડી,
ધરી જ્ઞાન રહું જ્ઞાનમાં ચિત્ત ઠારી. ઉભો.—૯
અરજ સાંભળી આવો મા થઇ પ્રસન્ન,
**અમીચંદ** જોડી કહે હાથ ભક્તન,
પૂરો સર્વની આશ અરજી સ્વીકારી,
ઉભો કરજોડી કરૂં વિનંતી તાહરી. ઉભો.—૧૦

---

## છંદ ૧૫૭ મો.

[ગઝલ.]

રાધે કૃષ્ણ રાસ રમે ખેલે મધુબનઃ ॥ ૧
કાન મુખ બાજે બંસી, નાચે થન થનઃ ॥ ૨
શબ્દ સુણ લાગી ધુન ગોપી થઈ મગનઃ ॥ ૩
ઘર કામ છોડી દોડે જ્યાં રાધા કિસનઃ ॥ ૪
મળી સખી સાથ હાથ ઝાલી ત્રિભોવનઃ ॥ ૫
કાન ગોપી રાસ રમે થઈ પ્રભુ પ્રસન્નઃ ॥ ૬
છ મહીનાની રાત કરી રમે જગજીવનઃ ॥ ૭
દેખને આવે દેવ છોડી ઈંદ્ર ઈંદ્રાસનઃ ॥ ૮
મોર મુગટ ધારી લઈ ચત્રભુજ દર્શનઃ ॥ ૯

બ્રહ્મચારી પોતે પ્રભુ એ છે નિરંજનઃ ॥ ૧૦
શંખ, ચક્ર, પદ્મ, ગદા, ગરૂડ વાહનઃ ॥ ૧૧
આરતી ઉતારે સર્વે ગોપી થઇ મગનઃ ॥ ૧૨
બ્રહ્મરૂપ સભા લાગી વેદ ધુનઃ ॥ ૧૩
વિજ્યાશંકર વિષ્ણું ભકત કહે છે **અમીચંદ**ઃ ॥ ૧૪
આત્મ શકિત અંતરજામી પોતે નિરંજનઃ ॥ ૧૫
અનેક નામે એક પોતે સદા રહે પ્રસન્નઃ ॥ ૧૬

---

## કૃષ્ણ મહારાજના જન્મ લીધાનો—છંદ ૧૫૮ મો.

મથુરામાં લીઓ અવતાર કૃષ્ણ કીરતારે,
મારી માજી છોડ્યા બંધ ગોપાળાજી,
સોળા સહસ્ત્ર ખેવાળ ઉસે ગફલતમેં દાલાજી,
હર લઈ શુદ્ધ ઓર શાન ઉનોકે તનકી,
એસી કરી કરામત શ્રી ભગવાનાજી,
વાસુદેવ દેવકી નિંદ્રામેં કછુ ન જાણાજી,
ફીર જાગે મૈયા કહે સુણો મેરે સ્વામી,
આયે શ્યામ સલુણા રૂપનીધામાંજી,
બોલે પિતાકે સાથ હમકુ ગોકુલધર આનાજી.

## ફેકતા.

ફીર હાથ જોડ કર કહે અરજ સુણ લીજે,
કંઈ દૈત્ય કરે પોકાર શબ્દ સુણ બીજે,
હમકુ કીયે બેડી બંધ બોત દુઃખ દીજે,
જા તોડા કપટીક્ર કમાડ તાળાજી.

સોળા સહસ્ત્ર.—ચોક ૧

એવું કરકે અરજી આપ પાલણે સોયે,
પિતાને લીયે ઉથાય બિહારીજી,
ઝરમર વર્ષે મેહ ઝુક રહી રજની કાળીજી,
આગે સિંહ શીષ પર શેષ છત્ર કરી છાયા,
ચલઆએ જમના કે તીર બિહારીજી,
ચલી સરીતા ભરપુર ચરણુસે લગ ગઇ સારીજી.

## ફેકતા.

એવું કરકે ઉતર ગયે પાર આપ મહારાજે,
ગયા બાબા નંદકે દ્વાર સિદ્ધ કીયે કાજે,
પાઉં મ્યાને પદમ મુખ ઉપર મોરલી બાજે,
ફીર કાનોમેં કુંડળ ગળે બીચ માળાજી,

સોળા સહસ્ત્ર. —ચોક ૨

ધર દીયે કનૈયા લે ગયા મંમાયા,
જાદઇ દેવકી કુંજન જાગીજી,

બોલી શબ્દ કર શોર બાળા રોને લાગીજી,
ફીર જાગે જોદ્ધા પાર હુવા હોશીઆરે,
સુણી શબ્દ ઉનોકી સુરતા લાગીજી,
કહ્યા જાય કંસકુ ગતિ સુણ ઉનકી ભાંગીજી.

## ફેકતા.

કંસાસુર કર મનસુબા ઘરસે આયા,
આન ખડા ભોવન કે માય મંદીર ખોડવાયા,
સાત બાળક મારે દુષ્ટ દયા ન લાયા,
ના માના પાપીએ ચરણ ઝાલાજી,
સોળા સહસ્ત્ર.—ચોક ૩

લે ગયા પાપી કરં જોર પથ્થર પર દાલી,
ઉડ ગઈ આકાશે કરી કીલકારીજી,
તેરા વેરી ગોકુલમેં નંદ ઘેર કીસન મોરારીજી,
એસા સુણકે કંસાસુર ભયા નીરાશે,
જાઓ જલદી ગોકુલમેં નંદ ઘેર કીસન મોરારીજી.

## ફેકતા.

પુતનાને સજે શણગાર બની તૈયારે,
બીજ ચોર્યાસીકે બાળક સારે મારે,
નહિ મીલા કંસકા બેરી કરે વિચારે.

ચલ આઇ ગોકુળમેં ધુંધે નંદલાલાજી.
સોળા સહસ્ત્ર.—ચોક ૪

જા ખડી નંદકે ઘરમેં ઝેર ભરા સ્તનમાં,
શ્રી કૃષ્ણ કનૈયા હસ કર આયાજી,
બેઠ ગઇ સામી ઉનોકી ખીર પીલાયાજી,
ઉડ ગયે હોસ ઓર કોસ ગીરી ધરણીકુ,
રાક્ષસી સ્વરૂપકા રૂપ બતાયાજી,
એકવીસ જોજન લંબી હો ગઇ સુણ કવિ રાયાજી.

## ફૈકુતા,

પુતનાકુ જલાઇ આગ શ્રી ભગવાને,
મારા અગ્ગા બગ્ગા સુર કળા નિર્ણયે,
ફીર મારા કંસાસુર તોડા કોકરાણે,
એસા અનંત દૈત્યકા મૂળ નિકાલાજી.
સોળા સહસ્ત્ર.--ચોક ૫

ગોકુળમેં કરતે રાત સિદ્ધ કીયે કાજે,
કંઈ દેવ ઋષિ દર્શનકુ આયેજી,
અંતરીક્ષ નાચ રહી શૂર તીર્યાં જ્ઞાન મીલાવેજી,
એસી બ્રીજમેં લીલા કરી ભયે નહિ સગે,
સતગુરુ કહે શિરનામી તેરા કોઇ પાર ન પામેજી,
માતા જસોદા કરે આરતી મોતી વધાવેજી.

## ફેકતા.

હે મહારાજગીર આ ભક્ત છંદ બનાવે,
આઠ પહોર ને ચોસઠ ઘડી તેરા ગુણ ગાવે,
સુણો એહી નામસે ભવસાગર તીર જાવે,
કહે કુબેરદાસ ભજે **અમીચંદ** લાલાજી,
સોળા સહસ્ત્ર.—ચોક ૬

---

## છંદ ૧૫૯ મો.

હળવે રહી આરાધો અંબાને હાથ જોડી ભજવા માજી,
તલપ ઝડપ જુસ્સાથી ગાવો છો અહીંઆ નથી કંઈ
ખ્યાલ બાજી;
આતો આપણ આવ્યા યાચવા નિર્મળ મન કરી ધ્યાન ધરો,
મદ મારી મમતાને ત્યાગી દીન વચન સ્તુતી કરો;
કામ ક્રોધ મોહ મમતા છોડી હાથ જોડી માને સમરો,
પ્રસન્ન થઇ મા દર્શન આપશે ભકિત કરો ભવજલ તરો;
સ્વગુરુનું શોધન સોધી ગુરુ ઉપદેશે રહો રાજી,
તલપ ઝડપ જુસ્સાથી ગાવ છો.—ચોક ૧

ખ્યાલ ગાય તે સાહેર કહેવાયે છંદ ગાય ભકત કહેવાય,
ભકિતના ભેદ ભકત જાણે ગુરુ કરી શિષ્ય વાકેફ થાય;
કેણી કહી રેણીથી ચાલે માયા જાળમાં નહિ ભરમાયે,

જોગ માયા માયાથી બચાવે દેવ માયામાં દીલ લલચાવે;
વાણીમાં વિવેક રહ્યા ભાઇ વાણીથી મા થાય રાજી;
તલપ ઝડપ જુસ્સાથી ગાવ છો.—ચોક ૨

ભકત ભકતમંડળમાં બેસે ભકત સંગ રહી ભકિત કરે,
સત્ સંગતનાં સારા ફળ છે શુદ્ધ દીલથી ધ્યાન ધરે;
બાળબુદ્ધિને બાળપણામાં સ્થીર મન નહિ ફરતું ફરે,
સતસંગત છોડી કુસંગમાં જાય બાળપણે ચિત્ત નહિ ઠરે;
કોઇ હસે સંસ્કારી જીવ તે સદા ગુરુને રહે બાઝી,
તલપ ઝડપ જુસ્સાથી ગાવ છો.—ચોક ૩

હજી તમે ઉરમીના ભરેલા મદ મમતામાં છો ગુલતાન,
ધીમે ધીમે ધમધમાટ ભાગે શિષ્ય ગુરુની માને શાન,
એક ગુરુનું વચન પાળવું ગુરુ બોધને આપી માન,
આવો એસો અંતર ન રાખો સદા માજીનું ધરજો ધ્યાન,
**અમીચંદ** કહે નિર્મળ છંદ આ ભકત ગાઇ સૌ થાય રાજી,
તલપ ઝડપ જુસ્સાથી ગાવ છો અહીંયા નથી કંઈ,
ખ્યાલ બાજી.—ચોક ૪

---

## છંદ ૧૫૦ મો.

જીને આપકુ જોયા નહિ, મન મેલ તો ધોયા નહિ,
દીલ ડાઘ તો ખોયા નહિ, અંગોળ કરેસે કયા હુવા;

અયા કારણુ કે કારણે સુતા બેગમકે ખાટ પર,
મમતા સ્રીયાસે બાંધ કર, હરહર કીયાસો કયા હુવા;
કામણુ ગળેમ હાર હે બદ ફેલકા દરબાર હે,
મન સમશેર સરદાર હે, માળા જપાસો કયા હુવા;
કામ કીયા સંસારકા, જેસા ઠગના બજારકા,
આયા તિરથ કર દ્વારકા, છાપા લીયાસો કયા હુવા;
કુત્તા ભયા અમાલકા, ધંધા કીયા જંજાળકા,
હોરદા ભયા ચંડાળકા, કાશી ગયેસે કયા હુવા;
જીતે પિતાકુ સુખ નહિ મુવે હાડ ગંગા લે ગયા,
નીર ચુરકે પીંડ રચા, તર્પણુ કીઆશો કયા હુવા;
જોગી સંન્યાસી સેવડા સબ લાલ કપડે પહેરતા,
કછુ રંગમે મરમ નહિ, કપડે રંગેસે કયા હુવા;
કાજી તો કલમાં છોડ કે નશીઅત દેતા ઓરકુ,
કછુ અપને તનકી ગમ નહિ, કાજી ભયે સો કયા હુવા;
પંડિત પોથી બાંચ કે, ઘર ઘર સુનાતા ઓ ફીરે,
અપના કરમ બાંચા નહિ, પંડિત ભયા સો કયા હુવા;
જ્ઞાનીસે ઝગડો ભલો અજ્ઞાનીસે કયા બોલના,
કહે કબીર રહેણી નહિ, કહેણી કહે સો કયા હુવા.



## છંદ ૧૬૧ મો.

[રાજા ભતૃહરીને વૈરાગ આવવાથી દીક્ષા લેવા ગુરુ ગોરખનાથ
પાસે ગયા તેના કહેવાથી પોતાની રાણી પાસે
ભિક્ષા લેવા ગયા તે વખતનો રાણીનો વિલાપ,
તે નીચે પ્રમાણે ભેખ લઈ માંગે છે.]

---

ગલે બીછ દાલી કફની ને લીયો જોગીકે બેસ,
ભભુત લગાઇ મોલે ચઢ ગયો, મોલે અલેક જગાયો,
અલેક જગાયો બાદલ મેલમેં, ભિક્ષા દો મોરી ભાઇ,
મેરીરે સુરતા લગ ગઈ જોગમેંજી.—૧

રાજા ઘેલોરે બન ગયો રાજા બાવરો અક્કલ કયુંરે ગુમાઇ,
પરણી રાણીકું મૈયા મત બોલો, જુગ જુગ લાગે અપરાધ,
જોગી મત હોના રાજા ભરથરી.—૨

રાણી નહીંરે ઘેલો ન બાવરો, ન મેરી અક્કલ ગુમાઈ,
રાજા હુતો મેં રાણી કહેતો જોગ લીયો મેરી માઇ,
તું તો માઇને હું તો દીકરો, લાગે ધરમકી માઈ,
મેરીરે સુરતા લગ રહી જોગમાં.—૩

રાજા મરીરે જાજો તારો સદ્‌ગુરુ, એશો બતાયો જ્ઞાન,
જ્ઞાન બતાવી જોગી કર્યો બાળ્યો રાણીનો અવતાર,
હુજીરે સમજો રાજા ભથરરી.—૪

રાણી ગુરુકુ ગાલી મત દેના, દેના કર્મોકુ દોષ,
કરમ લખ્યા લેખ નહિ મીટે, મીટન વાળો ન કોઈ,
ચલતી વિધાતાએ એમ લખ્યું કર્મે માંડેલા જોગ,
કાયકુ કલ્પે રાણી પીંગળા.-૫

રાજા જનમ જોગી તુંને જાણતી કન્યા રે'તી કુંવારી,
કોરી ગાગર બેડા પુજતી, કરતી સૂરજની સેવા,
વ્રત કરી વર માંગતી, માનો વચન હમારા,
વચન માનો રાજા ભરથરી.-૬

રાણી દાટેલા ધન કદી ભૂલીએ, કર્મ વાંચ્યો કેમ જાય,
કાગળ હોય તો નામા વાંચીએ કર્મ વાંચ્યા કેમ જાય,
લખ્યો ઈશ્વરનો નહિ મટે, મીટન વાળો ન કોઈ,
કાયકુ કલ્પે રાણી પીંગળા.-૬

રાજા સોનું રે જાણી તારો સંગ કીધો, કર્મે નીવડો કથીર,
કાચા વચની મારૂ સત ખોયું, સાસો, પડયોરે શરીર,
તુંજરે ગુરૂને પાને પડી, એળે જાય અવતાર,
હજીરે સમજો રાજા ભરથરી.-૮

રાણી કબકે ખડા બાહાર મેલમેં, ભિક્ષા દે મેરી માઈ.
રવિ આહાલકી ઘુંપા પડા, જોગી ખડા એ દરબાર,
કાયકુ કલ્પે રાણી પીંગળા.-૯

રાજા તમેરે જોગી ને હું જોગણી, ચાલુ તમારી સંગાત,
ધુણીરે પાણીની સેવા કરૂં, પુજું ભરથરી નાથ,
સંગે લઈ ચાલો રાજા ભરથરી.—૧૦

રાણી સંગે ચાલે મારૂ સત ઘટે, ભેખ લાજે હમારો,
દુનિયા કહેશે બાવો ઘરબારી, એટલા પ્રાયશ્ચિત લાગે,
ગુરુરે કહેશે ચેલો લાલચુ, ભિક્ષા દે મેરી માઇ,
મેરીરે સુરતા લગ રહી જોગમાં.–૧૧

રાણી ધનરે માલકી સાયબી, મોતી ભર્યાં છે ભંડાર,
ખાઓ પીઓને દોલત વાપરો, કપડે પહેરો દીનમેં ચાર,
મનસા સરખો ઉત્તમ પ્રાણીઓ, નહિ આવે બીજી વાર,
કાયકુ કલ્પે રાણી પીંગળા.–૧૨

જલોરે બળો તારી સાયબી, મોતી ધરો દેને લાય,
કે પર કરૂં ઇતની સાયબી કે પર કરૂંરે ગુમાન,
પૃથ્વી પાલન જોગી થઈ ચાલ્યો, શહેર તો પડયુંરે ઉદાસ,
જે ઘેર નોબત બાજતી, હોતે છતરીસ રાગ,
તે તો મ્હેલ તારા ખાલી પડ્યા, બેઠા લાંઘે છે કાગ,
જોગી મત હોના રાજા ભરથરી.—૧૩

રાજા મઢી બનાવું બાદળ મેલમેં હું કરૂં તમારી સેવા,
શિવની ઘોડે તમને પુજીએ, બેઠા રો'ને સ્વામીનાથ,
હજુરે સમજો રાજા ભરથરી.—૧૪

રાણી કબકે ખડા બાદલ મેલમેં, ભિક્ષા દો મેરી માઇ,
જાઇને સેવું ગોરખનાથને, લએખું કરમને માંહ્ય,
મેરીરે સુરતા લગ રહી જોગમાં.—૧૫

પરણી રાણીકુ મઇયા મત બોલો, જુગ જુગ લાગે અપરાધ,
કોડીઓ બન ગયો રાજા ભરથરી.—૧૬

રાણી પેલારે જુગની સ્ત્રી, આ જુગની તું માઈ,
રાજા હુતો મે રાણી કહેતો, જોગ લીયો મેરી માઇ,
તું તો માઈ ને હું પુત્ર તેરો, લાગે ધરમકી માઇ,
મેરીરે સુરતા લગ રહી જોગમેં.—૧૭

રાજા બાણુ લક્ષ દુજે ઘેર માળવો સત્તરસો ગુજરાત,
નવલખ હાથીની સાહ્યબી ઘોડા અસંખ્ય અપાર,
તખ્ત કહીએ ઉજ્જન શહેરમેં, ગઢ ઉજ્જનના તે રાજા,
એટલું છોડી જોગી કેમ થવાયજી.—૧૮

રાણી એટલી લાલચ મત દેના, લાગે ધરમકી માઈ,
એટલી સાહ્યબી કર્મથી ઉતરી, લાગ્યુ ધુનિ સાથે ધ્યાન,
મેરીરે સુરતા લગ રહી જોગમાં.—૧૯

રાજા નવ ખંડે જાશે નામના લાજી જાત પ્રણામ,
ઇંદ્ર રાજાનો તું તો દીકરો, લજવ્યા માનેરે બાપ,
સાસુને પેટ પથ્થર નહિ પડયો, સાસુ રહી નહિ કેમ વાંઝ,
બાળારે રંડાપો મને દઇ ચાલ્યોજી.—૨૦

રાણી રોતી કકળતી ભિક્ષા દેવે, લેના ભરથરી નાથ,
ભિક્ષા લઈ ત્યાંથી ચાલીઓ, આવ્યો ગુરુની પાસ,
લેવરે ગુરુજી ભિક્ષા લાવીઓજી.—૨૧

રાજા ક્ષીપા નદીના ઘાટ પર મુંડ્યા ભરથરી નાથ,
ચોટી કાપીને ચેલો કર્યો શિરપર ધર્યો અંબર પંજો,
જુગમેં જીવો રાજા ભરથરી.—૨૨

જોગીરે બનકે ઉઠ ચલો, આસન પડ રહી ભભુત,
હુકમ હુવો હિંગળાજકો, જોગી તરત બનાયો,
ઘટમેં વસી માઈ કાળકા, જાકો મરમ ન પાયો,
જુગમેં જીવો રાજા ભરથરી.—૨૩

ગંગા તીરે તમે ઘર કરો, નાઓ નિર્મળ નીર,
દત્ત વિના ક્યાંથી પામીએ, બોલે દાસ **કબીર**,
જુગ જુગ જીવો રાજા ભરથરી.—૨૪

---

## છંદ ૧૬૨ મો.
## [કવ્વાલી]

(વ્યસની લોકોને શિખામણની આ કવ્વાલી લખી છે.)

મારો તો મનને મારો, તરીને બીજાને તારો,
આપવું તો જીવતદાને, લેવું તો જ્ઞાનીનું જ્ઞાને,
કરો તો સંગત સારો, મૂકો તો સોબત નઠારો,
મારો તો મનને મારો.—૧

પાપી જીવ હીંસાના ભોગી, નર્કના થઈ પડે જોગી,
સર્વે જીવ છે બંધૂ ધારો, માલિક એથી એક પ્રિતમ પ્યારો,
મારો તો મનને મારો.—ચોક ૨

ખાનારા સમજો માંસહારી, ખાશો નહિ માછલી મારી,
મૂકી દો ખોટા વિચારો, કરો તો સંગ ઉંચનો સારો;
મારો તો મનને મારો.—ચોક ૩

મૂકો તો હવે દારૂને માંસે, બચાવો જીવનો થાશે,
થશે પૈસાનો વધારો, જગતમાં સૌ કહેશે સારો;
મારો તો મનને મારો.—૪

ખોટું તમે લેશો નહિ માની, હું તો કહું દેશી ભાઈ જાણી,
તરવાનો સૌનો એક આરો, સમજી મન કરવો સુધારો,
મારો તો મનને મારો.—ચોક ૫

અસલની રૂઢી દો મૂકી, જસો નહિ આ સમો ચુકી,
નીચ ઉંચ થવાનું ધારો, **અમીચંદ** કહે વિચાર સારો;
મારો તો મનને મારો.—ચોક ૬

---

## આરતી—છંદ ૧૬૩ મો.

જય ખપ્પર ધારી, મા જય ખપ્પર ધારી,
અનેક દૈત્ય મા હણ્યા, અનેક દૈત્ય મા હણ્યા,
છે તું સુખકારી, ધંન ધંન ધંન અંબે.—ચોક ૧

મોહીત કરી મધુકૈતભ કીધા રણ પ્રાજે મા કીધા રણ પ્રાજે,
બ્રહ્માનું દુઃખ ભાંગ્યું, બ્રહ્માનું દુઃખ ભાગ્યું, થયા શોના કાજે,
ધંન ધંન ધંન અંબે.–૨

ધ્રૂર મુખ્ખમ ને મારી, કાળરે ચુર કીધો, મા કાળ તે ચુર કીધો,
ચિક્ષુના લીધા પ્રાણ, ચિક્ષુના લીધા પ્રાણ, મહીસાસુર બીધો,
ધંન ધંન ધંન અંબે.–૩

રૂપ ધરી અનેક મહીસાસુર આવે, મહીસાસુર આવે,
પાડો થઈ રણ ઉભો, પાડો થઇ રણ ઉભો, યુદ્ધ મચાવે,
ધંન ધંન ધંન અંબે.–૪

ક્રોધ કરી મા ધસ્યા બન્યા વિક્રાળે, મા બન્યા વિક્રાળે,
ખડગ લઇ મા દોડ્યા, ખડગ લઈ મા દોડયા, મહીસાસુર ઝાલે,
ધંન ધંન ધંન અંબે.–૫

ક્રોધે બની વિક્રાળ ચઢયા બહુ રીસે, મા ચઢયા બહુ રીસે,
માર્યો મહીસાસુર, માર્યો મહીસાસુર, ઉરાડયું શીષ,
ધંન ધંન ધંન અંબે.–૬

જય જય કરે સૌ દેવ, બોલે દેવ વાણી, મા બોલે દેવ વાણી,
બ્રહ્મા વિષ્ણું વખાણે, બ્રહ્મા વિષ્ણું વખાણે, ઈંદ્ર તું રૂદ્રાણી,
ધંન ધંન ધંન અંબે.–૭

પુષ્પ વધાવે દેવ, પંચ શબ્દ ગાજે, મા પંચ શબ્દ ગાજે,
દેવતાના દુઃખ કાપ્યા દેવતાના દુઃખ કાપ્યા, આપ્યા મા રાજ્યે,
ધંન ધંન ધંન અંબે.--૮

આરતી કરી આણંદે, જે કોઈ ગાશે, મા જે કોઈ ગાશે,
સંકટ હરો મા તેના, સંકટ હરો મા તેના, કરજો બરદાશે,

ધંન ધંન ધંન અંબે.--૯

અલ્પ બુદ્ધિ અજાણ **અમીચંદ** તારો મા **અમીચંદ** તારો,
કૃપા કરીને હમને, કૃપા કરીને હમને ભવ પાર ઉતારો,
ધંન ધંન ધંન અંબે.--૧૦

---

## છંદ ૧૬૪ મો—આરતી.

જય જય જગ કરતા, મા જય જય જગ કરતા,
આરતી ઉતારે સેવક, આરતી ઉતારે સેવક, ભવના દુઃખ હરતા,
ધંન ધંન ધંન અંબે.--૧

આદ્ય શક્તિ તું આપ, તખ્તપર ગાજે, મા તખ્તપર ગાજે,
સજ્યા સોળે સણગાર, સજ્યા સોળે સણગાર, સિંહપર બીરાજે,
ધંન ધંન ધંન અંબે.--૨

ધંન દીવસ મા આજ, થયું તારૂં દર્શન, મા થયું તારૂં દર્શન,
સફળ થયો જનમારો, સફળ થયો જનમારો, કરૂં તમને વંદન,
ધંન ધંન ધંન અંબે.—૩

ઘનનન બાજે ઘંટ ઝાંઝરના ઝમકારે, મા ઝાંઝરના ઝમકારે,
નોબત વાગે ગીરગીરતાલ, નોબત વાગે ગીરગીરતાલ, શોભા અપારે,
ધંન ધંન ધંન અંબે.—૪

અખંડ ભોવના ઇશ તમે છો માતા, મા તમે છો માતા,
અનેક નામે એકજ, અનેક નામે એકજ, તું ચંડી માતા,
ધંન ધંન ધંન અંબે.—૫

યુદ્ધ કીધું શુંભ સાથે, લડતી શક્તિ રણમાં,
લડતી શક્તિ રણમાં, શુભ વચનથી ખેંચી, કીધું આકર્ષણ,
ધંન ધંન ધંન અંબે.—૬

થઇ એક રૂપ યુદ્ધ કરીને, શુંભના લીધા પ્રાણે, મા શુંભના,
લીધા પ્રાણે,
દેવતાને રાજ આપ્યાં, દેવતાને રાજ આપ્યાં થયા અંતર ધ્યાને;
ધંન ધંન ધંન અંબે.—૭

તું હોમ સોહોમ સુનકાર, સચરાચર વ્યાપી, મા સચરાચર વ્યાપી,
**અમીચંદ** કહે સેવક, **અમીચંદ** કહે સેવક, તુંહી તુંહી મા વ્યાપી,
ધંન ધંન ધંન અંબે.—૮



# અંબાજીના છંદ.

## (ભાગ ૯—૧૦)

### દોહરો.

પ્રેમે લખી પ્રસ્તાવના, વાંચો પ્રેમી જન,
જગત જીવો આપણે, સૌનું એક વતન. ૧

ભુલવણીમાં ભૂલીને, ભમીએ ભવની મહીં,
લક્ષ ચોર્યાંશી ભમતા, પારજ આવે નહીં. ૨

પાર મળે ભકિત થકી, ભકિત ક્યારે થાય,
શકિત હોય શરીરમાં, તીરથ જાત્રા થાય. ૩

આદ્ય શકિત ભગવતી, ભજતાં ભ્રાંતિ થાય,
અંતરમાં આવી વસે, પ્રસન્ન થાય અંબાય. ૪

જુઓ ચંડી પાઠમાં, સુરથ વૈશ્ય કહેવાય,
પ્રસન્ન થયા અંબિકા, મોક્ષ પદને પાય. ૫

છંદ કરી અંબા તણા, ભકત અમીચંદ ગાય,
અનુભવથી આનંદ થયો, ભજતા અંબા માય. ૬

ચાર વીશી આણુંદમાં, ભોગવી સુખ સંસાર,
પાંચમી વીશીમાં ઉતર્યા, દેખાય દેશનાં દ્વાર. ૭

# પ્રસ્તાવના.



આ જગતમાં ઉત્પન્ન થયાં પછી તે માણસને ઘણી ઘણી જાતની ઉપાધિ આવી પડે છે, તે વખતે પોતાના જીવને શાંતી પમાડવા પોતાનો ધર્મ પાળતો હોય તે દેવનું સ્મરણ કરે. હવે સર્વે જગતમાં ઈશ્વર કોઇ ઇશ્વરી કોઈ પરમેશ્વર કહે છે તે તે સર્વનું એક રૂપ છે, ને એકજ છે તે સૌથી ન્યારો છે, તે નીરંજન છે, નીર્વિકાર રાગ રહિત છે. જેમ સૂર્ય વાદળમાં રહે છે એ સૂર્યનો તડકો પૃથ્વી પર પડે છે. તે તડકો જેને ભીની વસ્તુ સુકવવી હોય, ગરમાટો કરવો હોય તે સારો કહે છે, જેને તાપથી ગરમી લાગે, તાપથી વસ્તુ બગડી જાય છે, તે નઠારો કહે છે. હવે સૂર્યનારાયણ તો પોતાનાં સ્વભાવ પ્રમાણે હંમેશ ચાલે છે, તેમ ચાલે એટલે તેનામાં વીકાર નથી એતો જોનારને મતલબી જે મતલબ ન થાય તે સારો, નરસો કહે, જેમ હાફુસની કેરી રૂપ રંગ ખુશબો જોઇ પ્રેમથી લાવે ને બધા જોઇને સારી સારી વખાણે, ને પ્રેમથી ખાવા બેસે તે વખતે છોલીને કટકાં કાપે, કટકાં કાપવા માંડ્યાં કે મહીં જીવાત કીડા દીઠા કે બધા નઠારી નઠારી કરી મૂકી ઉઠી ગયાં, હવે વિચારો એ કેરીમાં જે જીવ કીડા ખાય છે, તેને કેવી તેને બહુ સારી. ત્યારે વસ્તુ તો સારી તે સારીજ છે, જેને કામમાં આવે તેને તે વસ્તુ સારીજ છે, નહીં તો જેને કામમાં ન

આવે તો તે નઠારી કહે છે, વાસ્તે આ જગતમાં સારી નરસી થાય છે, તે સ્વાર્થથી થાય છે જેનું કામ થાય તે સારૂં કહે છે, જેનું કામ ન થાય તે નઠારૂં કહે છે, એટલે વસ્તુ તો જે પોતાનાં ગુણ ને સ્વભાવ હોય તે પ્રમાણે કર્યાં કરે પણ જોનાર ને વાપરનારમાં વીકાર થાય છે. વસ્તુ તો પોતાનાં સ્વભાવ પ્રમાણે થયાં કરે છે તેમ પરમેશ્વરને કાંઇ નથી એ બ્રહ્મ છે, આપણે બાવનની રચનામાં જે જોગમાયા કહેવાય છે, તેની માયાથી મોહીણીમાં ઉપાધિથી આધિ વ્યાધિ ભોગથી રોગ હું ને મારૂં આ કારણથી સુખ દુઃખ ભોગવાનું છે, હવે જ્યાં જોઇએ ત્યાં પોતપોતના પંથનાં દેવને વખાણે છે, બીજા પંથનાં દેવને વખોડે છે હવે જે નિરંજન નિરાકાર તો બ્રહ્મ છે અને ત્યાં અખંડ આનંદ છે. હવે આ જગત ઉત્પન્ન થયુ તે વખતે બ્રહ્માએ ચાર વર્ણ પ્રગટ કરી એમ સર્વ કહે છે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શુદ્ર, તેમાં બ્રાહ્મણ વેદ તથા ન્યાય નીતીથી ચલાવે, ક્ષત્રિય રાજ કરે, વૈશ્ય વેપાર કરે, શુદ્ર મજુરી કરે, હવે જેમ જુગ જતાં ગયાં તેમ તેમ વર્ણ વધતી ગઈ, જેવા કારીગર કામ કરે તેવા નામ પડે તેથી અઢાર વર્ણ કહેવાતી થઈ, હવે અઢાર કરતાંયે વધી ગઈ અને પંથોએ વધી ગયા એટલે સંસારી જીવ ગુચવણીમાં પડ્યાં કારણ કે સૌ સોના પંથના દેવોના વખાણ કરે એટલે કયું ખરૂં અને કયું ખોટું તેમાં જોતાં માલમ પડ્યું કે બધામાં પોતે વ્યાપી રહ્યા છે ને બધામાં પોતે છે ને પોતામાં બધા છે હવે ભૂલવણીમાં ભૂલી જવાય છે, હવે આ સંસારની ઉપાધી માયાની જાળમાં ફસાઈ

દુઃખ દરીયામાં ડુબેલા છીએ તેથી શાંતી લેવા કોઇ ઇષ્ટ દેવ કરવો જોઇએ, જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં પોતાના પંથને વખાણે અને બીજાના પંથોને વખોડે હવે નિરંજન નિરાકાર તો બ્રહ્મ છે તે તો સૌથી ન્યારો છે આપણે સર્વે માયાની રચનામાં જે માયા સૌ કહે છે તે માયામાં છીએ એ આત્મશક્તિ બધામાં રહી છે શક્તિ વડે સંસાર રચાયો છે એનેજ સૌ માયા કહે એ વળી ચંડીપાઠમાં સુમેધા ઋષિએ સુરઠ ને વૈશ્યને બોધ આપેલો કે એની માયાથી એ માયા બચાવે, સંસારના સુખ આપે વળી મોક્ષ પદ મળે વળી બધા સૌ સૌના પંથને વખાણે પણ ગોત્રજમાને તો બધાજ પુંજે, એક કુળદેવી બધાને હોય તેને કોઈ વખાડે નહિ વળી શકિત વીના સુનો ઠામ નહિ એવું જાણી આ માતા અંબિકાની ભકિત કરવાની મેં શરૂ કરી. હું મારા ધર્મમાં રહી મારા ધર્મને પાળતો અને હજુ પાળુ છું, ઇષ્ટદેવ અંબા કર્યા હવે મારી ઉમર વર્ષ છયાસી થઇ તે વારે પ્રથમ જન્મ થયો કે ગોત્રજ પુજી નામ પાડેલું સાત વરસની ઉમર થઇ કે નિશાળે સરસ્વતી માતાનું પૂજન કર્યું. મા પ્રસન્ન થયેથી મતલબ જોગુ ભણી રોજગારે લાગ્યા એ ઉપરથી મને માજી ઉપર ભાવ ઉપન્ન થયો. ને માતાની ભકિત કરવા માંડી તેથી મારા સંસારી કામો સિદ્ધ થવા માડ્યાં. જેમ જેમ ઉમર થતી ગઇ તેમ તેમ ભાન પડતું ગયું કે જીવને ઈશ્વર જુદા છે તો ઈશ્વર પાસે માંગીએ તો ઈશ્વર આપશે પણ આપનારને લેનાર જુદો નથી આપનાર ને લેનાર એનો એજ છે. ફેર એટલો છે કે આપણે ભેદમાં છીએ, એ અભેદને ન્યારો છે. માયા રહિત

આપણે માયામાં છીએ એટલે માયા દુઃખનો દરીઓ છે." એ માયામાંથી બુદ્ધિ પોતે અસલ પોતાનાં સ્વરૂપમાં ઓળખાણ કરી જન્મ મરણથી છુટી પોતાનાં સ્વરૂપમાં ભળવા એ માર્ગ શોધી આગળ જે મહાત્માઓ થઈ ગયાં ને તે અનેક રસ્તે ગયાં, એટલે જેનાં ધર્મમાં એટલે જે પથમાં હોય તેનો ધર્મ પાળે, તેમાં જે સરળ રસ્તો લાગે તે જીવો તે માર્ગે જાય, તે વખતે જેમ જાત્રા જઇએ ને રસ્તામાં વળાવુ રાખીએ, તો લુટાવાનો ભય રહે નહિ, તેમ મૂળ સ્વરૂપમાં ભળવા ને તે માર્ગને જાણવા એક ઇષ્ટ દેવ કરવો જોઇએ હવે તે જાણવા જે પંથમાં હોય તે પોતાનાં પંથના વખાણ કરી પોતાનો પંથ ખરો બતાવે, ને જે બીજા પંથમાં જતો હો તો તેને વખોડે, હવે બધા એક દેશી ને એક ઇશ્વર બધા માને છે ને કહે છે કે પરમેશ્વર તો એકજ છે, તેજ પોતે છે હવે પોતે ભૂલવણીમાં ભૂલી માયાથી જુદાપણું સમજી જે પંથમાં હોય તેજ માને છે, બીજે માર્ગે જે દેવ ગયા હોય તેને વખોડે. પંથ એટલે પરમેશ્વરને મળવાનો રસ્તો. વખોડે એટલે અજાણ્યા જીવો ગુંચવાઇ ભ્રમણતામાં ભમે છે.

સંસારની ઉપાધી વધતી ગઇ તેમાં આવતા સંકટથી દૂર થવા માજીના છંદ બનાવી ગાઇ વિનંતી કરતો કે મારા સંકટ દૂર થતાં ધાર્યા કામ સિદ્ધ થતાં, જેમ જેમ ઉમર થતી ગઈ તેમ તેમ સંસારનું ભાન પડતુ ગયું કે સંસાર સ્વપ્ના રૂપ છે ને એક વખત મરવું છે તો તે વાસ્તે વૈરાગ આવે ને મન નિર્મળ થાય એવા છંદ કરી ગાવા માંડ્યા તેમાંથી મૂળ

સ્વરૂપનું ઓળખાણ થતું ગયું તે ઉપરથી ઉત્પતી પ્રલયના છંદ કરી ગાવા માંડ્યા તે ગાતા ગાતા માની મેહેરબાની થઇ તો મારી ભ્રાંતી ભાંગવા માંડી સમજણ પડી કે ભેદ અને અભેદ બે કહેવાય છે તે પરથી માની મહેરબાનીથી બુદ્ધિ સુધરવાથી મહાત્મા જોગેશ્વરોના સમાગમથી અંતર દ્રષ્ટી પડતી ગઈ એટલે અભેદ છંદ બનાવવા માંડયાં તે પહેલાં માતા ચંડીકાના ચંડી પાઠના છંદ બનાવી દર નવરાતરે આશો માસે ચાર દિવસ ગાતો તે ગાતાં આજ ૬૦ વરસ થયાં તેમાં કોઇ વરસ નવરાતર પડ્યું નથી તે જાણી યોગાનંદ મહારાજ તથા સારા ગ્રહસ્થો, વિદ્વાનોએ માનપત્ર આપેલું પણ એ માનપત્ર મારી અંબામાને બધા ભકતોને બોધકારક કે જે ભકતો આકિન રાખી ભકિત કરશે, તો આ પ્રમાણે નિર્વિઘ્ન પણે ભકિત કરાવશે ને મન વંછિત ફળ આપશે.

હવે પ્રથમ તો હું માજી દર્શન કરવા જતો તે વખતે હું જુદા ભાવથી જતો હતો, કે માજી મને પૈસો ને રોજી આપે બુદ્ધિ સારી રાખે સંસારના સુખની આશા રાખી માજીનું સ્મરણ કરતો તે એક લીન થઇ પૂર્ણ પ્રેમથી કરગરી સ્તુતી કરતો ને પૂર્વના પુન્યે ગાંડું ઘેલું બોલી માજીના છંદ ગાતો. માંગતો કે આ સંસારથી પોતાનો મૂળ દેશ જુદો છે. ને વળી પાછા ત્યાં જવું છે તો જ્યાં સુધી મુદત બાંધી આ પરદેશમાં રહીએ ત્યાંસુધી તું રક્ષણ કરજે, ને સ્વદેશમાં પોતાનાં દેશમા સુખ શાંતિથી મુકજે, ઘણા લોકોનું કહેવું થતું કે માતા તો ભૂત કાડે,

રોજી આપે, સુખી રાખે એ માયા માજીની છે, બધાનું રક્ષણ કરે, દેવતાઓને કામ પડે તો તે પણ તે દેવીનું સ્મરણ કરતાં એટલે પરમેશ્વર જુદા જાણતો ને માણસ જુદા તેમ દેવી પણ જુદી છે એવું જાણી તે વખત તેવા ભાવથી હું ભજતો, પછી જેમ જેમ માની ભકિત કરતો ગયો, મને જે જે વખતે સંકટ આવતું કે તેવા છંદ બનાવી ગાતો. મારૂં કામ માજી સિદ્ધ કરતી મારા શરીરને વીશે કાંઇ કાંઈ દુઃખ આવતું તેને શાંતી કરવા છંદ બનાવી અરજ કરતો કે તુરત શાંતિ કરતી ને હજી કરે છે, એના છંદ ગાતો. કથા, પુરાણ શાસ્ત્ર જોતાં માલમ પડયું કે મૂળ નિરંજન નિરાકાર તેમાંથી ॐ કાર ઉઠયો તેમાંથી પાંચ તત્વ થયાં ને પોતે ઇચ્છા શકિત પ્રગટયાં, તેથી ત્રણ ગુણ તમો મહાદેવ, રજો ગુણ બ્રહ્મા ને તત્વ ગુણ વિષ્ણુ હવે બ્રહ્મા પ્રજાને પેદા કરે, વિષ્ણુ પાલન કરે, મહાદેવ સંહાર કરે. એવી રીતે આ સંસારની રચના રચીને પોતે શકિત રૂપે સર્વમાં રહે છે, એ શકિત સૌમાં રહે છે, શકિત વડે સૌ એ યશ લે છે, હવે એ શકિત જેનામાં હોય છે. તે ધડીપર તેને બહુ માને છે, ને તે કહે છે કે મારી શકિત છે. ઘણા લોકો કહે છે કે પ્રભુની શકિત આ પૃથ્વીના રાજા જે થાય છે તે તે કહે છે કે મારી પૃથ્વી છે, માંધાતા રાજા વતૂક ઘણા રાજા થઇ ગયા તેમાં જે એમ માને છે કે મારી પૃથ્વી ને મારી શકિત, પણ એ પૃથ્વી ને શકિત કોઇની થઇ સદા રહી નથી. તે રહેવાની નથી શક્તિ તો પોતે સ્વતંત્ર છે, એ તો જેનો સમો હોય છે તે વખતે જેનો સમો ફરે તે શકિત ત્યાંથી ખસી

ત્તય એટલે સદા શક્તિ કોઈની થઇ નથી જે કહેશે કે મારી શક્તિ રાજા કહેશે મારી પૃથ્વી તે વખતે પૃથ્વી હસે છે, કે તારા જેવા તો ઘણાં આ પૃથ્વી પર થઈ ગયા ને હજી થશે. હું તો એની એજ છું. તેમ શકિત પણ તેમજ છે. શકિત કોઇની રહી નથી, બધા કહે છે કે ઇશ્વરની શકિત પણ મધુકૈતે પાંચ હજાર વર્ષ સુધી લડ્યાં તેની શકિત વતીને તે હાર્યા નહિ ત્યારે જોગમાયા અંબિકાની મદદ લીધી તેણે મોહીણી સ્વરૂપ કરી મધુકૈતને માર્યા, કૃષ્ણાવતારમાં કંસ જરાસંધ વીગેરે સર્વને માર્યા ને મનથી એવો વિચાર લાવ્યા કે હવે મારા જેવો કોઇ બળીઓ છે નહિ તો મારે હાથે અવાર પછી હથીયાર લેવું નહિ તે વખતે અઢાર દિવસનાં ભિષ્મ પિતાએ અર્જુન ને કૃષ્ણને બાણની વૃષ્ટિ કરી અકળાવ્યા. તે વખતે કૃષ્ણને રથનું પૈડું કહાડી ચક્ર બનાવી પોતાનું રક્ષણ કરવા હથીઆર વાપરવું પડ્યું. જે કહેશે કે મારી શકિત રાજા કહેશે મારી પૃથ્વી એવા ઘણાં પૃથ્વીપર થઇ ગયાં, તેથી શકિત ને પૃથ્વી એ સદા સ્વતંત્ર છે કોઈની થઈ રહી નથી વળી ભીમ પાસે કૃષ્ણએ મંગાવ્યું કે તું દ્રૌપદી પાસે એમ માંગી લે કે પાંચ પાંડવ ને છઠ્ઠા નારાયણ તારા ખપ્પરમાં નહિ એટલે એમ જણાયું કે આ બધી આપણા મનની રચના રચેલી કે આ મોટું ને આ નાનું પણ આત્મ જ્ઞાનીને જે વેદ કહે છે ને જે મૂળ સ્વરૂપને જુએ છે તો બધામાં એનો એ ને એની એ કોઇ જુદું નથી. પ્રભુ એ પોતેશક્તિ એ પોતે દૈત્ય ને દાનવ એ પોતે કારણ કે એક બાપનાં બે દીકરા હોય તેમાં પણ એક દૈત્ય ને એક ભક્ત કહેવાય, જેમ રાવણ ને વિભિક્ષણ, તેમ એક દીતીનાં ને એક અદીતીનાં, કશ્યપનો વિસ્તાર તેમ મુલીયુ ને ઉપરની કુપણ જોશો તો એકની એકજ છે.

## દોહરો.

અક્ષીલ વૃક્ષ તો એક હૈં, નિરંજન વાંકી ડાળ;
શાખા જીનોકી બ્રહ્મ હૈં, પ્રાતઃ સકળ સંસાર.

એટલે બધે તુંહી તુંહી, નિશ્ચે તુંહી તુંહી, હવે પહેલાં ભક્તિના છંદ કરેલા છે. તે સંસારની ઉપાધિમાં જોડાએલાં આપણે છીએ. તેને શાંતી વાસ્તે અગાડીનાં આઠ ભાગની ચોપડી કરી છે, તેમાં સમે સમાનાં છંદ છે. ને છંદ ગાવાથી બેસીને સ્મરણ કરવાથી અનેક જાતના દુઃખ દૂર થશે ને મૂળ સ્વરૂપનું ઓળખાણ પણ થશે એ ચોપડી આઠ ભાગ સુધીની આવૃત્તિ આઠમી થઇ છે તે હાલ છે તે બધા લોકો દેશ દેશાવરમાં લઇ ગયાં તેમાં મૂળ શરૂ છંદ કરવા માંડેલા ત્યારથી તે આજ સુધીનાં છંદ તેમાં છે એ ચોપડી ઘણા લોકો લઈ ચુકયા છે, એટલે હવે આ ચોપડી નવી નવા છંદો મૂકી હું દર આશો મહીને નવરાતરમાં મહાપ્રલયનાં છંદો તથા ઉત્પતિનાં વેદાંતી અભેદનાં પોતાનાં સ્વરૂપને ઓળખવાનાં તે વતૃક હાલની રૂઢી બધાને બોધના છંદ કરી આ ચોપડી જુદી નવી છપાવી તે પ્રેમી ભકતોને ભલામણ લખી ખબર કરવા. હવે જે ધણીને આઠ ભાગની અગાઉ છાપેલા આઠ ભાગની ચોપડી લેવી હશે તો ચોપડી ઉપર લખેલે ઠેકાણે મળશે ને આ નવી બનેલી ચોપડી તેમાં છાપેલા છંદો છે તેને છંદોને મથાળે જે લખાણ લખ્યું હોય તે વાંચી તે પ્રમાણે વાંચશો.

## દોહરો.

ભક્ત ભક્તોનો જાણવા, દોહરો કીધો તૈયાર,
પ્રેમી પ્રેમે વાંચીને, લેશે તેનો સાર;
વસ્તુ તો અમૂલ્ય હોય, પારખે ઝવેરી જે,
હંસ મોતી ચારો ચરે, સાર જ્ઞાની લે;
અંબાજીના છંદ કરી, સમરૂં વારંવાર,
દુઃખ સંસારનાં દૂર કરે, આપે સુખ અપાર;
અનેક ઉપાધિ આવી પડે, છંદ કરી કરૂ સ્મરણ,
સંકટ ભાંગે પલકમાં, માજી થઇ પ્રસન્ન;
છંદની ચોપડી આઠભાગની આવૃત્તિ આઠમી તે,
સાંભળી સૌ ખુશી થઈ, ભક્તો સરવે લે;
તે વાંચી સુખી થયા, વેપારી બન્યાં તે,
આકીન રાખી ભજશે, સુખ પામશે તે;
તે છંદની જે ચોપડી, તેમાં છે આઠ ભાગ,
આવૃતી થઇ આઠમી, કરે સરવે માંગા માંગ;
નવ દશ ભાગની ચોપડી, બીજી થઇ તૈયાર,
પ્રેમી લેશે પ્રેમથી, જોશે તેનો સાર;
સાંઠ વરસ ગાતા થયા, અંબાજીની મહીં,
એક નવરાતર પડયુ નથી, માજી પ્રસન્ન થઇ;
તે છંદની આ ચોપડી, છપાવી પાડી બહાર,
હરખાઈ ભક્ત લે સર્વ, ખુશી થઇ અપાર;
હોડી અંબા નામની, પકડી બેસે જે,
આકીન રાખી ભજશે, કહે **અમીચંદ** સુખ તે લે.

શ્રી ૧।

# દોહરો

---

સમરૂં માતા શારદા, આદ્યગંન અવીનાશ ॥
અનુભવથી આણુંદ મળે, કોટી કરમ થાયે નાશ ॥
સદ્‌ગુરુ સાચા જો મળે, ઈષ્ટદેવ પુરે આશ ॥
છંદગાતા માજી તણા, પડયો પૂર્ણ પ્રકાશ ॥
પહેલા છંદની ચોપડી, વાંચે મા પુરે આશ ॥
તે ચોપડી આઠ ભાગની, પ્રેમી રાખે પાસ ॥
નવ દશ ભાગની ચોપડી, જુદી છપાવા આશ ॥
પ્રેસ ઉત્પત્તિ અભેદના, અનુભવી કરી કહે દાસ ॥
વ્હાલા મારા ભક્તઃ સહુ, વસાવી રાખો પાસ ॥
પહેલાં વાંચો પ્રસ્તાવના, અરજ કરી કહે દાસ ॥
હું તુંનો ઝગડો જશે, માજી પુરશે આશ ॥
**અમીચંદ** અનેકનો, એકમાં થશે સમાસ ॥

## કોઈપણ ગ્રહ નડતો હોય તો આ વાંચે શાંતિ થાય.

### દોહરો.

રવિ સૂર્ય દેવ તમો, તેજ તણો નહિ પાર ॥
શાંતી કરો સર્વને, જગતનના આધાર ॥
સોમ ચંદ્ર આકાશમાં, શિતળ વાયુ વાય ॥
શાંતિ માગે સર્વ જન, જગત સુખીયુ થાય ॥
મંગલવાર મંગલ કરો, સમરે માનવી જન ॥
તમ તાપ અતી ગણો, દુઃખી થાયે જગતન ॥
બુધ બળ અતી ઘણું, સમરે સુખ થાય ॥
નિર્મળ મન અતીઘણું, વણીક વર્ણ કેહેવાય ॥
ગુરુ દેવ છે ભ્રેસ્પતી, જગતના કેવાય ॥
શાંતિ કરો સર્વને, દુઃખીઆ સુખી થાય ॥
શુક્ર ગુરુ દૈત્યના, અતી ઘણા બળવાન ॥
સમરતા શાંતિ કરો, અરજ સાંભળી કાન ॥
શનિ દેવ બળવાન છો, જાણે જગત સહુ ॥
ખરી ખબર ક્યારે પડે, પનોતીમાં ભજતાં જોઉ ॥
તેલ શિંદુર અતીઘણું, હરમાન ચડાવે જઈ ॥
પ્રસન્ન પનોતિ થઇને, સુખી કરે છે તઈ ॥
રાહુ કેતુને ભજતા, દુઃખીઆ સુખી થાય ॥
નમસ્કાર નવે ગ્રહે, લાગું સહુને પાય ॥
નવ દુર્ગામા સર્વમાં, શકિત ઠામો ઠામ ॥
હાથ જોડી **અમીચંદ** ભજે, આવી કરો સિદ્ધ કામ ॥

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

હું તારોને તું છે મારી, આદ્યશકિત કેમ ભૂલી ગયા ॥
હું ભૂલું મા તમે નહિ ભૂલો, મૂર્ખ જાણી મા લાવો દયા ॥
બાજીગરની બાજી તમારી, અજબ માયાની છે ફાંસી ॥
ભૂલવણીમાં ભૂલી જવાય, ગમ્મત ગાયનમાં જાય નાસી ॥
એક કહી અનેકમાં જીવ જાય, ભટકે મન પછી થાય હાંસી ॥
અર્થે દોષ નિવારણ કરી, મન આણંદ થઇ બેસે સુખ વાસી ॥
અનેક દેવના જોઇ ચમત્કાર, તને મૂકી અમે લોભે ગયા ॥
હું ભૂલું મા તમે ન ભૂલો, મૂર્ખ જાણી મા લાવો દયા.—ચોક ૧

દુઃખ વખત તમે સહાય કરો, જેમ છોકરાં ઉછેરે માને બાપ ॥
પુખ્ત ઉમરે મતલબી, પછી બની બેસે આપો આપ ॥
આગલા વખતનો વિચાર ભૂલ્યો, સુખ કરનારના ભૂલ્યો જાપ ॥
બધા સરખા દેવ જાણીને, વગર જાણે કાઢે તેનું માપ ॥
બધા એક કહી ભાવ જુદો છે, જ્ઞાની પુરૂષ તે સમજી રહ્યા ॥
હું ભુલું મા તમે ન ભૂલો.—ચોક ૨

મતલબ વખત ધ્યાન ધરીને કહું, તારા વિના મારૂં કોઈ નહિ મા ॥
તું મારે ને તું જીવાડે, હવે નહિ ભટકુ જહીં તહીં જ્યાં ॥
હાવી નમ્રતી જોઇ ભગવતની, લાવી દયા કામ કરૈ તહીંયા ॥
અલ્પ બુદ્ધિ અજ્ઞાન અભણ, અનેક શોધીએ જહીં તહીં મા ॥
ભકિત ભગતને એક ટેકની, એક છોડી અનેકમાં ગયા ॥
હું ભૂલું મા તમે નહિ ભૂલો.—ચોક ૩

તરી ગયા જેને એક ઓળખી, એક નામનો રાખ્યો ટેક ॥
ભોળવાઈ ભટકે ભજે અનેકને, અનેક જોતાં ગુમાવે એક ॥
એક અનેકમાં વ્યાપી રહ્યો છે, ભૂલવણીમાં ભૂલે છેક ॥
જ્યાં જોઇએ ત્યાં એનો એ છે, જોતાં જોશો તો નથી અનેક ॥
**અમીચંદ** કહે આકીન રાખે, અંબામા પ્રસન્ન થાય ॥
હું ભુલું મા તમે ન ભૂલો, મૂર્ખ જાણી મા લાવો દયા.—ચોક ૪

---

## કાયારૂપી બગીચો કુદરતી.

મેરે સતગુરુ બાગ બનાયા, જ્યાં પચરંગ ફુલ સોહાયા ॥
તન બાગ બને નવરંગી, મન માલિક ભમર સોરંગી ॥
દસ દ્વાર ઉપર એક જોગી, જ્યાં બેઠે પરમ સંજોગી ॥
પાંચો મુદ્રી લેહ લાગી, ધરે ધ્યાન પીયુ રસભોગી ॥

### ઝુલ.

આઠ કુવા નવ બાવરે લગી, શોલા શેશ ત્રાપની આર ॥
બારા બેલ બલહધ ફેરો પાંચ, મોથખમ ચાર ॥
ફીરે કાલચક્રની ત્યાં માયા ॥ અને હુદ પર જ્યાં અટકાયા ॥
મેરે સતગુરુ બાગ બનાયા.—ચોક ૧

મંછા માલણ મતબાલી, સંગ નિસદીન રમતા માલી ॥
ચાર તખ્ત ભયો હરીઆલી, ચોર્યાસી કારી કર દાલી ॥
સબકા એક બીરજ ખાલી, થડ એક અસંખ્ય ડાળી ॥

## ઝુલ.

અલીલ વૃક્ષ તો એક હેં, નિરંજન વાંકી ડાળ ॥
શાખા જીનોકી બ્રહ્મ હેં, પ્રાતઃ સકળ સંસાર ॥
ઘનઘોર બીરજકી છાયાં, શીતલ શંતન મન ભાઆ ॥
મેરે સતગુરુ બાગ બનાયા.—ચોક ૨

એ અખંડ બાગ અવિનાશી, ઋષિ હો ગયે સહસ્ર અઠ્યાસી ॥
નવનાથ સિદ્ધ ચોર્યાસી, છ દર્શણુ બડે બડે તપસી ॥
ત્રણુ દેવ બશે હરકાસી, શ્રી કૃષ્ણુ બજાતે બંસી ॥

## ઝુલ.

કબ લગ કથની મે કરૂં, કેતા ન આવે પાર ॥
ચકવે રાજા હો ગયા, કા તેરા હુમારા ભાર ॥
આતો ભકત માલ ગુણુ ગાયા, સત ગુરુને ચેલા ચેતાયા ॥
મેરે સતગુરુ બાગ બનાયા.—ચોક ૩

વે રાત બાગ મેંને ગાયા, એકવીશ બ્રહ્માંડ ચડાયા ॥
તેરા પાર જરા નહિ પાયા, દમ ચલા પડી રહી કાયા ॥
પાંચ પ્રાણોશે છાયા, ઈત નેમે શબ્દ કહ્યા આયા ॥

## ઝુલ.

સતગુરુ રહે તન બાગમેં, અજબ બને દો નેન ॥
અંત કાળ પસ્તાઓગા, જબ છોડી જાવો સુખ રેન ॥
ગુરુ વચને **અમીચંદ** ગાયા, રાત દિવસ ભજ્યું મંમાયા ॥
મેરે સત ગુરુ બાગ બનાયા.—ચોક ૪

—::—

## શ્રી ૧।

આજ મારી ૮૪ વરસની ઉંમર થઇ તેમાં ૬૦ વરસ એક આકીન રાખી હર વરસે સુરત અંબાજીમાં આશો મહીને ૪ દિવસ માજીના છંદ ગાઇ ભક્તિ કરતો, તેમાં એક પણ નવરાતર પડયું નથી, તે ભક્તિના ભાવથી સંસારી કામ મ્હારાં સર્વે નિર્વિઘ્ને થયાં, ને હજી મા પ્રતાપે સર્વે તરફથી સુખી આણંદમાં જોઈ મારા ચંડીપાઠના છંદ તથા ભેદ અભેદ અને શક્તિના છંદ સાંભળી મહાત્મા જોગાનંદજી મહારાજ તથા શ્રી જનાર્દન વિરભદ્ર પાઠકજી જાગીરદાર, શ્રી તારાશંકર જોશી, શા. ચુનીલાલ પઠાન તથા અંબાજીના પુજારી ભાઇએ વિચાર કરી અંબાજીમાં ને જોગાનંદજી મહારાજની કથામાં અને બાલાજીમાં માનપત્ર વિગેરે માજીની પ્રસાદી આપી તે વખતે જે મેં ભાષણ કરેલું તે આ નિચે પ્રમાણે છે. વળી આ લખવાનું કારણ એ જે, જે માણસ આકીન રાખી એકલીન થઈ આ છંદો ગાશે તો તેને આ લાભ મળશે, તે ભલામણ કરવા મારો ધર્મ છે કે તે પણ જીવો પોતાના સ્વરૂપમાં મલી સદા આનંદ ઘર જોશે.

ઓ મ્હારા વ્હાલા ભક્તો, દેશબંધુ અને પરમપૂજ્ય યોગાનંદજી મહારાજને દંડવત પ્રણામ કરીને બે બોલ બોલું છું. મારી ઉંમર આજે વર્ષ ૮૪ ની થઇ, તેમાં સ્વપ્નમાં પણ આ માનપત્ર મળવાનું છે, એમ જાણતો ન હતો, ને મેં આ સાંઠ વર્ષ માજીના નવરાતરમાં છંદ ગાયા, ને ભક્તિ કરી. તેમાં નિર્ગુણ, સ્વગુણ અને આત્મજ્ઞાની ચંડીપાઠના છંદ ગુજરાતીમાં

કરી ગાયા, તેમાં એક પણ નવરાતર પડયું નથી તો તે પ્રતાપ મારી માજીનો છે. જેમ રસોઇઓ રસોઇ બનાવે, તેલ મસાલો ખૂબ નાંખે પણ જ્યાંસુધી મીઠું પડે નહિ ત્યાંસુધી ફીકું લાગે, તેમ મીઠારુપી માજીની મહેરથી છાયા પડે નહિ ત્યાંસુધી વાણીમાં લોકોને પ્રેમ થાય નહિ, તેથી જ્યારે માજીની મહેરબાનીથી છાયા પડે છે તેનો લોકોને પ્રેમ ઉત્પન્ન થાય છે.

વળી નવરાતર એક પડયું નથી, તેનું કારણ સંસારમાં તરેહ તરેહની ઉપાધિ આવી પડે છે, પણ માજીની મહેરથી નિરવિઘ્નપણે તનમનથી સુખી રાખી એનું સ્મરણ કરાવે છે, તો આ માનપત્ર મારી અંબામાને છે. કારણ કે મારી બુદ્ધિમાં વધારો કરી કંઠપર આવી એના ગુણ ગવાડે છે, ને ગાઉં છું, તે મા પ્રતાપ છે, વળી ઘણી હલકી વર્ણો બાધા લઇ ગોત્રજ આગળ બકરાઓનો ભોગ આપતા હતા, તે વિષે માતાએ બુદ્ધિ આપવાથી 'દુઃખહરણ' નામની તથા 'સાધુ સમાગમ'ની ચોપડી બહાર પાડી. ને એ ચોપડી વાંચવાથી ઘણા સુધરી ગયાં ને હિંસા કરતાં બંધ થઈ ગયાં. એ પ્રતાપ માજીની ભક્તિના છે, તેમાંથી જે લાભ મળ્યો એ માના પ્રતાપનો છે

આ જોઇ જે કોઇ ભક્તિ આકીન રાખી દ્રઢ વિશ્વાસ રાખશે તેના કામ માજી સિદ્ધ કરશે. "બોલો અંબે માતકી જે."

## દોહરો.

ઓ અંબા તું એક છે, માલિક આપો આપ,
ભ્રાંતીમાં ભૂલી ગયા, તેનો છે સંતાપ;
હું તુંનો ઝઘડો ઘણો, સંસાર ઉપાધિ એ,
મોટાઈ મમતા જે કરે, દુઃખ પામશે તે;
સતગુરુ જો સાચા મળે, હોય ઇષ્ટદેવ પ્રસન્ન,
ભાવ રાખી જે ભજશે, થશે ઝટ દર્શન;
ભક્તિથી મુક્તિ મળે, ભાંગે સંશય ઝટ,
મૂળ માલિક પાછો થશે, તૂટશે કર્મ તરત;
માન અપમાન જતું રહે, ન દેખે બીજું કંઇ,
જ્યાંથી જે ઉત્પન્ન થયું, તે સમાય તહીંનું તહીં;
પરોપકારને કારણે, મહાત્મા યોગાનંદ,
ભાવ જોઈ ભગતનનો, આવી આપે દર્શન;
મોઘાભાઈ પ્રમુખે છે, પરમાર્થ કરનાર,
ઉત્તેજન આપે ભકતને, સેવો માજી દ્વાર;
જગત જનુની અંબિકા, ભકતનો રાખે ટેક,
ચુનીલાલ પહાણુ જે, જ્ઞાનીનો કરે વિવેક;
ભક્તિમાં પ્રેમ અતિઘણો, સેવે શંકર દ્વાર,
તદરૂપ થઈ સેવા કરે, વ્હાલો નહિં સંસાર;
તારાશંકર પ્રેમી ઘણા, છંદ સાંભળી થાય આનંદ,
મહાત્મા ભકત ભેળા કરી, માન અપાવવા મન;

ધન પુંજારી અંબા તણા, ચોથી પેઢી જોઉં,
સંપ થકી સેવા કરે, જોઇ હરખાય ભકત સહુ;
સંવત્ ઓગણીસસે પંચ્યાસીએ, માગસર સુદ પાંચેમ,
આણંદ આવ્યો સર્વને, જયંતી ઉજવવા પ્રેમ;
સર્વેમાં વ્યાપી રહ્યા, આત્મ શક્તિ એક,
ભજતાં મળશે ભગવતિ, કહે **અમીચંદ** રાખો ટેક.

---

## ભજન રૂપી છંદ.

અજબ લીલા મા તમારીરે, અલબેલી અંબા, અજબ લીલા મા તમારી ॥ નહોતો બેઠો હાવું ધારીરે, અલબેલી અંબા અજબ લીલા મા તમારી ॥ મહાત્મા ભકતોને તમે પ્રેરણારે કીધી, મોંઘા ભાઇએ પહેલ લીધી રે, અલબેલી અંબા.—ચોક ૧

પુજારી ઓચ્છવભાઇનેરે મળ્યા, ખુશીથી વાત સ્વીકારીરે,
અલબેલી અંબા.—ચોક ૨

અનુભવીએ આણંદ બતાવ્યો, હરખાયા માના પુજારીરે,
અલબેલી અંબા.—ચોક ૩

સાઠ વર્ષ છંદ ગાતારે જાણી, જયંતિ ઓચ્છવ કીધો ભારીરે,
અલબેલી અંબા.—ચોક ૪

માનપત્ર ભકત ધારીને આપ્યા. માની ખુબી ઘણી ન્યારીરે,
અલબેલી અંબા.—ચોક ૫

ભક્ત રાજી કરી આશિષ દીધા, માનના માલિક માજી મારીરે,
અલબેલી અંબા.–ચોક ૬

હું તો જાચક છું જાચવારે આવ્યો, માનનાં માલિક હોય દાતારીરે,
અલબેલી અંબા.–ચોક ૭

કંઠ ઉપર આવી બળબુદ્ધિ આપ્યા તો છંદ ગાયા લલકારીરે,
અલબેલી અંબા.–ચોક ૮

નિર્વિઘ્ને તન મને સુખીરે રાખ્યા તો, ભક્તિ કરી ચિત્ત ઠારીરે,
અલબેલી અંબા.–ચોક ૯

આરે માન મારી માતાને શોભે, દયાળુ છે દાતારીરે,
અલબેલી અંબા.–ચોક ૧૦

મતલબી મતલબ કરી રાજી થાએ, આપનારી છે ઉપકારીરે,
અલબેલી અંબા.–ચોક ૧૧

ઉપકાર મારી માનોરે મોટો, બુડતાને એ લે છે તારીરે,
અલબેલી અંબા.–ચોક ૧૨

આપનાર લેનાર માજી **અમીચંદ** કહે છે, તુરીઆમાં સર્વે
એકાકારીરે, અલબેલી અંબા.–ચોક ૧૩

---

(જોગાનંદજી મહારાજની કથામાં માનપત્ર જોગાનંદ મહારાજે આપ્યું
તે વખતે જે દોહરા બોલેલા તે)

માન માનમાં સમાઈ રહે, આપનાર લેનાર એક,
બીજો તો જોતો નથી, કરનાર કોણ વિવેક;

મહાત્મા યોગાનંદજી, દેશીની પુરે આશ,
જ્ઞાન આપે ઘટમાં, પ્રેમે બેસાડે પાસ;
ભૂલાને ભોમિયા મળે, મારગ આવે હાથ,
મૂળ સ્વરૂપને ઓળખી, ઝટ કરે સંગાથ;
સંસાર બાજી સ્વપ્ના તુલ્ય, તેનો છે આ ખેલ,
તેના રમનાર તે રમે, અજ્ઞાનીને મન સ્હેલ;
અલ્પમતિ હું માનવી, માજીનો પ્રતાપ,
પ્રેમ થકી જે ભજશે, થાય દર્શન આપો આપ;
ધન છે મહાત્મા ભકતોને, પૂર્ણ બતાવી પ્રિત,
મૂળ માલિકને મળવા, ભકિતની બતાવે રીત;
નવધા ભકિત મૂળ છે, ધ્યાન ધરે ઘડ થાય,
તું હું મા સૌ મળી ગયું, બીજો નહિ દેખાય;
આપનાર લેનાર એક છે, ભ્રાંતિએ ભૂલાય,
ભગત ભગવત ઓળખે, એકરુપ બની જાય;
એ માયા છે માજીની, સાંભળી ખુશી થાય,
ચેત્યા ભકતો જાણીને, મનમા મા મલકાય;
**અમીચંદ** કહે સર્વને, એક દેશના સૌ,
પ્રેમે માજી ભજશો, લાભ મળશે બહુ;
જાચક બેઠો જાચવા, તેને ન હોય માન,
માન હોય દાતારને, કરે સૌનું કલ્યાણ.



"સંવત ૧૯૮૫ના માગસર સુદ ૫ ને વાર સોમે;
માનપત્ર મળ્યું તે વખતે બોલેલા તે બોલોમાં."

---

ઓ મારા દેશી બંધૂ ભકતો અને પરમ પૂજ્ય મહાત્મા યોગાનંદજી, મહારાજ કે જેણે મને માગસર સુદ ૧ ને ગુરૂવારને દિવસે, પોતાની કથામાં આવનારાઓ અને ભકત જનો વિગેરે કેટલા એક બીજા ગ્રહસ્થ લોકો વચ્ચે માનપત્ર આપી ઘણા પ્રેમથી આંશિર્વાદ આપ્યાં, તેવણુ પોતે આજ આ સ્થાને પધારી સર્વ ભકતો પર દયા કરી દર્શનનો લાભ આપ્યો છે. એ મારૂં પૂર્ણ ભાગ્ય છે. વળી આ પ્રમુખસ્થાન પર પધારેલાં, પૂર્ણ ભક્ત કે એવણુ પણ અત્રે વિઠ્ઠલનાથજીના મંદિરમાં કે જ્યાં દર સોમવારે ભજન ગવાય છે, એવણુ પોતે પણ એ મંડળમાં એ પોતે મોધાભાઇ ભજનમાં આગેવાની લઈ પ્રેમથી ભજન ગાય છે. એવણુ પોતે જનાર્દન વિરભદ્ર પાઠકજી, પ્રમુખસ્થાન પર પધારેલાં જોઇ મને ઘણો આનંદ થયો છે, કે એવણને મેં વિઠ્ઠલનાથજીમાં ઘણી વખત ભજન ગાતા જોયા છે. તે વખતે તદરૂપ થઇ એકલીનતાથી ભજન કરે છે. હુવે આ સર્વ ભકત મંડળીની ;સભાની રજા લઇ બોલું છું કે આ માનપત્ર મારી અંબામાના વિચારથી ભકતોને પ્રેરણા કરી મને રાજી કરવા અપાયે છે, ને પોતાના પુજારીઓને ઉલટ લેવડાવી બહુ પ્રેમથી મારી ૮૪ વર્ષની ઉમર જાણી તેમાં સાઠ વર્ષ પુરા માજીમાં નવરાતરમાં છંદ ગાતા થયા, તેમાં એક નવરાતર પડયું નથી,

એ જાણી, પુજારીઓ અને પાઠકજીએ વિચાર કરી જયંતી જે કહે છે અગર જ્યુબેલી કહે, કોઈ મહોત્સવ કહે અથવા જે કહેવાતું હોય તે, હું કાંઈ જાણુતો નથી, કારણ કે મેં કોઈ દહાડો કોઇ સભામાં કે ભાષણ કરવામાં આગેવાની લીધી નથી, તેથી, હું એ વાતમાં અજાણ છું. તેથી મને ખબર નહિ. મને ખબર મારી અંબામાએ શુ કામ કર્યાં, તેના ગુણ ગાવા, છંદ કરી માને ગાંડુઘેલું બોલીને મનમાંથી ઉર્મિં ઉઠે ને એ બુદ્ધિ આપે તેમ છંદ કરી ગાઇ પ્રિતિ બાંધી, કારણ કે આ સંસાર ઉપાધીમાં ફસાઇ અને ભવોભવ ભોગવવાં પડે છે. ને જન્મ મરણના દુઃખથી મુક્ત થઈ આ અલ્પ આનંદ મૂકી અખંડ આનંદની ઇચ્છા રાખી છંદ ગાઉં છું તેથી મારા પર દયા લાવી પ્રસન્ન થઈ મને મૂળ સ્વરૂપને મળાય તે રસ્તો બતાવી સંશય ભાંગ્યા, તેમાં હું બહુ આનંદ પામેલો છું, વળી એ એ છંદ ગાવાથી મારા જે જે પુર્વના કર્મની છાયા કપાતી ગઈ તેમ તેમ માની છાયારૂપી પ્રકાશ પડવાથી પાપ ધોવાતાં ગયા તેમ તેમ પોતાના સ્વરૂપનું ભાન પડતું ગયું, તેમ તેમ આત્મજ્ઞાની વેદાંતમાંના સાર પર પ્રેમ ઉત્પન્ન થતો ગયો, ને જેમ જેમ અનુભવ થતો જાય છે, તેમ સમજાય છે કે આ ખરૂં છે ને આ ખોટું છે એટલે કાયા અને આત્મા જુદા છે, તો જ્યાં સુધી કાયામાં જીવ રહેશે ત્યાં સુધી માયા છે, જ્યારે જીવ છુટો પડશે, ને પોતાના આ ભવ પરભવના કર્મો ખેરવશે તો તરત પોતે બ્રહ્મ બની એક થશે.

## દોહરો.

અબંધ કહીએ આત્મા, એ માયાથી કેમ બંધાય ॥
જો બંધનમાં આવ્યો, તો જરૂર શિક્ષા થાય ॥
ઘર બાળે ઘર ઉગરે, ને ઘર રાખે ઘર જાય ॥
એ સમસ્યા અનુભવ તણી, ગુરુગમથી ઓળખાય ॥

આપણે બધા એક દેશનાં ને એક દેશી છીએ. એકમાંથી અનેક થયાં છીએ, અનેકનો એક થશે. સર્વે પંથના એક પરમેશ્વરને માને છે, કોઇ બે કહેતા નથી, તો તેને મળવા આ બધા પંથો એટલે માર્ગ જુદા જુદા થયા, તેનું કારણ કે જે મહાત્માઓ જે માર્ગે ગયા તે માર્ગ જેના હાથમાં આવે છે, તે માર્ગેથી જે ગયેલા તેની રહેણી જોઇ તે પ્રમાણે ચાલશે તો તે બધાએ પોતાનાં સ્વરૂપમાં ભળશે. વાસ્તે તેનો દાખલો કે આપણે કોઇને પુછશું કે આ કામનો કરનાર કોણ, તો કહેશે કે "હું." કરાવનારને પુછશો તો કહેશે કે "હું." એટલે બન્નેમાં હું ને હુંજ રહ્યા. તેમ આ માનપત્ર આપનાર પોતે તેમ લેનાર પણ કહે કે હું પોતે, એટલે પોતેજ આપે છે ને પોતેજ લે છે. હું માનું કે મેં કર્યું, એમ કહે તે મિથ્યા છે. માટે આ આપણે બધાએ સર્વે એકરુપ છીએ. કોઈ નાનુ પણ નથી ને મોટું પણ નથી, હવે બે છંદ બોલીને હું બેસવાની રજા લઇશ.

બોલો અંબે માતકી જે.

# નવ પ્રકારની ભક્તિ

## દોહરો.

સમરૂં માતા શારદા ગણપતિ લાગું પાય,
લખ ચોર્યાસી ભમતા મનુષ્ય છેલ્લો થાય. ૧
ઇચ્છા રાખે મનમાં મોક્ષ પદને ચાહ્ય,
સંસાર દુઃખનો દરિયો ગુરુ મળે સુખ થાય. ૨
કરી કલ્પના મોક્ષની શોધી ગુરુ ઘર જાય,
ગુરુ કરી જ્ઞાન મેળવી ગુરુને લાગે પાય. ૩
કયો માર્ગ ભક્તિ તણો ભેદ ભાંગે ધંઇ થાય,
નવધા ભકિત મૂળ છે સાંભળ કહું તે હ્યાંય. ૪
ભેદ વિના ભક્તિ કરે અણજાણે અથડાય,
જુઓ ભકતની ભકિત મોક્ષ પદને પાય. ૫
પહેલી ભકિત પરિક્ષતની શ્રવણ ભકિત કહેવાય,
સપ્તાહ સાત દિવસના સાંભળી મોક્ષે જાય. ૬
પાષાણ જેવી પ્રતિમા થઇ બેઠાતા ત્યાંય,
ચીત્ત રાખીને સાંભળ્યું તો મોક્ષ પદને પાય. ૭
બીજી ભકિત નારદ તણી, કીર્તન નિશદીન થાય,
પલક એક ચુકે નહિ, નિશદીન કીર્તન ગવાય. ૮
ત્રીજી ભકિત પ્રહ્લાદની સ્મરણ એ કહેવાય,
સ્મરણ ભકિત મૂળ છે પ્રગટ્યા થંભની માંહ્ય. ૯
સેવા ભકિત ગુરુ તણી ચોથી તે કહેવાય,
ગોવિંદ માળ્યા ગુરુ થકી ગુરુ અધિક કહેવાય. ૧૦

સેવા ભકિત સબરીની લાગે ગુરુને પાય,
તપ જપ કરો ઘણું અધિક ગુરુ કહેવાય. ૧૧
અરચન ભકિત પાંચમી ને કરી અંબરીષ રાય,
પુંજારે સોળ ભાતની થાળ ભરી નીત્ય થાય. ૧૨
વંદન સેવા ભકિત છઠ્ઠી કહીએ જે,
એ ભકિત ગરૂડની શૂરવીર કહીએ તે. ૧૩
દાસ ભકિત હરમાનની રામ રટણ નિત થાય,
આ ભકિત છે સાતમી હરીજન કહેવાય. ૧૪
સખા ભકિત આઠમી અરજુનની કહેવાય,
નવમી આત્મ જ્ઞાન છે, એક બ્રહ્મ ઓળખાય. ૧૫
સંશય તજી સમરણ કરે, એકરુપ બન જાય,
ભકિત નવ પ્રકારની, આ પ્રમાણે થાય. ૧૬
ચંચળ ચિત્ત ચળે નહિ, તરત અલેખ ઓળખાય,
ભકિત કરવી ભાવથી એકરુપ બન જાય. ૧૭
ગુરુ ગોવિંદ દોનો મીલે, કીનકું લાગું પાય,
બલિહારી ગુરુ દેવકી જીને ગોવિંદ બતાય. ૧૮
સતગુરુ શબ્દ સાંભળી રાખવા ઘટની માંહ્ય,
રાત દિન રટણ કરે મોક્ષ પદને પાય ૧૯
આ ભકિતની રીત છે આવી ભકિત થાય,
જન્મ મરણ જોતા ટળે, કહે **અમીચંદ** ભજો અંબાય. ૨૦



## દોહરો.

(આઠ વસ્તુ પોતાની મેળે શીખવાની છે.)

નાક પાઘ ને પારખું, નાડી ને વળી ન્યાય ॥
તરવું તસ્કરવું ને તનતરવું એ આઠે આપ કળા ॥

---

અર્થ :— નાક વતી ખુશબો પારખવી; પાઘડી બાંધવી; હરેક વસ્તુની પરિક્ષા કરવી; નાડ જોઇ રોગ પારખવો; ઇન્સાફ કરવો; તરતાં શિખવું; તસ્કરવી એટલે ચોરી કરવી ને તનતરવું એટલે સંસાર માંડવો, એ આઠે વસ્તુ પોતાની મેળે તર્કથી શિખવાની છે. તેમજ પરમેશ્વરને ઓળખવું એ પણ પોતાની સુરતાથીજ છે.



## દોહરો.

---

વિનંતી કરી કહું ભક્તને, છંદ વાંચે જ્ઞાન થાય,
પ્રેમે કરી છપાવીયા, કે માના ગુણ ગવાય;
શબ્દો કાનો માત્રમાં, અજાણમાં ભૂલ થાય,
શુદ્ધિપત્રમાં જોઇને, શુદ્ધ કરી સૌ ગાય;
ભક્ત જણને જાણવા, છે શુદ્ધિપત્ર આ માંય,
તસ્દી લઈને વાંચેથી, શુદ્ધ છંદ કહેવાય;
ઉત્તમ કુળમાં અવતર્યા, જૈન ધર્મને મહીં,
સુરત આમલીરાનમાં, જનમ થયો તો તહીં;
સંવત્ ઓગણીસસે એકમાં, આસો વદ પડવો ગુરૂવાર.
શુભ નક્ષત્ર અશ્વિની, મેષ રાશી નીરધાર:
સંવત્ ઓગણીસસે છયાસીમાં, માગસર સુદ સાતેમ ગુરૂવાર,
નવ દશ ભાગની ચોપડી, છપાવી પાડી બહાર;
વાંચે ગુચવણી ભાંગશે, જ્ઞાની બતાવે સાર,
સંશય જેના ભાંગશે, ભવજળ ઉતરે પાર;
છંદ છે અનુભવના, વાંચે ભવદુ:ખ જાય,
એ છંદે આનંદ થયો, **અમીચંદ** કહે ભજ્યા અંબાય.

## કળિયુગ વિષનો છંદ.

### સાખી.

આયા કળિયુગ પુર, ઉંચકુ નીચ ઠેરાવે,
મૂર્ખકુ દે માન, પંડીતકુ દૂર બેઠાવે;
ગઇ બુદ્ધિ ઉંચકી, નીચમે માન વધાવે,
પુન ગયું પાતાળ, પાપ સબકે મન ભાવે;
સત શબ્દકુ છોડ, ને જુઠા ગાના ગાવે,
ઉલટ ભેદકી બાત, કવિશ્વર કયા બતાવે.



## (આ કળિયુગમાં વસ્તુમાંથી તત્વ ગયું તે વિષેનો છંદ.)

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

સત હીન તો દુનિયા હો ગઇ, ઈંદ્રહીન હો ગયે પાણી,
વેદહીન તો બ્રાહ્મણ હો ગયે, એ કળિયુગની નિશાની;
સાધુ સંત હુવે ભજન હીન, બીજ હીન હો ગઈ ધરતી,
દ્રવ્ય હીન સાહુકાર હો ગયે, ફલ હીન હુઈ વનસ્પતિ;

રજક હીન વેપાર હો ગયે, નગ્રહીન હો ગયે વસ્તી,
દુધ હીન તો ધેનુ હો ગઈ, પતિવૃતાકા મરે પતિ;
ધર્મ હીન તો જૈન હો ગયે, કાચસ્પતિ હો ગયે જતિ,
ભેદ હીન તો પંડિત હો ગયે, ગુપ્ત હો ગયે સરસ્વતિ;
પુત્ર હીન તો રાજા હો ગયે, જ્ઞાન હીન હુવે પુરાણી,
વેદ હીન તો બ્રાહ્મણ હો ગયે.—ચોક ૧

ખડગ હીન રજપુત હો ગયે, ઇમાન હીન હુવે દરવેશી,
મુસલમાન ખ્યાજકુ ખાવે, દેગ ઠગે કોઇ પરદેશી;
મુરઆદ હીન તો સમુદ્ર હો ગયે, વૃત હીન હુઈ એકાદશી,
રાગ હીન તો ગાંધર્વ હો ગયે, નાદ હીન હો ગઇ બંસી;
ગંગાજીકા જળ સુકા, તિર્થ હીન હો ગઇ કાશી,
સુગંધ હીન કસ્તુરી હો ગઈ, પટરાણી હો ગઈ દાસી;
સ્વરૂપ હીન તો વેશ્યા હો ગઇ, ખાને ન મીલે અન્ન પાણી,
વેદ હીન તો બ્રાહ્મણ હો ગયે.—ચોક ૨

મૂર્તિ હીન તો મંદિર હો ગયે, ક્રિયા હીન હુવે સંસારી,
મંત્ર હીન સંન્યાસી હો ગયે, ખટદર્શન બીગડે સારી;
કવિત હીન કવિશ્વર હો ગયે, ભૂલ ગયે શુદ્ધ વિચારે,
સુરતા હીન તો શાસ્ત્ર હો ગયે, અર્થ હીન હુવે કવિશ્વરે;

શૂરા હીન તો શસ્ત્ર હો ગયે, પાત્ર હીન હુઇ તરવારે,
હીન વસ્તુ કવિશ્વર શોધી, ખબર આપી એ સંસારે;
અસ્લોકી ખાણુ છુપ ગઈ, કમ અસ્લનકી આન બની,
વેદ હીન તો બ્રાહ્મણુ હો ગયે.—ચોક ૩

જોર હીન તો જોધ્ધા હો ગયે, ગાંડુ હો ગયે શિર જોરે,
મરદ તો નપુંસક હો ગયે, જ્ઞાની કે'તે કોઇ કવિશ્વરે;
સગપણુ હીન સૌ સગા હો ગયે, કુટુંબ કલેશ સૌ ઘરે ઘરે,
અવર વાણી કળિયુગની વ્યાપી, જોઈ રહે સબ સંસારે;
સત ચાલી સંસારમાં રહેજો, આપ્યા બોધ લેજો માની,
વેદ હીન તો બ્રાહ્મણુ હો ગયે.—ચોક ૪



## છંદ ૧૬૫ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

હશે ઝવેરી કોઈ એક વીરલા, પ્રેમરસનો સ્વાદ ચાખશે તે ॥
અમર રસના કોઇ એક ભોગી, બેઠા ખુણાથી માંગશે તે ॥
સર્વે ભકતો ભકિત કરે છે, મુખવાણી પર પડશે છાપ ॥
એક તાર અનુભવી મેળવે, તદ્રુપ થઇ જાય આપો આપ ॥
ગગન મંડળપર ધૂન ચલાવી, કોઈ વીરલા જેરવી લે તાપ ॥
સ્હેજ સમાધિ વાણી વિવેકે, મૂળ માલિકનો જપતા જાપ ॥
પ્રેમ ભકતોની અનુભવી વાણી, તેના શબ્દોથી જાગશે તે ॥
અમર રસના કોઈ એક ભોગી.—ચોક ૧

રસોઈ બનાવે જુકિતથી, તેમાં તેલ મસાલો નાખે અપાર ॥
લુણ વિના લાગે સર્વે ફીકું, આ દ્રષ્ટાંત પર કરો વિચાર ॥
પ્રસન્ન થઇ પડે માની છાયા, લુણ રુપી તેમાં સ્વાદ અપાર ॥
આવી કંઠપર સાહ્ય કરે, પડે વાણી મધૂરી મોહ્ય સંસાર ॥
ઘણી વાંસળી વાગે વાંસની, કૃષ્ણ વાંસળી વાગશે તે ॥
અમર રસના કોઇ એક ભોગી.—ચોક ૨

એ વાંસળી વાગે મધુવન, સુણી ગોપીકા ધાય પ્રસન્ન ॥
ઘર કામ છોડી, દોડી ગોપિકા, વાંસળી વગાડે રાધે કીશન ॥

લાગી લાહ્ય નહિ ઉઠ્યા જનકરાય, એવું કથામાં ચોટયુ મન ॥
ભક્તિ કરો તો એવા ભાવથી, ઝટ માજી થશે પ્રસન્ન ॥
ભક્તિનું ફળ મળશે ભક્તને, નહિ સપાડું રાખે તે ॥
અમર રસના કોઈ એક ભોગી.—ચોક ૩

વિનંતી કરી ગુણ ગાઓ માજીના, તેટલી ઘડી ચિત્ત રાખો સ્થિર ॥
થાયું થાશે ભવ દુઃખ જાશે, કોઇ વીરલા સમજે ગંભીર ॥
પ્રેમ રસ પ્યાલા પીધા પ્રેમથી, શુદ્ધ મન થયું નિર્મળ નીર ॥
સાહ્ય કરે મા સદા ભક્તને, આફતે આવી આપે ધીર ॥
**અમીચંદ** કહે ધાર્યું કરે મા, મુખમાંથી જે ભાખશે તે ॥
અમર રસના કોઈ એક ભોગી.—ચોક ૪

---

## ભજનરૂપી છંદ ૧૬૬ મો.

[એક દહાડો ભરવો છે હમારે, તેની ફીકર મા તારેરે—એ રાહ.]

શું જુઓ ઝટ આવો માજી, હિંગળાજ માત તું મારીરે ॥
નોધારાની તું આધારે, બુડતાને લો તારીરે ॥
શું જુઓ ઝટ આવો માજી, હિંગળાજ માત તું મારીરે ॥
જો કોઇ ભૂલ હોય હમારી, ક્ષમા કરો દિલધારીરે ॥
દાસ જાણી દીન વચન સુણીને, અરજી લો સ્વિકારીરે ॥
શું જુઓ ઝટ આવો માજી.—ચોક ૧

સંસારમાં તો સરસો થઇને, ફરતો થઇ અહંકારીરે ॥
કામ ક્રોધમાં જીંદગી કાઢી, ડુબતી દુનિયા સારીરે ॥
શું જુઓ ઝટ આવો માજી.—ચોક ૨

એ માયાની જાળ તમારી, તેમાં ભૂલે બ્રહ્મચારીરે ॥
હાથ ઝાલી મા હિંગળાજ તારો, સંસાર છે દુઃખકારીરે ॥
શું જુઓ ઝટ આવો માજી.—ચોક ૩

અજીત માયા એ છે તમારી, ભલા ભૂલે દુધાધારીરે ॥
એ માયાથી કોણ બચાવે, માની છે હુકત્યારીરે ॥
શું જુઓ ઝટ આવે માજી.—ચોક ૪

અંબા કાળી હિંગળાજ મા તું એક રૂપ અધિકારીરે ॥
**અમીચંદ** કરે છંદ માજીના, ગાય ધરમદાશ લલકારીરે ॥
શું જુઓ ઝટ આવો માજી.—ચોક ૫

---

## છંદ ૧૬૭ મો.

[પ્રથમ નમું ગણપતિ—એ રાહ.]

ભલે પધારો મારા દેશી બંધુ, પ્રેમે પીઓ પ્રેમ રસ ॥
લાગે સ્વાદ તો પીજો મસ ॥
અરજ અમર રસ પીધો ગોપીએ, વ્યાપ્યો અંગોઅંગ ॥
રમ્યા રાસ પ્રેમે કૃષ્ણ ઉમંગ ॥
એરે રસ મીરાંબાઇએ પીધો, છોડયો રાણાનો સંગ ॥
લાગ્યું એને કૃષ્ણ સાથે લગન ॥

પ્રેમ પ્યાલો પીધો ચઢી ખુમારી, લાગ્યો ભજનનો ચડશ ॥
લાગે સ્વાદ તો પીજો મસ.—ચોક ૧

એરે રસ નારદજીને સોઈએ, કીર્તન ભક્તિ કહેવાય ॥
અહોનિશ રટણ કૃષ્ણનું થાય ॥
વલ્લભ ધોળા ભક્ત માજીના, શ્રીજી મંદીરમાં જાય ॥
દીઠા નહિ માજી નમ્યા નહિ ત્યાંય ॥
ઉપવાસ કરી માનું ધ્યાન ધર્યું, પહેરી શ્રીજીએ નથ સરસ ॥
લાગે સ્વાદ તો પીજો મસ.—ચોક ૨

આ અમૂલ્ય રસ જેણે પીધો પ્રેમનો, તેતો તરી ગયા પાર ॥
પલકમાં છોડી ગયા સંસાર ॥
ભક્તિ કરતાં ભે જશે જમનો, મળશે માલિકનો દ્વાર ॥
સર્વાંગે શક્તિનો આધાર ॥
પ્રેમ ભક્તિ કરી સુરઠ વૈસ્યે, ભાગી તેની તરસ ॥
લાગે સ્વાદ તો પીજો મસ.—ચોક ૩

ભર કટોરા પ્રેમરસ પ્યાલા, માજી નામના લઈ ॥
પીએ પાય છંદ **અમીચંદ** કહી ॥
છંદ સાંભળી આનંદ થાએ, જાએ દુઃખ પલકને મહીં ॥
થાએ સુખ માનજો સાચું સહી ॥
રામુભાઈ કરે ભક્તિ ભાવથી, ઢોલક બજાવે સરસ ॥
લાગે સ્વાદ તો પીજો મસ.—ચોક ૪



## છંદ ૧૬૮ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

સંસારી જીવ સર્વે ભક્ત છે, મતલબ વખત કરે ભકિત સહુ ॥
ઈશ્વર ભકિત કરે કોઈ એક વીરલા, બગલા ભકત સંસારી બહુ ॥
ઈશ્વર ભકિતના ભેદને જાણે, ગુરુવિના નહિ મળશે જ્ઞાન ॥
ગુરુ જ્ઞાની અનુભવી જોઇને, સર્વ શાસ્ત્રનો હોય જે જાણ ॥
ગુરુ ઉપદેશ લઈ જ્ઞાન મેળવવું, ભકિતના માર્ગમાં રાખવું ધ્યાન ॥
કયાંથી આવ્યા ને કયાં જવું છે, વાકેફ થઇ તેનું કરવું પીછાણ ॥
એ જાણવું ઘણું કઠણ, ખુલે અંતર પરદો જણાય સહુ ॥
ઇશ્વર ભકિત કરે કોઇ એક વીરલા.—ચોક ૧

એક ગુરુ ને એક ઇષ્ટદેવ, એક ટેક રાખી રહેશે જે ॥
સદા આનંદ ઘર સહેજમાં જોશે, પોતે પોતામાં ભળશે તે ॥
ભકત ભકિત જોઈ ભોળવાશે, ભૂલવણીમાં રહેશે તે ॥
ભવસાગરમાં રહેશે ફસાઈ, અનંત ભવ દુઃખ સહેશે તે ॥
ભકિત વખતે ભોગને ત્યાગી, નિર્વિકાર થઇ રહેવું સહુ ॥
ઇશ્વર ભકિત કરે કોઇ એક વીરલા.—ચોક ૨

જગત જીવો સર્વે ભકત થઇ, મતલબ વખત બને સહુએ દાસ ॥
ભકત બની કરે ભકિત પ્રેમથી, રાત દહાડો જઈ બેસે પાસ ॥
એવી ભકિત નહિ કરે પ્રભુની, ત્યાંથી કરે જીવ નાસા નાસ ॥
માળા ફેરવતા મન દોડાવે, પૃથ્વીથી જીવ જાય આકાશ ॥
ભકત બની સહુ ભકિત કરે છે, ભકિત ભકિતના ભાવ છે બહુ ॥
ઇશ્વર ભકિત કરે કોઇ એક વીરલા.—ચોક ૩

આ જગતના સર્વે પ્રાણી ભકત જાણી ભરોસે રહે ॥
રાખી ભરોસો ભકિત જોઇને, તેના વચન માનીને લે ॥
ખરા ભગતતે ખરૂં બતાવે, સદા આનંદ ઘર જાશે તે ॥
ભગત મતલબી નદી કીનારે, બગ મચ્છ તાકીને રહે ॥
**અમીચંદ** કહે ભકિતનું ફળ, ભાવ પ્રમાણે મળે તે જોઉં ॥
ઇશ્વર ભકિત કરે કોઇ એક વીરલા.—ચોક ૪

---

## છંદ ૧૬૯ મો.

[રાહ ઉપરનો.]

ભકિત કરી છંદ ગાઈ ધરો ધ્યાન, એક તારથી બેસી રહો ॥
માંગ્યું મળશે ભવ દુઃખ ટળશે, રાખી ભરોસો માને કહો ॥
જુઓ જનક રાજાને ઘેર, સુકદેવજી કેવા ઉભા સ્થિર ॥
ગુરુ કરીને જ્ઞાન લીધું, ઉપવાસ કરી ઉભા રાખી ધીર ॥
ધીરજનાં ફળ આપ્યાં જનકે, થયાં જ્ઞાની ગુણ ગંભીર ॥
આત્મજ્ઞાનનો બોધ આપ્યો, શુદ્ધ મન થયું નિર્મળ નીર ॥
કરી કસોટી જનક રાયે, સંસાર વહેવારનો ઉતાર્યો મોહ ॥
માગ્યું મળશે ભવ દુઃખ ટળશે.—ચોક ૧

જુઓ જનકરાય બેઠા કથામાં, કે'વું કથામાં લાગ્યું મન ॥
લાગી લાહ્ય મહેલ સળગ્યો જાણ્યો, બળતા પોતાના ત્યાં ફરજન ॥
આવી ગભરાઇ દીવાન બોલ્યો, ઉઠો રાજા ખુબ લાગી અગન ॥
રાખી ધીરજ બોલે જનકરાય, હું તો મારૂં બુજાવું તન ॥

મારી તારી દાઢી બળે તો, પહેલી કો'ની ઓલવે તે કહો ॥
માગ્યું મળશે ભવ દુઃખ ટળશે.—ચોક ૨

બેઠા કથામાં ભગત સાધુ સંગ, લાહ્ય લાગી કે દોડ્યા તહીં ॥
પોત પોતાનો સામાન બચાવવા, લાગી લાહ્ય ત્યાં ઉભા જઈ ॥
એતો કારમી માયા રચેલી, પારખું જોયું આગ હોલવાઇ ગઇ ॥
કરી પરિક્ષા મહાત્મા બોલ્યા, ખરા ભગત તમે વીદેહી અહી ॥
ભક્તિ કરો આવા પ્રેમથી, જન્મ મરણ મરણનો જાશે ભો ॥
માગ્યું મળશે ભવ દુઃખ તળશે.—ચોક ૩

આપણે સર્વે ભેળા થયા, કરી ભકિત છંદ ગાઇ ધરવા ધ્યાન ॥
એ વખત નહિ કરવી ઉપાધિ, વસન પાણી નહિ કરવું તોફાન ॥
ઘર ધણી તો ભાવ ભગતનો, જેઇ તરત તેને આપે માન ॥
ભકિત કરનારને ભોગ ન લેવો, છંદ ગાતા નહિ તોડવું તાન ॥
**અમીચંદ** કહે જુઓ ભકિત, એવું સ્થિર મન રાખી રહો ॥
માગ્યું મળશે ભવ દુઃખ ટળશે.—ચોક ૪

---

## ભજનરૂપી છંદ ૧૭૦ મો.

[ગુરુ મારા સાચારે, અંબા મા થયા પ્રસન્ન—એ રાહ.]

ભકત જન આવોરે. લોની લાભ ભકિત કરી ॥
લલચાઇ નહિ જાશોરે, આવશે કપ ચાના ભરી ॥

**ઝુલ.**

માને તેને છે શિખામણ, બુદ્ધિવનાનું કામ ॥
વગર પૈસે કરો ખરીદી, જ્ઞાની આપે છે જ્ઞાન ॥

સમજુ સમજી લેશેરે, ભજનમાં ચિત્ત ધરી ॥
લલચાઇ નહિ જાશોરે.—ચોક ૧

ઝુલ.

સંસારી જીવ સર્વે આપણે, માયામાં ગુલતાન ॥
અસુરી દૈવ બે માયા છે, તેનું જ્ઞાનીને છે ભાન ॥
સમો જોઈ વરતેરે, સંશય નહિ રાખે જરી ॥
લલચાઈ નહિ જાશોરે.—ચોક ૨

ઝુલ.

દૈવ માયા છે ભકિત રાણી, મુકિતની દાતાર ॥
સાધુ સંત જંગલમાં જાએ, જપ કરે એક પાય ॥
મૂકી અન્ન પાણીરે, બેસે એક ચિત્ત ધરી ॥
લલચાઇ નહિ જાશોરે.—ચોક ૩

ઝુલ.

ભોગી તો ભોગ લઇને આવે, સારા ખાય મિષ્ટાન્ન ॥
નચિંત થઇ રાતે બેસે, ધરવા માજીનું ધ્યાન ॥
તો એ જીવ ભટકેરે, જરા ન રહે ચિત્ત ઠરી ॥
લલચાઈ નહિ જાશોરે.--ચોક ૪

ઝુલ.

ચાહ પીને સૌ રાજી થાય છે, માજી જાણે સૌ ॥
ચાહ પી રાજી નહિ થાત તો, માજી આપત બહુ ॥
**અમીચંદ** કહે છે રે, ભરોસે જાય વહાણ તરી ॥
લલચાઇ નહિ જાશોરે.—ચોક ૫

## કઈ અવસ્થામાં ભકિત કરવી તે વિશેનો છંદ ૧૭૧ મો.

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

ભગવત ભકિત નથી કોઇની, કરે તેના તે બાપની થાય ॥
બાળક બુઢ્ઢા કરે ભકિત, જુવાનીમાં છે ખરી મઝાય ॥
બાળપણુમાં બાળક બુદ્ધિ, નહિ સંસારની જાણે રીત ॥
રમત ગમતમાં દહાડો કાઢે, નહિ કશાપર ચોંટે ચિત્ત ॥
ભણે ગણે ઉદ્યમમાં લાગે, સંસાર વહેવારની લાગે પ્રિત ॥
મોજ મઝા મમતામાં ભૂલ્યો, બચે વિરલા ઇંદ્રિય જીત ॥
ઘડપણુમાં બળ બુદ્ધિ હિણુ થાય, ઘટે લોહી થાય જીરણુ કાય ॥
બાળક બુઢ્ઢા કરે ભકિત.—ચોક ૧

નહિ સાધન નહિ ક્રિયા થાયે, તિરથ વ્રત નહિ થાએ શરીર ॥
અનેક ઉપાધી રોગ શરીરના, ઘડપણુના આવી લાગે તીર ॥
ઘડપણુનું દુઃખ ઘરડા જાણે, પ્રભુ ભજવા મન નહિ રહે સ્થિર ॥
દુઃખ પડે ત્યારે ઓ મા કહે છે, સ્હાય કરે મા ગુણુ ગંભીર ॥
પડયો પથારી દુઃખમાં ડુબ્યો, સુખી થવા માના ગુણુ ગાય ॥
બાળક બુઢ્ઢા કરે ભકિત.—ચોક ૨

ઘડપણુ બાળપણુ ભકિત કરો, પણુ જુવાનીનું છે ખરૂં સાધન ॥
જપ તપ જાત્રા તિરથ થાયે, જોગી જોગ સાધે જઈ વન ॥
તાક તડકો સેવી શરીરપર, વાળી બેસે પદ્માસન ॥
સુરતા સાધી છોડી ઉપાધી, તદ્રૂપ થઈ જઇ કરે ભજન ॥

જુવાનીમાં જે કામ થાય છે, ખરો વખત સાચો સચવાય ॥
બાળક બુઢ્ઢા કરે ભકિત.—ચોક ૩

અનંત ભવ ભ્રાંતીમાં ભૂલી, ભવસાગરમાં ડુબી રહ્યા ॥
અલ્પ સુખ ને દુઃખનો દરીઓ, અંત વખત પસ્તાવા થયા ॥
સમજ સમજી છોડી ઉપાધી, સદ્ગુરુને શરણે જઇ રહ્યા ॥
જન્મ મરણની છૂટી આપદા, મૂળ સ્વરૂપમાં ભળી ગયા ॥
**અમીચંદ** કહે ખરી મજા પડી, જુવાનીમાં ભજ્યા અંબા માય ॥
બાળક બુઢ્ઢા કરે ભકિત.—ચોક ૪

---

## આપણા વતનીને માન વિશેનો છંદ ૧૭૨ મો.

[પ્રથમ નમું ગણુપતિ—એ રાહ.]

આવો બેસો છીએ એક વતનના, જરાતો લો વિશ્રામ ॥
ચોર્યાસી લાખ ફર્યા ન જડયો ધામ ॥
વિચાર કરી સગુરુ શોધીને, જાણવી જીવની જાત ॥
ભૂલવણીમાં જાય છે દિનને રાત ॥
અરે માયાથી કોણ છોડાવે, માલિક અંબા માત ॥
કરો સ્મરણ સાંભળી વાત ॥
છંદ ગાઇ નામ સાહીને બેસો, શોધી માજીનો ધામ ॥
ચોર્યાસી લાખ ફર્યા ન જડયો ધામ.—ચોક ૧

એરે જનુંની જગતની માતા, સઘળે વ્યાપી રહી ॥
શકિત વિના નથી સુનો ઠામ કંઇ ॥
સ્વર્ગ મૃત્યુ પાતાળના જીવો, શકિત વડે રહે સહી ॥
જુઓ નવખંડમાં વ્યાપી રહી ॥
મગજ શકિત બળ હુસે જેનામાં, શોધશે મૂળ મુકામ ॥
ચોર્યાસી લાખ ફર્યા ન જડયો ધામ.—ચોક ૨

પૂર્વ પુન્ય જ્યારે ઉદય થાય છે, મુકાય કામ ને ક્રોધ ॥
મળે સગુરુ બતાવે બોધ ॥
માયા માજીની સઘળે ફેલાઈ, સાંભળી કરી લો નોંધ ॥
ઈષ્ટદેવ અંબા ગુરુ કરી શોધ ॥
પોતે ગુરુ ને પોતે ચેલા, સઘળે ઠામો ઠામ ॥
ચોર્યાસી લાખ ફર્યા ન જડયો ધામ.—ચોક ૩

આત્મ શકિત બળ બુદ્ધિ રૂપે, માજી વસે ઘટ ઘટ ॥
પવન દોરીએ બાંધી જગત ॥
ભકિત કરી ધ્યાન ધરો માજીનું, મુકિત મળશે ઝટ ॥
ભરોસો રાખો કામ થાય તરત ॥
**અમીચંદ** કહે માજી નામથી, સર્વ સિદ્ધ થાય કામ ॥
ચોર્યાસી લાખ ફર્યા ન જડયો ધામ.—ચોક ૪



## અજ્ઞાની અનેક ગુરૂ કરે તે વિશેનો છંદ ૧૭૩ મો.

(રાહ ઉપરનો.)

આવો ગાવો છંદ ભક્ત માજીના, જરા તો લો વિશ્રામ ॥
ઇષ્ટદેવ ગુરુ કરવા એક ॥
એક નામે કામ થયા સર્વના, જુઓ શાસ્ત્રને મહીં ॥
જવું નહિ લલચાઇ બીજે કાંઇ ॥
નવધા ભકિતના ભેદને જાણો મૂર્ખ ભમે જહીં તહીં ॥
મૂર્ખને શરમ લાગે નહીં ॥
ફરતો સાંઠ ફટકેલ માણસ, તેને નથી વિવેક ॥
ઇષ્ટદેવ ગુરુ કરવા એક.—ચોક ૧

એક પત્નિ એક બાણ રામનું, રાવણ રોળ્યો સહી ॥
એકથી ગુણકા સ્વર્ગે ગઈ ॥
એક ટેક રાખી ગુરુ સંગ રહે, ભટકે નહિ જહીં તહીં ॥
પ્રસન્ન થઈ મંત્ર બતાવે કંઇ ॥
મંત્ર શીખે નહિ પાર પડયો, એની વિધીમાં વિવેક ॥
ઇષ્ટદેવ ગુરુ કરવા એક.—ચોક ૨

સાધન ક્રિયા ઘણી કઠણ છે, કંટાળી બેસવું નહિ ॥
ભકિત તો શૂરાને કરવી કહી ॥
કાયર કંટાળી મૂકી ને નાસે, નિંદા કરે જહીં તહીં ॥
મૂર્ખ જઇ પડે કૂપને મહીં ॥
સમજુ સમજી જશે સાનમાં, અણસમજુ કરે અનેક ॥
ઇષ્ટદેવ ગુરુ કરવા એક.—ચોક ૩

એક ગુરુનું જ્ઞાન લઇને, ગાવા માજીના છંદ ॥
મૂકી દેવો કુસંગતનો ફંદ ॥
ફકડ પણું છોડી મળીને ચાલવું, માનવું ગુરુ વચન ॥
અનુભવી ભકતના ગાવા છંદ ॥
અસીચંદ કહે માજી મારે તો, બાળપણાનો ટેક ॥
ઇષ્ટ દેવ ગુરુ કરવા એક.—ચોક ૪

---

## છંદ ૧૭૪ મો.

[અંબા મા તારૂં દર્શન દુર્લભ —એ રાહ.]

હરખાઇ આવ્યા મા અરજી સ્વીકારો, સદા મગન રહુ ભક્ત ન પાસ ॥
તન મન ધન અર્પણ કરી, છંદ ગાઉ ભક્ત સંગ પુરજો આશ ॥
છંદમાં રંગ મને લાગી રહ્યો છે, ગુણ તારા મા ગાવામાં ॥
તારા ગુણ તારા ભક્ત ગાય છે, નથી મન થતું ખાવામાં ॥
વાણી મધુરી અમૃત જેવી, પડ્યા બોલ જીવ સાવામાં ॥
આપો બુદ્ધિ છંદ શીખીને ગાઉ, ચિત્ત લાગે ધુન મચાવવામાં ॥
તારા ભક્ત જેવી ભકિત કરે છે, તેવો લગાડો અમને પાસ ॥
તન મન ધન અર્પણ કરી.—ચોક ૧

સત્ ભકતની સેવા કરી, તારા નામની ઢાલ બાંધીને ફરૂં ॥
સત્ ચાલતા કરે નિંદા દુરીજન, તેના થકી હું નહિ ડરૂં ॥

ભગત જગતને વેર અસલથી, તે તો બધે સાંભળતો ફરૂં ॥
ભગત ભકિતમાં લીન થઇ જાય, જરા જગતથી નહિ ડરૂં ॥
પ્રેમ થકી પુસ્તક છપાવી અંબા નામનો લગાડવા પાસ ॥
તન મન ધન અર્પણુ કરી.—ચોક ૨

આત્મ શકિત તમે ઘટ ઘટ વ્યાપ્યા, મગજ શકિત જેની ચાલે બહુ ॥
જેટલા જીવ સદા ધ્યાન લગાવે, મૂળ માલિક થઈ બેસે સૌ ॥
જીવ બની જગતમાં આવી, ભવ સાગરમાં ડુબ્યા જોઉં ॥
કંટાળુ દુઃખ નહિ ખમાતા, આખર થાય ત્યારે બેસી રહુ ॥
એ દુઃખ તો કોને કહીએ, હારી આવ્યા હવે તારી પાસ ॥
તન મન ધન અપર્ણ કરી.—ચોક ૩

શાસ્ત્ર જોતા સદા આણંદમાં, ભજો ભગવતી ભાવે કરી ॥
વિદ્યા દાન કરી બોધ પમાડે, તેનો જન્મ નહિ થાય ફરી ॥
ગર્ભવાસથી છૂટા પડી, જઈ બેઠા પોતામાં પોતે હરી ॥
એવા થવા મા અરજી કરૂં છું, ભકત કહે છે તે પહેલો કરી ॥
**અમીચંદ** કહે છંદ ગાઇને, સદા મગન રહું માની પાસ ॥
તન મન ધન અર્પણુ કરી.—ચોક ૪



# મહા પ્રલયના છંદ ગાતા પહેલાની સુચના

આ છંદો ઉત્પતિ તથા પ્રલયના છે, જે ધણી આ છંદો વાંચો તેણે કઈ ગાવા બેસે તો પહેલાથી મહાપ્રલયનો છંદ બોલવો, ત્યાર પછી ઉત્પતિનો, પછી ધન ધન ધન ધન ધન અંબા મા વાળો તરત સાથે બોલવો જોઇએ, નહિ તો તમને દોષ વાગશે, મહા પ્રલયનો છંદ હરવખત ગાયા કરવો નહિ. હું વરસના એક કે બે વાર આ છંદો માતામાં બોલતો હતો તે સેંજ જાણવા સારૂ લખ્યુ છે ને જે માણુસ પ્રલયના છંદો બોલે તેણે, નિત્ત પ્રલય, નિમિત્ત પ્રલય, અત્યંતક પ્રલય, મહા પ્રલય, ધન ધન ધન ધન ધન અંબામાં, અંબા તારી માયા ન જાણી, પલમેં રચી સૃષ્ટિ અંબામાં, ગાવા તારે સાથે ગાવા, નહિ તો તેમને દોષ લાગશે.

## મહા પ્રલયના છંદો.

### છંદ ૧૭૫ મો

[મોટુ સુરતમાં છે ધામ—એ રાહ.]

ધસી એકદમ ના જાવું, સમો જોઇને ગાનું ગાવું,
કઠને પડે છે પસ્તાવું, ગુરુ કરીને કહે શાન ॥
જે નર બેસે આસન જોઇ, તેને ઉઠાડે નહિ કોઇ,
નહિ તો બેસે આબરૂ ખોઇ, ત્યાં થાય અપમાન ॥

માના ભક્ત બંધુ ભાઈ, હું તો કહું છું સમજાઈ,
ભક્તિ કરો છંદ ગાઈ, માને શિર નામી ॥
ભોલી ભોલી એ તો માતા, આખા વિશ્વના છે તાતા,
સૌને આપે સુખ સાતા, અંતરયામી ॥
છંદ તો કીધા છે મેં બહુ, સમો જોઈને બોલજો સહુ,
મારા મંત્ર સાચા કહું, નથી કંઈ ખામી ॥
વેદ વાણીના છે છંદ, સાથે ચંડી છે પરસન્ન,
ક્રિયા પાળી કે' ભક્તન, માને શિર નામી ॥
પ્રલય ઉત્પતિના છંદમાં, પહેલા સમજી લેજો તનમાં,
ક્રિયા પાળી સમજો મનમાં, ગુરુ આપે જ્યારે જ્ઞાન ॥
જે નર બેસે આસન જોઇ.—ચોક ૧

છંદ તો શીખે અનેક એમાં બોલવાનો વિવેક,
ગુરુ વચને રાખી ટેક, કદી બોલે નહિ ॥
ગુરુ આજ્ઞા જ્યારે થાય, ચેલો પ્રમાણુ કરી ગાય,
ગુણી ગુરુથી ઓળખાય, પડદો ખોલે નહિ ॥
એવા ગુણવંતા તો થોડા, બાકી કરી દોડમદોડા,
છંદ ગાતા તોડમતોડા, મળે તોલે નહિ ॥
રાહુબંધ ગાનારને દબાવે, વચ્ચે પડી આગળ આવે,
વ્હેલો વ્હેલો છંદ ગાવે, કાયા રોળે નહિ ॥
કાયા કસી અભ્યાસ કરે, આકીન રાખી ચિત્ત ધરે,
ગુરુ જ્ઞાને બુદ્ધિ ફરે, ત્યારે મળે સઘળે માન ॥
જે નર બેસે આસન જોઈ.—ચોક ૨

ગાતા સાંભળી શીખી ગાશે, કાનો માંત્રની ભૂલ થાશે,
ત્યારે અશુદ્ધ તે કહેવાશે, કોને શાનું મળે ફળ ॥
ગુરુ આપે આશિષ દઈ, ગુણી રાજી થાયે લઇ,
ગુરુ વચને સિદ્ધ થઇ, ઝટ ખુલે અક્કલ ॥
રણમાં મુઓ અર્જુન બાળ, ત્યારે અર્જુન તો પાતાળ,
અભિમાનનો જયદ્રથ કાળ, માર્યો કરીને બહુકળ ॥
પૃથ્વી અર્જુન કૃષ્ણ આવે, રણમાં જઇને યુદ્ધ મચાવે,
પણ લઇને બાણુ ચઢાવે, મારૂં જયદ્રથ કરી બળ ॥
સૂર્ય પહેલા મારૂ નહિં, મ્હારે બળી મરવું સહી,
એવી ખબર સઘળે થઈ, થયું જયદ્રથને જાણુ ॥
જે નર બેસે આસન જોઈ.—ચોક ૩

જયદ્રથ ભોયરામાં સંતાયો, કૃષ્ણે નાંખ્યો આગળ પાયો,
સૂર્ય ચક્રથી ઢંકાયો, સૌએ દીઠી પડી રાત ॥
અર્જુન મૂકી ધનુષ્ય બાણુ, આપવા અગ્નિને પ્રાણુ,
થયું જયદ્રથને જાણુ, આવ્યો જોવા સૌની સાથ ॥
કૃષ્ણે સમયું સુદર્શન, થયું સૂર્યનું દર્શન,
જયદ્રથ ગભરાય દુર્યોધન, નક્કી અર્જુન કરશે ઘાત ॥
ધસી અર્જુન મારવા જાય, નથી સમો હાથ સાહ્ય,
એના પિતા છે તપ માંહ્ય, મૃત્યુ છે તેની સાથ ॥
સમાવિના લેતે પ્રાણુ, એના બાપને થતે જાણુ,
શ્રાપ દેતા થતે હાણુ, કૃષ્ણ હતા જાણુ ॥
જે નર બેસે આસન જોઇ.—ચોક ૪

મૂકી બાણુ પાડી ચીસે, જયદ્રથ માર્યો આણી રીસે,
પિતા ખોળે પડયું શીષે, જોતાં પામે મૃત્યુ ત્યાંય ॥
સમે સમો છે બળવાન, તે પર કહ્યું છે દ્રષ્ટાંત,
સમા વિના જાતે જાણુ, અર્જુન બચે નહિ ॥
ધન ધન છંદમાં વેદવાણી, એ તો મંત્ર લેજો જાણી,
બીજા શબ્દો છે પુરાણી, તેને બોલો છો જહીં તહીં ॥
એના કેટલા ચંડીપાઠે, બીજા બોલવાના છંદ સાથે,
સમો વિના નર જે ગાતે, આખર પસ્તાશે તે સહી ॥
**અમીચંદ** કહે કળે કળે, તમે શીખો ભલે ભલે,
ક્રિયા પાળો આકીન ફળે, સદા ધરૂં હું તો ધ્યાન ॥
જે નર બેસે આસન જોઇ, તેને ઉઠાડે ન કોઇ,
નહિ તો બેસે આબરૂ ખોઇ ત્યાં થાય અપમાન.—ચોક ૫

---

## છંદ ૧૭૬ મો.

સમરૂં શારદા માત ભવાની, બેઠે નિરંજન નિરાકારે,
ઘટઘટમેં વ્યાપીક તું મંમાયા ચાર પ્રલયનો કહું વિસ્તારે;
પ્રથમ નિત પ્રલય કહીયે જે, તે તો નિંદ્રા સૌ કોઈ કરતે,
ઋષિ મુની બેઠે તપ ધ્યાની, સૌ નિંદ્રાવશમેં ધ્યાનજ ધરતે:
ઉઠે નિંદ્રાથી પ્રાત:સકાળે કરી મૂખમર્દન સ્નાન કરતે,
નિત પ્રલયે એ નિતજ થાયે, સત્ય શબ્દ મુખથી ઓચરતે,
અસંખ્ય યુગ વહી જાયે જ્યારે બ્રહ્માનો દહાડો થાય ત્યારે;
ઘટઘટમેં વ્યાપીક તું મંમાયા.—ચોક ૧

સત્ય જુગ, ત્રેંતા, દ્વાપર, કલીયુગ, ચાર યુગનાં વરસ બતાવું,
સત્ય યુગનાં સત્તર લાખ ઉપર અઠ્ઠાવીશ હજાર ગાઉં,
ત્રેતા યુગ બાર લાખને છંનેઉ હજાર કહીને શિષ નમાવું,
દ્વાપુર આઠ લાખ ને ચોસેંઠ હજાર શાસ્ત્ર માહેં બતાઉં;
ચોથા કહું કલીયુગનાં વરસે, ચાર લાખને બત્રીસ હજારે.
ઘટઘટમેં વ્યાપીક તું મંમાયા.—ચોક ૨

ચાર યુગની એક ચોકડી એવી ઇકોતેર ચોકડી જાએ,
હાથ જોડી અંબા કહું આજે, તેનો તો એક મનુ કહેવાયે;
એવા ચૌદ મનુ જાય જ્યારે, ત્યારે બ્રહ્માનો દહાડો થાયે,
નિમિત્ત પ્રલય થશે તેવારે, ત્રણ લોક જળ માહે ડુબાએ;
બ્રહ્મા સુશે નાભિકમળમાં, વિષ્ણુ સુશે જળ મોજારે,
ઘટઘટમેં વ્યાપીક, તું મંમાયા.—ચોક ૩

ચઉદ મનુ ગયા નિદ્રામાંહી, બ્રહ્મા ઉઠ્યા નાભિકમળથી,
મધુકૈત દઈમા બ્રહ્માને તે માઈરાં તેને અકકલથી;
આત્યંતક પ્રલય કહુ ત્રીજો, ત્રણ લોક જશે ગળક બળથી,
વેદ પુરાણ શાસ્ત્રમાં સાંભળ્યું, આદીઅંતે અંબા છે અસલથી;
ડાહ્યાભાઈ કહે રહ્યો મહાપ્રલય, **અમીચંદ** કહે કરૂં વિસ્તારે,
ઘટઘટમેં વ્યાપીક તું મંમાયા.—ચોક ૪



## છંદ ૧૭૭ મો

મહા પ્રલયનો છંદ. [આ છંદ હુંમેશ ગાવો નહિ.]
કોઇ વખતે શુદ્ધ જગ્યા શુદ્ધ મનથી ગાવો.

થશે પૃથ્વી પ્રલ્લેકાર માજી જે દહાડે મારી માજી વરસસે મુશળ ધારેજી ॥ નામ ધરં તો જશે રહેશે એક નિરાકારેજી ॥ કહી ત્રણ પ્રલયની વાત આગલા છંદમાં પ્રથમ નિત પ્રલય નિંદ્રા કહીએજી ॥ બીજો નિમિત્ત પ્રલય થશે ત્યારે જળમાં જઇએજી ॥ આત્યંતક પ્રલય ત્રીજો થશે અણુચિંત્યો ॥ મારી માજી દટન દરમાં નહિ રહીએજી ॥
મહા પ્રલયની વાત ચોથી માંડી કહીએજી ॥

### ગઝલ.

સો વરસ સુધી વરસાદ ન આવશે, તપસે પૃથ્વી અગન્ને ॥
ત્રાહે ત્રાહે કરી મરશે દુનિયા, દુઃખી થશે જગતન્ને ॥

### ફેકતા.

એ શેષનાગ ફુંકારે નીકળશે જવાળે, પાણી પાણી કરીને મરશે બાળગોપાળે ॥ કોપશે આપ નિરંજન લેશે સર્વનો કાળે ॥ બીજા રહ્યા સહ્યા તે જશે નિરાધારેજી ॥ નામ ધરં તો
જશે રહેશે.—ચોક ૧

એ આગમ વાત કહું મહા પ્રલયની આજે, એ મારી માજી સર્વ કાળોકા કાળેજી ॥ મહાકાળ નિરંજન નિરાકાર,

રહે નિરિયાળાજી ॥ થશે આકાશવાણી શબ્દ મોટો ઘનઘોરે ॥ ઓ મારી માજી ડોલશે દશે દિગપાળેજી ॥ સુણી શબ્દ ગભરાશે કહેશે, દેવ આવ્યો કાળેજી ॥

## ગઝલ.

બાર કળા તપી સુરજ રહેશે, અગ્નિનો વરસાદ થાશે ॥
સ્વર્ગ મૃત્યુ પાતાળના લોકો, દેખી સૌ ગભરાશે ॥

## ફેકતા.

કંઇ પશુ પક્ષીના માળા તૂટી પડશે, કઇ હુશે વિખૂટા જે જ્યાં તે ત્યાં બળશે ॥ કરી ક્રોધને અગ્નિ ચોગરદમમાં ફરશે, ઓ મારી માજી ભસ્મ થઇ જશે સંસારેજી ॥
નામ ધરં તો જશે રહેશે.—ચોક ૨

એ પહાડ પર્વત પૃથ્વી ગોળાકારે, મારી માજી એ પળમાં પ્રલય થાશેજી ॥ દાવાનળ ખૂબ વરસે અગ્નિ ફરે આકાશેજી ॥ ઓગણુપચાસ જાતનો પવન છૂટી રહેશે, ઓ મારી માજી, કરી સુસવાટા વાસેજી ॥ આ ચંદ્ર સૂરજ પડશે પૃથ્વી પર ખાખજ થાશેજી ॥

## ગઝલ.

નારદ શારદ ગણેશ ધ્રુજી, સપ્ત ઋષિ કહેવાયે ॥
શિવશંકાદિક કુબેર વિષ્ણુ, માહા પ્રલયમે જાયે ॥

## ફેકતા.

એ અલેક પુરુપકી જ્યોત અગનમેં બળતી, કંઇ ઋષિ મુનિ

બળે ચાલે અગન ઉછળતી ।। બળે વનમાં અઢારે ભાર
વનસ્પતિ, મારી માજી નિરંજન કોપશે ત્યારેજી ।।
નામ ધરં તો જશે રહેશે.—ચોક ૩

એ ચૌદ લોક એકવીશ બ્રહ્માંડને ખાશે; મારી માજી નિરંજન
ચારો ચરતાજી ।। આકાર થાય પ્રલયકાર નામકું શબ્દ હરતાજી ।।
એ ઓહં સોહં શુનકાર શબ્દ અલંકાર ।। ઓ મારી માજી,
ઇંદ્રિ ઇંદ્રાસન બળતાજી ।। તુંહી તુંહી રહે આપ નિરંજન,
સર્વ સમરતાજી ।।

## ગઝલ.

આકાર વસ્તુનો નાશ થશે. એક પળમાં પ્રલયકારે ।।
વાયુ વાઇ બારા મેઘજ ચડીઓ, વરસે મુશળ ધારે ।।

## ફેકતા.

કરે બારા મેઘ ભરપૂર ગર્જના તાણી, સો વરસ સુધી
તો વરસસે એકદમ પાણી ।। લેશે આપ નિરંજન કાળ
સર્વનો આણી ।। મારી માજી પાણી ખૂબ ચડયું
ધોકકારેજી ।। નામ ધરં તો જશે રહેશે.—ચોક ૪

એ ચૌદ લોક એકવીશ બ્રહ્માંડે ચડયું, ઓ મારી માજી
સુન મહાસુનમાં આયુંજી ।। રહ્યા સહ્યા તે ગયા
પાણીમાં, નહિ બચાવ્યુંજી ।। દર મજલ સઘળે ચડયું
પાણી પાણી ।। ઓ મારી માજી, જળમે સર્વ ડુબાયુંજી ।।
એ પણ પાણી નથી રહેવાનું, એનું મોતજ આવ્યુંજી ।।

### ગઝલ.

પાંચ તત્વનું કીધું આકર્ષણ, આકાશ ધરતી ને પાણી ॥
પવન અગ્નિ કંઇએ ન રહ્યું, તારી માયા ન જાણી ॥

### ફેકુતા.

ઘણા સંસય રાખે મહાપ્રલયની માંહી, જીવ ક્યાં જઈ રહેશે વિચાર કરે મનમાંહી ॥ કહું શાસ્ત્રમાની વાત સાંભળો આંહી ॥ અંકેલે માયા રહે ધુન ધુન કારેજી ॥
નામ ધરં તો જશે રહેશે.—ચોક ૫

જેમ થયું હતું તેમ પાછું તેમાં સમાયે ॥ મારી માજી પૃથ્વી જળમાં સમાયેજી ॥ જળ તેજમાં તેજ વાયુમાં, આકાશ જાયેજી ॥ આકાશ મળે જઇ ઓંમકાર અંદરે, મારી માજી ઓંમકાર તત્વ માયેજી ॥ પ્રકૃતિ પરિબ્રહ્મમાં મળશે, પ્રલય કહેવાયેજી ॥

### ગઝલ.

હતું હતું ને નહોતું નહોતું, પોતે પોતામાં સમાયું ॥
જોવાનું ગયું ને જોનારો ગયો, અખંડ બ્રહ્માંડ કહેવાયું ॥

### ફેકુતા.

રહેશે ધુન ધુનકાર નિરંજન તું મમ માયા ॥
ઓગણીસસે ઓગણત્રીસમાં છંદ બનાયા ॥
**અમીચંદ** છંદ કરી ગુણ તમારા ગાયા ॥
મારી માજી માગશર સુદ પાંચેમ સોમવારેજી ॥
નામ ધરં તો જશે રહેશે.—ચોક ૬

## છંદ ૧૭૮ મો.

ધન, ધન, ધન, ધન, ધન અંબામાં, ત્હારી જુગતની રે બલિહારી ॥ વેદ પુરાણે વાત સાંભળી, તે ગુણ ગાઉં તારા વિસ્તારી ॥ પ્રથમ નિરંજન નિરાકાર, નિરગુણ જોત મા સળગી રહી ॥ ઓહુમ શબ્દ એક થયો તેમાંથી, અવાજ થકી છાયા થઈ ગઇ ॥ તે તો માજી આકાશ થયું પણ પવન ઘેરાઇ રહ્યો મહીં ॥ પવન થકી મા અગ્નિ ઝરી, અગ્નિનો પરસેવો ચાલ્યો વહી ॥ તે પરસેવે પાણી થયું મા, તારી જુગતની બલિહારી ॥
વેદ પુરાણે વાત સાંભળી.—ચોક ૧

પાણી ઉપર પીણ બંધાયું, તેની તમે મા ધરતી કરી ॥ આકાશ પાતાળ ધરતી કરી, ઉભા ઈચ્છા શક્તિ રૂપ ધરી ॥ બ્રહ્મા વિષ્ણુને પ્રગટ કરી કહ્યું, વરો અમને ફરી ફરી ॥ ના કહેતામાં ક્રોધ વ્યાપ્યો, નાંખ્યા બેઉને ભસ્મ કરી ॥ પછી રૂદ્રને પ્રગટ કીધા, તે છે ત્રીલોચન ત્રીપુરારી ॥
વેદ પુરાણે વાત સાંભળી.—ચોક ૨

પુછયું રૂદ્રને હા કહી રૂદ્રે બ્રહ્મા, વિષ્ણુનો કહ્યો વિસ્તાર ॥ એ બેને તમે કરો સજીવન, હું વરવાને છઊં તૈયાર ॥ બ્રહ્મા વિષ્ણુને કર્યા જીવતા, મહાદેવ કહે સુણ જુગદાધાર ॥ મોટા ભાઈ રહે ને નાનો પરણે, એ તો નહિ મ્હારો વ્હેવાર ॥

એવું સુણી માએ રૂપ પલટયું, ત્રણ સ્વરૂપે છાયા તારી ॥
વેદ પુરાણે વાત સાંભળી.—ચોક ૩

બ્રહ્મા વર્યા સાવિત્રીને, વિષ્ણુના લક્ષ્મી થયા મગન ॥
તારી માયાનો પાર નહિ, મહાદેવ ઉમિયાના થયા લગન ॥
એવી તો તમે સૃષ્ટિ રચી, જળ, સ્થળ, મેરૂ કીધું ગગન ॥
ત્રિગુણથી વિસ્તાર સઘળો, સૌ માયામાં રહે મગન ॥
ત્રણ દેવતા ત્રણ કામ કરે, બ્રહ્મા રચે સૃષ્ટિ સારી ॥
વેદ પુરાણે વાત સાંભળી.—ચોક. ૪

બ્રહ્મા કરે પ્રજાને પેદા, વિષ્ણુ તો કરે પ્રતિપાળ ॥
મહાદેવ તો સંહાર કરે મા, એવી નાખી તમે માયાજાળ ॥
ઓ માજી ત્હારી લીલા ભરપૂર, શક્તિ વિના ન નીકળે સવાલ ॥
હાથ જોડી કહે સેવક તમારો, કર જોડી કગરૂં કંગાળ ॥
**અમીચંદ** કહે છંદ બનાવી, ભવસાગરથી લો તારી ॥
વેદ પુરાણે વાત સાંભળી.—ચોક ૫

---

## છંદ ૧૭૯ મો

અંબા તારી માયા નહિ જાણી ॥ આકાશ ધરતી અગ્નિ કરી,
તમે પળમે પવન પાણી ॥ પાતાળથી કહું છું વિસ્તારે ॥
પાતાળ ઉપર જમ ગયા આસન, સતકે આધારે ॥
ધર્મ પર કર્મ હે ન્યારે ॥ કર્મ કર્મ પર મચ્છ,
મચ્છ પર કચ્છકા હે બારે ॥ કચ્છ પર શેષકા આધારે ॥
નાગ ફેણ પર પૃથ્વી, ઉપર પાણીકા વિસ્તારે ॥

## ફેકુતા.

એ ઉપર સપ્ત મંડળેજી ।। એ ઉપર સપ્ત મંડળે ।।
ઉપર આભા મંડળ અધરેજી ।। ઉપર આભા મંડળ અધરે ।।
ઉપર ગગન મંડળકા ઘરેજી ।। ઉપર ગગન મંડળકા ઘરે ।।
સૂર્ય મંડળ લેજો જાણી ।। આકાશ ધરતી અગ્નિ કરી ।।
—ચોક ૧

સૂર્ય પર ચંદ્ર મંડળ ભારે ।। નવ લખ તારે ખીલ્ર રહે ।।
બેઠે અચળ ધ્રુવ તારે ।। આસન પર હરિ આસન ભારે ।।
સિંહાસન પર ઉડે ધજા માની શકિત આધારે ।।
એવી તારી લીલા અપારે ।। મેઘ મેઘ પર રૂદ્ર, રૂદ્ર પર
હે ધુન ધુન કારે ।।

## ફેકુતા.

એ અલક અલક પર હુલકજી ।। એ અલક અલક પર
હુલક ।। ઉપર નિરાકાર અમુલકજી, ઉપર નિરાકાર
અમુલક ।। માજી આપો સેવકને હુલકજી, માજી આપો
સેવકને હુલક ।। કરૂણા કરો દાસ જાણી ।। આકાશ
ધરતી અગ્નિ કરી.—ચોક ૨

નિરાકાર છે સૌથી ન્યારે ।। ન્યારે છે વળી સઘળે છે,
તારી શકિત આધારે ।। એવી તારી લીલા અપારે ।।
મારે જીવાડે ને પાળે પળમાં, કરેજ સંહારે ।। અજ્ઞાની

કરેજ અહંકારે ॥ કોટા ન કોટી યુગ વહી જશે,
રહેંટ માલજ સંસારે ॥

## ફેકતા.

સંસાર રૈનકા સ્વપ્નાજી ॥ સંસાર રૈનકા સ્વપ્ના ॥
જ્હાં કોઇ નહિ;મા અપનાજી ॥ જ્હાં કોઇ નહિ મા અપના ॥
સાચા માજી નામ મુખ જપનાજી ॥ સાચા માજી નામ મુખ
જપના ॥ આખર છે સૌ ધુળધાણી ॥ આકાશ ધરતી
અગ્નિ કરી.—ચોક ૩

કરૂં તારા શા શા વખાણે ॥ જ્ઞાની તો મન મઘન થશે,
નહિ સમજે અજ્ઞાને ॥ આ છે વાત શાસ્ત્રને પાને ॥
હું મૂઢમતિ મા દાસ તમારો, છઉં હજી નાદાને ॥
સવાલ પર ધરજો મા ધ્યાને ॥ અલ્પમતી હું દાસ
તમારો, છઉંજ અજ્ઞાને ॥

## ફેકતા.

કહું બ્રહ્માથી વિસ્તારેજી ॥ કહું બ્રહ્માથી વિસ્તારે ॥
તેનો મરીચી પુત્ર તૈયારેજી ॥ તેનો મરીચી પુત્ર તૈયારેજી ॥
તેના કાશ્યપથી સંસારેજી ॥ તેના કાશ્યપથી સંસારે ॥
**અમીચંદ** કહે છે નીરવાણી ॥ આકાશ ધરતી અગ્નિ કરી ॥
—ચોક ૪



## છંદ ૧૮૦ મો.

પળમે રચી સૃષ્ટિ અંબામા, નિરંજન તુમ હો ન્યારે ॥
બ્રહ્માનો મરિચી ॥ મરિચીના કાશ્યપથી છે વિસ્તારે ॥
એ કાશ્યપની તેરા રાણી, જુદા નામ દઇ કરૂં વખાણુ ॥
પહેલી રાણી ॥ રાણીદેવ અજાથી થયું મંડાણુ ॥
ત્રેત્રીસ કોટી દેવ થયા તે, નિત્ય ઉઠે ધરે અંબાનું ધ્યાન ॥
બીજી રાણી ॥ રાણી મહાસુદ્રાના દૈત નિરવાણુ ॥

### ઝુલ.

બોતેર કોટી દૈત્ય પ્રગટ થયા, તે દમે દેવ અપાર ॥
દેવતા દુઃખ પામે ઘણું, તમે કર્યા દૈત્ય સંહાર ॥

### ફેકતા.

તમે કર્યા દૈત્ય સંહાર, તેવા આ યુગમાં મુસલમાનેજી ॥
ત્રેત્રીશ કોટી દેવ તેવા આ, યુગમાં હિંદુ જાણેજી ॥
ત્રીજી રાણી મહારૂદ્રા, તેના અરૂડ ગરૂડ ધરે ધ્યાનેજી ॥
થયા વૈકુંઠ નાથ પરસન્ન, કરી વાહન બેઠા ભગવાનેજી ॥
ચોથી રાણી ચુંગા તેના નવ કૂળ નાગ કરે કુંકારેજી ॥
બ્રહ્માનો મરિચી—ચોક ૧

પાંચમી રાણી, સંપૂર્ણા, તેના ચંદ્ર ઉજાળા પડે આભાસ ॥
છઠ્ઠી રાણી ॥ રાણી મેઘ નિંદ્રાની પુરી આશ ॥
સૂર્ય દેવતા તેના પુત્ર છે, પાડે અજવાળું રહી આકાશ ॥
એ જુકિત તમારી ॥ તમારી નહિ હોય તો મા નિત્ય અમાસ ॥

## ઝુલ.

મૂર્ખ કહે હું દેખતો, દેખતું નહિ કોઇ જગજાણ ॥
ચંદ્ર સૂર્ય દીપક હોય નહિ તો અથડાઇ અથડાઇ
ખોએ પ્રાણ ॥ માજી તારી જુક્તિ નહિ જાણીજી ॥

## ફેકતા.

માજી તારી ઘેંઘટ ન જાણીજી ॥ કહું કાશ્યપથી વિસ્તાર ॥
સાતમી સતવંતી છે રાણીજી ॥ તેના પુત્ર સાત સમુદ્ર
વહે છે, અથાગ જળ જાય પાણીજી ॥ એ અષ્ટગીરી
પર્વત આઠમી, ચુડાના લો જાણીજી ॥ નવમી રાણી
નિંદ્રા તેના મચ્છ થયા તૈયારે ॥ બ્રહ્માનો મરિચી—ચોક ૨

દશમી રાણી પદ્મા, તેની વનસ્પતિ અઢારે ભાર ॥
બની ઘટા ઝૂબ ખીલી રહી અપરંપાર ॥ રાણી અગી-
આરમી રીક્ષા, તેની લગ રહી જ્યોત ચોખુટ મોજાર ॥
સમજે જ્ઞાની ॥ જ્ઞાની અજ્ઞાની તો કરે અહંકાર ॥

## ઝુલ.

તારા ગુણનો પાર નહિ, કરી વસ્તુ અપરંપાર ॥
ખાય પીયે સુખ ભોગવે, મા સકળ ત્હારો સંસાર ॥

## ફેકતા.

મા સકળ ત્હારો સંસાર, હાથ જોડી ગુણ તારા ગાએજી ॥
સહાય કરજો અંબામાય, હાથ જોડીને શિષ નમાયેજી ॥
મહાસાગર છે સંસાર, પાર બ્રહ્માદિક કું નહિ પાયાજી ॥

મા રાખો સેવકની લાજ, આજ સરસ્વતિ રહેજો
જીભ્યાએજી ॥ બારમી રાણી ખણા ખણી, તેના સોના રૂપા
અપરંપારે ॥ બ્રહ્માનો મરિચી—ચોક ૩

ખણા ખણીના સોના રૂપા, હીરા રત્ન છે ઝાક ઝમાલ ॥
કરે ચમકારા ॥ ચમકારા કરી રહ્યા માણેકમાં લાલ ॥
તેરમી રાણી સુખમ, તેના છપ્પન કોટી છે દેવ સુખપાલ ॥
ગુરુ ઉપદેશે ॥ ઉપદેશે છંદ કરી કહે તમારો બાળ ॥

## ઝુલ.

મૂળ સ્થંભથી માંડી કહું, સૃષ્ટિ કા મંડાણ ॥
તારી માયાનો પાર નહિ, રહી ગુપ્ત વસ્તુ અજાણ ॥

## ફેકતા.

રહી ગુપ્ત વસ્તુ અજાણ, તેને મહેનત કરી હું લાવીશજી ॥
થશો અંબામા પ્રસન્ન તો છંદ બનાવી વ્હેલો આવીશજી ॥
નહિ સમજે મૂર્ખ અજ્ઞાની, સર્વ ભક્તને મન હું ભાવીશજી ॥
મા નવી ધરણ કે છંદ ગાઈ અંબાને શિષ નમાવીશજી ॥
**અમીચંદ** કહે છંદ બનાવી કરૂં સ્મરણ વારંવારે ॥
બ્રહ્માનો મરિચી—ચોક ૪

---

## છંદ ૧૮૧ મો.

નિરાકારથી અવાજ થયો, ૐકારથી ઇચ્છા શકિત ॥
એ જનુની મારી જવાલા માતા, એક ચિત્ત કરૂં તેની ભક્તિ ॥

કરી આકાશ ધરતી ને પાણી, પ્રગટ કીધા માએ ત્રણ ગુણ ॥ રજો ગુણ બ્રહ્મા, સત્વ ગુણ વિષ્ણુ, પૃથ્વી પર કરે છે પાલણ ॥ તમો ગુણ મહાદેવ કહીએ, એ રાત્રીએ મૂકયું ધારણ ॥ એ તો માજીમાં નિત્ત પ્રલ્લે, મહા પ્રલ્લે છે ઘણું કઠણ ॥ જ્યારે વિષ્ણું જળમાં પોઢ્યા, માર્યા મધૂકૈત્ય દુરમતિ ॥ એ જનુની મારી જવાળા માતા—ચોક ૧

વિષ્ણુ નાભીથી બ્રહ્મા પ્રગટ્યા, ચાર દિશાએ મૂખ છે ચાર ॥ ચાર મૂખે ચાર વેદ કાઢ્યા તે વસ્તુમાં સૌનો સાર ॥ પૂર્વ દિશાથી રઘુવેદ, પશ્ચિમે શામવેદ થયો તૈયાર ॥ દક્ષિણથી જજુંર વેદ, ઉત્તરથી અથર વેદમાં છે સંસાર ॥ ચાર વર્ણ કીધી બ્રહ્માએ, શકિત થકી રચી સૃષ્ટિ ॥ એ જનુની મારી જવાલા માતા—ચોક ૨

બ્રહ્મા મૂખથી બ્રાહ્મણ થયા એ વેદ ભણે મૂખથી વાણી ॥ જમણે હાથે શંભુનું ખત્રી, કરે રાજ તે દયા આણી ॥ ડાબે હાથે સ્ત્રી પ્રગટી, તે સત રૂપા છે રાણી ॥ જંગા થકી વૈશ્ય થયા, વેપાર કરે છે વળ જાણી ॥ પગ પાણીથી શુદ્ર થયા, ખેડુત તો ખેડે ખેતી ॥ એ જનુની મારી જવાળા માતા—ચોક ૩

ચાર થકી થઈ અઢારે વર્ણ તે પાળે પોતાનો ધર્મ ॥ નહી એકને ઓવારા જુદા, ત્યાં બ્રાહ્મણ જઇ કરે આશ્રમ ॥ તેમ માજી તું ઘર ઘર વ્યાપી, નહિ જાણે કોઇ તારો

મરમ ॥ તુંહી તુંહી મા કરૂં છું સ્મરણ, ઉદય થયું કંઈ મારૂં કરમ ॥ **અમીચંદ** કહે કંઇ છંદ બનાવી, હાથ જોડી માગું મુકિત ॥ એ જનુની મારી જવાળા
માતા—ચોક ૪

## છંદ ૧૮૨ મો.

[મને તારી લેહ લાગી રે, અલબેલી અંબા—એ રાહ.]

માયાથી જાય સૌ હારીરે, અલબેલી અંબા માયાથી જાય સૌ હારી; ભલા ભલા ભૂલે બ્રહ્મચારી રે, અલબેલી અંબા.
—ચોક ૧

અખંડ બ્રહ્માંડથી બન્યું પીંડ બ્રહ્માંડ, જુવે નકલ ધારી ધારી રે, અલબેલી અંબા—ચોક ૨

કરતા અકરતાને સરવેરે શોધે, શોધતા શોધઇ જાય હારી રે, અલબેલી અંબા.—ચોક ૩

બ્રહ્માએ ભૂલ્યા ને મહાદેવે ભૂલ્યા, ભૂલ્યા ભૂલ્યા દુધાધારી રે, અલબેલી અંબા.—ચોક ૪

જેમ જેમ જુએ તેમ ઉંડા રે ઉતરાય, પાછા ફરે મન મારી રે, અલબેલી અંબા.—ચોક ૫

અસલ અખંડ ને નકલ ખંડન, ખંડન કહેવાય માયા તારી રે, અલબેલી અંબા.—ચોક ૬

નકલ અસલમાં જઇને સમાયે, ત્યારે બને એકાચારીરે,
અલબેલી અંબા.—ચોક ૭
માયામાં રહી કંઈ માયા વખોડે, માયાથી મળે બ્રહ્મ બારી રે,
અલબેલી અંબા માયાથી જાય સૌ હારી.—ચોક ૮
તું તું કહું હુંનો હું રે **અમીચંદ**, તુરીઆમાં ભ્રાંતિ
ભાંગે મારી રે, અલબેલી અંબા માયાથી જાય સૌ હારી.-ચોક ૯

---

## છંદ ૧૮૩ મો.

(રાહ ઉપરનો.)

પંથોની છે મારા મારી રે ॥ અલબેલી અંબા પંથોની છે
મારામારી—ચોક ૧
બ્રહ્મથી માયા નથી ન્યારી અલબેલી અંબા પંથોની છે
મારામારી—ચોક ૨
સૌ સૌના પંથોને સરવે વખાણે, નિરપક્ષ દેખે દુકાનદારીરે ॥
અલબેલી અંબા પંથોની છે મારામારી—ચોક ૩
સરળ વિકટ મારગ ગમે તેમ જાઓ સતીઆને સઘળે
આનંદ કારી ॥ અલબેલી અંબા—ચોક ૪
માયા બ્રહ્મનુ દ્રષ્ટાંત આપુ સમજુ સમજી લો વિચારી રે
અલબેલી અંબા—ચોક ૫
બ્રહ્મરૂપી એક જંગલ જાણો ॥ તેમાં બન્યો બગીચો મીનાકારી
રે, અલબેલી અંબા—ચોક ૬

ફૂલ વાવીને કરયો બગીચો ॥ તેમાં આવે છે નરનારીરે ॥
અલબેલી અંબા—ચોક ૭

બગીચો જોઇ સરવે ખુસીરે થાયે જુકિત તો છે ઘણી
સારીરે ॥ અલબેલી અંબા—ચોક ૮

વખાણી વખાણી ફૂલ રે તોડે ॥ સુંઘી ને સુખ લે ભારી રે ॥
અલબેલી અંબા—ચોક ૯

સાંજ પડે પાછા આવ્યા ત્યાં જાય બગીચો ખાલી સુનકારી રે,
અલબેલી અંબા—ચોક ૧૦

જંગલ બગીચો જુદો કે'વાતો વાડ ભાંગે એકાકારીરે ॥
અલબેલી અંબા—ચોક ૧૧

ફૂલ તોડતા જેને કાંટા રે વાગ્યા તેથી વાડી ન થાય નઠારી રે,
અલબેલી અંબા—ચોક ૧૨

બગીચો માયા ને જંગળ બ્રહ્મ છે ॥ માયાયાં લીધી
સુખાકારી રે ॥ અલબેલી અંબા—ચોક ૧૩

મતલબી મતલબ કરતા ન બીએ પછી માયાને કે' છે નઠારી રે ॥
અલબેલી અંબા—ચોક ૧૪

**અમીચંદ** કહે બ્રહ્મની બારી માયાથી મળશે જુવો ધારી રે,
અલબેલી અંબા—ચોક ૧૫



## છંદ ૧૮૪ મો.

[રાહ ઉપરનો.]

માયાને જાણે મોરારી રે ॥ અલબેલી અંબા ॥ માયાને જાણે મોરારી ॥ એના ગુણ વખાણે ગિરધારીરે અલબેલી અંબા ॥
માયાને જાણે મોરારી—ચોક ૧

મથુરામાં જન્મ્યા ને ગોકુળમાં ઉછર્યા કેવી લીલા કરી ભારી રે,
અલબેલી અંબા ॥ માયાને જાણે મોરારી.—ચોક ૨

છ મહીનાની રાત બનાવી રાસ રમ્યા નર નારી રે ॥
અલબેલી અંબા ॥ માયાને જાણે મોરારી.—ચોક ૩

ગોરસ ફોડીને દહી દૂધ ખાધા ઘેલી કરી બ્રીજ નારીરે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૪

પુતનાને મારીને નાગને નાથ્યો કંસ પછાડી નાખ્યો મારી રે ॥ અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૫

અરજુન નારદને માયા બતાવી સમજી ગયા અહંકારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૬

માયા રચી કૃષ્ણે દૈત્યોને માર્યા ॥ દેવોને કર્યા સુખાકારી રે
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૭

તપ જપ સાધન દૈવરે માયા પોથી લંગોટી માળા પ્યારી રે
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૮

કૃષ્ણે મંગાવ્યું ભીમની પાસે દ્રૌપદી છે ખપ્પર ધારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૯

પાંચ પાંડવ ને છઠ્ઠા નારાયણ ॥ તારા ખપ્પરથી લેજો ઉગારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૧૦

માયાથી છુટવુ માયાના હાથમા મતીઆ મતે ગયા હારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૧૧

માયામાં રહી સૌ બ્રહ્મને ઓળખે માયાથી મળે બ્રહ્મ બારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૧૨

જોવુ ને જાણવુ માયાથી થાય છે ભ્રમણાથી ભૂલે દૂધાધારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૧૩

જ્યાં લગી કાયા ત્યાં લગી માયા પછી તો સરવે એકાકારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી—ચોક ૧૪

**અમીચંદ** કહે બ્રહ્મ ને માયા નથી જુદા જોતા ધારી રે ॥
અલબેલી અંબા માયાને જાણે મોરારી.—ચોક ૧૫

---

## છંદ ૧૮૫ મો.

(રાહ ઉપરનો ભજનરૂપી છંદ.)

માયાની છે બલિહારીરે, અલબેલી અંબા માયાની છે
બલિહારી ॥ માયામાં સર્વે સુખાકારીરે ॥ અલબેલી અંબા ॥
અસુરી માયાને દૈવીરે માયા, સમે સમે સર્વે સારી રે ॥
અલબેલી અંબા.—ચોક ૧

નવ માસ માતા ગર્ભમાં રાખે, દુઃખ વેઠી ઘણું ભારી રે ॥
અલબેલી અંબા.–ચોક ૨
જન્મ આપી માતા પુત્ર ઉછેરે, ભણાવી પંડીત કરે ભારી રે ॥
અલબેલી અંબા.–ચોક ૩
સરસ્વતી માત પ્રસન્ન ન હોય તો મૂર્ખો કહે સંસારીરે ॥
અલબેલી અંબા.–ચોક ૪
કોઇ કહે અબળા નર્કની ખાણ છે, નાના રત્ન ખાણ ભારીરે ॥
અલબેલી અંબા.–ચોક ૫
બીજબળ હોય તેવું તરુવર ઉગે, ધરતી શું કરે બિચારીરે ॥
અલબેલી અંબા.–ચોક ૬
ખેડુત ખેતી પારકી ખેડે તો, ખેડનારો થાય ગુન્હેગારીરે ॥
અલબેલી અંબા.–ચોક ૭
મન વશ રાખી જે પ્રાણી ચાલે, સુખી રહે નર નારીરે ॥
અલબેલી અંબા.–ચોક ૮
**અમીચંદ** કહે બેન હોય તો કોણ કહે નરસીને સારી રે ॥
અલબેલી અંબા.–ચોક ૯

---

## છંદ ૧૮૬ મો.

[ભજન રૂપી છંદ.]

માયા કોણે જીતી રે, માયાને તો સરવે શરણ ॥ યુધિષ્ઠિર રાજારે, દ્રૌપદીના હાથે ચરણ ॥ માર્ગ જાતાં ભીમે જોયું, આ તે શું કહેવાય ॥ મોટાભાઇ આશું કરે છે, આવા બેરી

વશ થાય ॥ થરથર કાંપી કાયારે આંખમાંથી છુટે ઝરણુ ॥
યુધિષ્ટિર રાજારે.—ચોક ૧
ઘેર જઇ ગમ ખાઈ ને સૂતો, કોઇને નહિ કહેવાય ॥
ચિંતામાં ભીમ સુકાઈ ગયો, ભાવે નહિ ભોજન ॥ કરમાએ
એની કાયારે, ખાવાયે નહિ પેટ ભરણુ ॥ યુધિષ્ટિર રાજારે.
—ચોક ૨
એવે સમે કુંતા મા જોઈ કહે, ભીમ કેમ સુકાય ॥ એ વાત
કૃષ્ણુને કહી, કૃષ્ણુ ગયા ભીમ પાસ ॥ ભીમે કૃષ્ણુ જોયા રે
કૃષ્ણુજીને લાગ્યા ચરણુ ॥ યુધિષ્ટિર રાજા રે.—ચોક ૩
જોઇ વાત કહી કૃષ્ણુજીને કૃષ્ણે કર્યો વિચાર ॥ નહિ
ઓળખ્યા દ્રોપદીને, જોગ માયાનો અવતાર ॥ બતાવું માયા
એનેરે, ત્યારે એના ઉઘડે કરણુ ॥ યુધિષ્ટિર રાજારે.—ચોક ૪
અધર ઉડાવ્યા ભીમને ત્યાંથી, મૂકયા જંગલ માંહી ॥
ઝાડે ચડી ભીમભાઈ બેઠા, જુએ માયાની રચના ॥
**અમીચંદ** કહે છે રે, માજીને રહી શરણુ ॥ યુધિષ્ટિર
રાજા રે—ચોક ૫

---

## છંદ ૧૮૭ મો.

[રાહ ઉપરનો.]

દેખાડી માયા ભીમને રે, ઝાડે બેસી જોયા કરે ॥
જંગલ થાયે ચોકખું રે, ચોકીદારો ફેરા ફરે ॥ ઝાડુ
કાઢનાર કાઢી ગયો, પછી પાણી ત્યાં છંટાય ॥ બિછાનેરે

બિછાઇ ગયા, ત્યાં વચ્ચે સિંહાસન થાય ॥ શોભા ઘણી
સારી રે, ધ્વજા ઉડે શિખર પરે ॥ જંગલ થાય ચોકખું રે.
—ચોક ૧

દેવલોકથી દેવ પધાર્યા ઈંદ્ર વરૂણ દિગપાળ ॥ બ્રહ્મા વિષ્ણુ
રૂદ્ર આવ્યા, આવ્યા પાંડુના બાળ ॥ ભીમ નહિ
તેમાંરે, જોઇ ભીમ થર થરે ॥ જંગલ થાયે ચોકખું રે.
—ચોક ૨

જોઇ કચેરી વિસ્મય પામ્યો, બાકી રહ્યું નહિ કોઇ
એવામાં દ્રૌપદી આવ્યા, ઉભા થયા સૌ જોઇ ॥ દ્રૌપદી
બેઠા વચ્ચેરે, જઇ તખ્ત પરે ॥ જંગલ થાય ચોકખું રે.
—ચોક ૩

ક્રોધે નેત્ર લાલ બનાવ્યા, ભીમસેન કેમ નહિ અહીં ॥
ભીમ સાંભળી ધ્રુજવા લાગ્યો, મ્હેતો કર્યો અન્યાય ॥
એ તો જોગ માયારે, સઘળે એનું ખપ્પર ફરે ॥ જંગલ
થાયે ચોકખું રે.—ચોક ૪

ગર્વ ભીમનો ઉતરી ગયો ને બાગ થયો અલોપ ॥
એ માયાને કૃષ્ણ જાણે મતીઆ મારે ખાલી તોપ
માયા બ્રહ્મ સાથેરે **અમીચંદ** ધ્યાન ધરે ॥ જંગલ થાએ
ચોકખું રે.—ચોક ૫

## છંદ ૧૮૮ મો.

[મોટું સુરતમાં છે ધામ—એ રાહ.]

ધરી અંબાજીનું ધ્યાન જીવ તું સંભાળ તારૂં જ્ઞાન, આત્મ રૂપને પિછાણ, કળી આવ્યો કઠણ ॥ જીવ તું કરતો હોય તે કરજે, સાધન સાધોને ધ્યાન ધરજે, માતા શારદા સમરજે, તારૂં કરે રક્ષણ ॥ કળીયુગ વ્યાપ્યો હુળાહુળ, જુઠા પાખંડીનું બળ, કરે સાચાને બાતલ, એવી છે રેણી ॥ આપ પોતાનું તપાસી, પાખંડીથી જાવું નાસી, નહિ તો ફંદમાં નાંખે ફાંસી, એવી છે કેણી ॥ હંસ જેવો બગલો થાય, ન્હાવા નિત્ય નદીએ જાય ઉભો તપ કરે એક પાય, સમજી લેની ॥ મન માછલાને ચ્હાય, એવો છે એનો મહિમાય, ભૂલવણીમાં જે ભોળવાય ભૂલ છે તેની ॥ દ્રષ્ટાંત મૂકીને સમજાવું, બીજા ચોકમાં બીજું ગાવું, કપટ કળયુગનું બતલાવું તાણી લેશો નહિ કોઈ મન ॥ જીવ તું કરતો હોય તે કરજે.—ચોક ૧

મીણીયા મોતી તો કહેવાય જોઇને લોકો ખુશી થાય, ખરા સાથે તે મેળવાય, શાણા સમજી રહે ॥ જ્યારે નીર ઉતરી જાય, ભાંગે કણુ નહિ સંધાય, ખોટું મનમાં સમજાય, ખરૂં શોધીને લે ॥ પિત્તળ પિળું તો દેખાય, સોના જેવું તે કહેવાય, જ્યારે સોની પાસે જાય કિંમત કરીને તે કહે ॥ ફરી અગ્નિમાં તપાય, ત્યારે તેની કિંમત થાય, ઉપર સ્યામ વળી જાય, કથીર કહી ફેંકી દે ॥ પિળું દેખી સોનું

જાણી, સમજે નહિ અજ્ઞાની, ખાત્રી થઇ મનમાંની, ખોટું કીધું મેં જતન ॥ જીવ તું કરતો હોય તે કરજે.—ચોક ૨

હીરો સાચો કેમ પરખાય, અસલમાં તો એમ કહેવાય, ખમશે એરણ ઉપર ઘાય, તોએ ભાંગે નહિ ॥ ફરી ઝવેરી હાથ જાય, ત્યારે તેની કિંમત થાય, એ તો મુલથી વેચાય, સ્હેજે મળે નહિ ॥ મોટી સભાઓ ભરાય, ભકતો સાચા ભેળા થાય, સતથી છાપ તો લેવાય, ફરી ફરે નહિ ॥ ત્યારે ભક્ત તો કહેવાય, અંબા માતા કરે સ્હાય, ગુપ્ત કષ્ટ કરે કાય, કોઇ જાણે નહિ ॥ મનની લગામ ખેંચે સાય, ધ્યાનમાં ચિત્ત પોરવાય, ત્યારે કાર્ય સિદ્ધ થાય, કરવી ક્રિયા કઠણ ॥ જીવ તું કરતો હોય તે કરજે.—ચોક ૩

પાઠ પ્રેમના તો મંડાય, જ્યોત જશની પ્રગટ થાય, માંડવી મનની રચાય, શુદ્ધ દીલ કરી ॥ ગંગા સમુદ્રમાં જાય, ત્યારે એક રૂપ થાય, અજ્ઞાથી નહિ સમજાય, લેજો ધ્યાન ધરી ॥ પદ્માસન તો બંધાય, સોહં જાપને જપાય, ત્યારે કાર્ય સિદ્ધ થાય, નહિ જન્મે ફરી ॥ ધ્યાનમાં ત્રિપુટી દેખાય, તૃષ્ણા તરત તૂટી જાય, આત્મ રૂપને ઓળખાય, શુદ્ધ થાયે શરીર ॥ ત્યારે જીવનો શિવ થાય, **અમીચંદ** છંદ ગાય, એ તો ભક્ત કહેવાય, અંબા હોય પ્રસન્ન ॥ જીવ તું કરતો હોય તે કરજે.—ચોક ૪



## છંદ ૧૮૯ મો.

---

(આ છંદો અભેદ તત્વ વેદાંત સારના છે.)

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

સર્વે જગતમાં એક નિરંજન, તેને નથી મ્હારૂં કે ત્હારૂં,
કુદરતથી થયું જગત જગતથી બની ગયું ત્હારૂં મ્હારૂં;
કુદરત એ પણ કર્તા કહેવાય, નિમિત્ત કુદરતનું પડયું એ નામ,
નામ રહિત જે રહ્યા નિરંજન તેનો જ્ઞાની શોધે ધામ;
જુઓ જગતમાં ઝઘડો ચાલે, કર્તા અકર્તા માને તમામ,
વાત બંનેની સાચી જોતાં, સમજા પછી તે પડશે ઠામ;
ભ્રાંતિમાં ભૂલિ પડ્યા વમળમાં, સદ્‌ગુરુ વિના નહિ મળે બારૂં,
કુદરતથી થયું જગત.—ચોક ૧

કુદરત મંત્ર ઓહંકાર ઉઠયો, એ સૃષ્ટિનું પહેલું મંડાણ,
એની રજકણ બધે ફેલાઈ, તે થકી બની રહ્યું સો જુગ જાણ;
ઇચ્છા શક્તિ થઇ ત્રિગુણ આત્મા, શક્તિ રૂપે રહ્યા સઘળે સ્થાન,
પવન દોરીએ બાંધ્યું જગતને કોઈ વિરલાને પડશે ભાન;
ભાન પડે ધ્યાન ધરે માલિકનું, તેને લાગશે જગ ખારૂં,
કુદરતથી થયું જગત.—ચોક ૨

પાંચ તત્વ ને ત્રણ ગુણ છે, તેને સાચવવું મનને હાથ,
મન જીતે પાર પડે જગતમાં, ઝટ મળે માલિકની સાથ;

હું મારાની વાસના છુટે, સદ્‌ગુરુનો જ્યારે થાય સંગાત,
ગુરુ રેંગ્ણી જોઈ પાસે બેસાડે, પ્રસન્ન થાય ત્યારે પકડે હાથ;
જગત વહેવારમાં જશ લઇ, પછી ખસી બેશે જોઇ નઠારૂં,
કુદરતથી થયું જગત.—ચોક ૩

સાર જોયા પછી અસાર દીઠો, મિથ્યા મારામાર છે કરવું,
મ્હારૂં માનેલું સર્વે મૂકી, એકલા જવું નિશ્ચે મરવું;
લોભ મૂકો નહિ વખત ચુકો, સંસાર સમુદ્ર છે તરવું,
ખરો ઉપાય એ તરવાનો છે, જીવ હિંસા કરતાં ડરવું;
**અમીચંદ** કહે વિરલા શોધે, માલિકનું ઘર છે ન્યારૂં,
કુદરતથી થયું જગત.—ચોક ૪

---

## છંદ ૧૯૦ મો.

(રાહ ઉપરનો.)

જાણ્યું ખરૂં ને જોયું નથી, ત્યાંસુધી ઝગડા કરે અજ્ઞાન ॥
એક માલિકને અનેક પંથ છે, તે ઉપર સાંભળો દ્રષ્ટાંત ॥
એક શહેરમાં હાથી ઉભો છે સાંભળજો ચિત્ત રાખી સ્થિર ॥
ભ્રાંતિ ભાંગે ભે જશે જમનો કોઈ વિરલા સાંભળે ગંભિર ॥
એક આંધળાનું ટોળું આવ્યું તેનો નાયક છે બાવનવીર ॥
સકળ કળા સંપૂર્ણ જ્ઞાની, હાથી પાસે જઇ ઉભો સ્થિર ॥
જાઓ આંધળા હાથી પકડો ઘણો જોરાવર છે મસ્તાન ॥
એક માલિકને અનેક પંથ છે.—ચોક ૧

સાંભળી આંધળા દોડયા પકડવા, હાથીને જઇ પકડયો ઝટ,
કાન, સુંઢ ને પેટ પકડયું, કોઇએ પુછડું પકડયું ચટ,
એ આંધળો પાછળ રહ્યો તો પગને જઈ પકડયો ઝટપટ,
હાથી પકડયો હાથી પકડયો, કહી હરખાયા તેજ વખત,
હાથી પકડયો સર્વે કહે છે, નથી હાથીનું પડયું ભાન,
એક માલિકને અનેક પંથ છે.—ચોક ૨

સર્વે આંધળાને નાયક કહે છે, શાબાશ હાથી પકડયો સહી,
જેને પુછું તે જવાબ આપજો, વચ્ચે બીજાને બોલવું નહિ;
વારા ફરતી પૂછે, સર્વને હાથી કેવો બતાવો કહી,
પગવાળો કહે નળા જેવો, સૂંઢવાળો બતાવે અજગર કહી;
પેટવાળો ગોળા જેવો બતાવે, સુપડું બતાવે જેને પકડયો કાન,
એક માલિકને અનેક પંથ છે.—ચોક ૩

ઝગડો ઉઠયો જોયા વિનાનો નાયક બોલ્યો કરી વિચાર,
અંજન આંજી કર્યા દેખતા, જોઇ હાથી મૂકયો અહંકાર;
સર્વે સમજી મતને મૂકયો ખોટા કરતા'તા મારામાર,
સાચા ગુરુથી સંશય ભાંગ્યા, આ દ્રષ્ટાંત પર કરો વિચાર;
સર્વે ધર્મમાં નામ છે સાચું, ખરો સાર છે આત્મ જ્ઞાન,
એક માલિકને અનેક પંથ છે.—ચોક ૪

આ પ્રમાણે સર્વ પંથમાં, સાચું માલિકનું પકડયું નામ,
નામ જડયું ધામ શોધવા સર્વે મહેનત કરે છે દૂનિયા તમામ;
આત્મજ્ઞાની આત્મા ખોજી, ધીમે ધીમે જશે મૂળ મુકામ,

ધ્યાન ધરી દૂર કરશે ઉપાધી તેને મળશે મોક્ષ ધામ;
**અમીચંદ** કહે સદગુરુ અંબા મૂળ મુકામ કરી બતાવે સ્થાન.
એક માલિકને અનેક પંથ છે.—ચોક ૫

---

## છંદ ૧૯૧ મો.

[રાહુ ઉપરનો.]

પંથ એટલે માર્ગ માલિકનો શોધી ઉતારે ગુરુ ભવજળ પાર,
ગુરુ ગયા ચેલા રહ્યા અજાણ્યા, નહિ જાણ્યો ગુરુ જ્ઞાન ભંડાર;
ગુરુની ગાદીનું નામ રાખવા, સેવક ચેલા ઉપર રાખે પ્રીત,
ભલો ચેલો ભણી પંથ વધારે, ગયા ગુરુની શોધે રીત;
થયેલા કર્મની મુક્તિ કરી, મૂળ વસ્તુ ઉપર ચોટાડે ચીત;
તરે તરાવે ભવદુઃખ ભાંગે, ખરા ગુરુની એ છે રીત,
આવા ચેલા પ્રામાણીક હોય તો, ભલે સેવો જઇ ગુરુદ્વાર;
ગુરુ ગયા ચેલા રહ્યા અજાણ્યા.—ચોક ૧

એવા ગુરુનું શોધન કરી જુઓ, આત્મજ્ઞાને પડશે ભાન,
મત મૂકે ઝટ માલિક મળશે, મારા તારાનું થાય તોફાન;
જોવું જોનારો નથી જુદો, જેના સંશય ભાંગ્યા તેને થયું છે જાણ,
શંશેવાળાને શંશે રહેશે, તેને જાણવો અજ્ઞાન;
પ્રપંચ કરવા ઉદર પોષણના, તેના સારૂં તો છે સંસાર,
ગુરુ ગયા ચેલા રહ્યા અજાણ્યા.—ચોક ૨

સાકાર રચના બાવનમાંની, જન્મ મરણુ સહુ ફેરા ફરે,
કાર્ય કારણુ કરે સ્વાર્થી, ભવ જળ તે જીવ કેમ તરે;
સત્ સમાગમ સત્ ગુરુ શબ્દે, અઘોર પાપ એક પળમાં ઝરે,
નિર્મળ મન કરી નામને પકડે, ભવ જળ સાગર સ્હેજે તરે,
નામ નિશાન સહુ કોઇ ચઢ્યા વગર, નામે નહિ મળશે પાર;
ગુરુ ગયા ચેલા રહ્યા અજાણ્યા.—ચોક ૩

કુદરત કરે તે કોઇ ના જાણે, સમે સમાના થાય છે કામ,
કામ કરે નામ રહ્યા જગતમાં, પોત પોતામા થયો આરામ;
નામ જગતના હાથમાં આવ્યું, નથી માલિકનો જોયો ધામ,
જે જે વખતના કામ કરેલા, તેવા નામથી માને તમામ;
સર્વ પંથમાં નામ માલિકનું ખબર વિના કરે મારામાર,
ગુરુ ગયા રહ્યા ચેલા અજાણ્યા —ચોક ૪

સંસારી જીવ સમજુ પુરૂષો, પૂર્વ જન્મના પુણ્યે કરી,
પાણીમાં જેમ કમળ રહે તેમ, માલિકનું રહે ધ્યાન ધરી,
શ્વાસો શ્વાસ સ્મરણુ કરીને, મૂળ મુકામ પર નજર કરી;
સદા આનંદ ઘર જોવામાં આવ્યું, નિરાંત કરી તે બેઠો ઠરી,
**અમીચંદ** કહે અજબ તમાસા કોઇ વિરલા પકડી લે સાર;
ગુરુ ગયા ચેલા રહ્યા અજાણ્યા.—ચોક ૫



## ભજનરૂપી છંદ ૧૯૨ મો.

[માયાને જાણે મોરારી--એ રાહ.]

મને તારી લેહ લાગીરે અલબેલી અંબા મને તારી લેહ લાગી ॥
મારા મનની તો ભ્રમણા હવે ભાંગીરે અલબેલી અંબા મને
તારી લેહ લાગી ॥ રોમે રોમે રણકાર ઉઠ્યા, તો પીંડ બ્રહ્માંડ
હાક વાગીરે અલબેલી અંબા, મને તારી લેહ લાગી.—ચોક ૧

નાભીકમળથી સુરતા દોડાવી, તો ગગન મંડળ ટોચ લાગીરે ॥
અલબેલી અંબા મને તારી લેહ લાગી.—ચોક ૨

ભમર ગુફામાં ત્યાં સૂન શિખર છે, તેનો થયો હવે રાગીરે ॥
અલબેલી અંબા મને તારી લેહ લાગી.—ચોક ૩

જોત ઝળક રહી ત્રીકુટી કમળમાં, એ સાથે તાર ગયો લાગીરે ॥
અલબેલી અંબા મને તારી લેહ લાગી.—ચોક ૪

શ્વાસો શ્વાસે સમરે **અમીચંદ** કહે છે, આવાગમન જાએ
ભાગીરે ॥ અલબેલી અંબા મને તારી લેહ લાગી.—ચોક ૫

---

## ભજનરૂપી છંદ ૧૯૩ મો.

[સમજ મન મારારે અસત્યની વાત તજો—એ રાહ.]

આનંદ આજે આવ્યોરે, જોતા મલ્યા માહેશ્વરી,
ગુરુ જ્ઞાન કુંચી રે આપી, મને પ્રેમે કરી, દેહમાં
દિવડો પ્રગટ થયો, પડયો રોમ રોમ પરકાસ,

આત્મ ખોજી હું પદ ટાળ્યું, સમર્યા શ્વાસો શ્વાસ,
ભવ દુઃખ ભાંગ્યું રે, ભવ જળ ગયો તરી;
આનંદ આજે આવ્યો રે, જોતા મલ્યા માહેશ્વરી.—ચોક ૧
ત્રણ ગુણથી ન્યારો થઇને, ખેલે ખેલ અપાર,
સચરાચરમાં વ્યાપી રહ્યો, તે આતમનો આધાર;
અનુભવી એ તો રે, જ્ઞાને ધાન રહ્યા ધરી.—ચોક ૨
અચળ વસ્તુ શોધી કહાડી, એકવીસમે ભોવન,
જોતા જાત જોગ સ્હેજે બન્યો, મળી ગયું ત્યાં મન;
ભ્રાંતી મ્હારી ભાંગીરે, પોતામાં પોતે રહ્યા થરી.—ચોક ૩
ભળી પાણીમાં લવણ પુતળી, સીંધૂ સમુદ્ર સાર,
મલ્યો જઇ મુળને રે, **અમીચંદ** ધ્યાન ધરી,
ગુરુ જ્ઞાન કુંચી રે, આપી મને પ્રેમ કરી;
આનંદ આજે આવ્યોરે.—ચોક ૪

---

## છંદ ૧૯૪ મો.

[રાહ લંગડી.]

બન્યું છે તે બધું બરાબર જે છે તે સર્વે સાચું,
સમજણ વિનાનું લાગે છે સૌને કાચું;
પ્રથમ ગુરુ તો માત–પિતા છે જ્ઞાન ધર્મને આપે બોધ,
પુખ્ત ઉમરે;
ઈષ્ટ દેવ કરી ગુરુની કરે છે શોધ,
જ્યાં જોઇએ ત્યાં ગુરુ સ્વાર્થીઆ કળીયુગમાં કરી લો નોંધ;

રખે ન ભૂલતાં કરી સ્વગુરુ છોડીને કામ ક્રોધ,
એવા ગુરુનું જ્ઞાન લઇ મૂળ ઈષ્ટદેવને જઈ જાચ્યું;
સમજણ વિનાનું.—ચોક ૧

બાવનમાં સો બાહોસ બન્યા છે, માલિક સૌથી છે ન્યારે,
કોઈ વિરલા જાણે; જાણે; તેનો કોઇ સમે આવશે આરે;
એક ગુરુને એક ઇષ્ટ દેવ ન કરવો નરસો સારો,
માન્યો તે મારો મારી પાસ મારો પ્રીતમ પ્યારો;
બાવનમાં રહી ભક્તિ કરી છદ ભજન ગાયન દુઃખે ડાચુ,
સમજણ વિનાનું.—ચોક ૨

અલ્પ આયુષ્યના સર્વે ભાઇઓ આતો આવ્યા છઇએ પરદેશ,
જઇ જુઓને નાટક, નાટકમાં આવે રાજા રાણીનો વેશ,
પહેલાં તો એ પુરૂષ હતો સજી સણગાર રાણીનો પહેરી દરેશ;
ભૂલ્યા સર્વે, સર્વે જોઈ આંખમાં આંજી મેશ,
મનમાં સમજે પુરૂષ હું છઉં રાણી થઇ ખોટી રાચુ;
સમજણ વિનાનું.—ચોક ૩

સાંભળો ભાઇઓ દ્રષ્ટાંત કહ્યું તેમ આપણે આવ્યા વેશધારી,
ખેલ ખલાશે, ખલાશે . જાવું સહુને છે મરી;
તે માટે મૂળ સ્વરૂપ ઓળખો નથી રહેવું કંઈ અહીંઆ ઠરી,
પૂરી મુદતે, મુદતે જાવું છે સરવેને મરી;
ગુરુ લોભીને ચેલા ચાલચુ હવે કહો કોને જાચું,
સમજણ વિનાવું.—ચોક ૪

જગત જુઠું છે કહી સમજાવે બ્રહ્મજ્ઞાનનો આપે બોધ,
આ જુઠી માયા, માયા છોડો સઉ કહે કામ ક્રોધ;
ગુરુ શિષ્યને જ્ઞાન આપે પણ પોતે પઈસાની કરે છે શોધ,
અનેક રીતે, રીતે ફંડ કરી કરાવે નોંધ;
**અમીચંદ** કહે સત સંગતમાં સદા આનંદમાં હું રાચું;
સમજણ વિનાનું.—ચોક ૫

---

## છંદ ૧૯૫ મો.

[મારી અરજ સુણો—એ રાહ.]

મારા પ્રાણ પતિ પરમેશ્વરી કહું મા તમને,
સમે સાગરની લેહેર સાગર સમાવો તેમ હમને;
થયો પરમાત્માથી આત્મા કરમ અનુસારે,
હ્યાં આવી પડયો પરદેશી જોયો સંસારે;
થયો પાંચ તત્વનો સંગ જીવ થયો ત્યારે,
પડી માયા જાળમાં દુઃખ વેઠે અપારે;
ઘણું છોડે છુટે નહિ લાગ્યો જગતમાં ભમને,
સમે સાગરની લેહેર સાગર.—ચોક ૧

બની મૂરખ ખોટાને ઝાલી રહ્યા માની સાચું,
માત પિતા પુત્ર ધન ધણીઆણીનું કાચું;
પીંડ પોષી ખાઈ પી દેહે અભિમાને રાચ્યું
જાગી જોતાં લાગે સૌ જુઠું શાસ્ત્ર જ્યારે વાંચ્યું,

આ જગતના જીવ એક દેશી લગ રહે હમને;
સમે સાગરની લેહેર સાગર.—ચોક ૨

એ જગત જુઠું પણ ભ્રમણાથી ખરૂ ભાસે,
કોઇ જ્ઞાની પુરૂષને પુરણ પડે પ્રકાસે;
તેને નથી લોભ જોઇ પાત્ર પુરે તેની આશે,
જાણી દેશી બન્ધુ વિદ્યાનો કરાવે અભ્યાસે,
જાણી વડીલ બન્ધુ દેશી ભાઇને લાગે નમને,
સમે સાગરની લેહેર સાગર.—ચોક ૩

બાંધે કંઠી ગુરુ થઈ એક પર બીજી જ્યારે,
એવા લોભીઆ ગુરુથી કેમ તરાય સંસારે;
જેને સંશય સમેટી સ્વર્ગના ખોલ્યા દ્વારે,
મળી સરીતા સાગરમાં સાગર છોડી સંસારે;
કહે **અમીચંદ** કરી ભક્તિ જીતું સહું જમને,
સમે સાગરની લેહેર સાગર.—ચોક ૪

## છંદ ૧૯૬ મો.

[રાહ ઉપરનો.]

અસલ ઋષિ થઇ ગયા મહાત્મા, મળવા માલિકને ઉઠાવે તાર,
નવા નવા પંથ શોધી કાઢીને, મૂળ માલિકનું શોધે દ્વાર;
જોગી જોગ સાધીને બેસે, સુરતા દોડાવી ધ્યાન ધરે,
સન્યાસી સન્યાસ લઇ, કામ ક્રોધ શત્રૂકુ દૂર કરે;

ભકતો ભકિત કરી આકીન રાખે, ભજન કરી ભવજળ તરે,
ભ્રાંતિ ભાગી ભજ્યા પોતે પોતામાં મૂળ મુકામે જઇ ઠરે,
સોધનારા તો શોધી ગયા, રહ્યા મારગની ચાલે મારા માર;
નવા નવા પંથ.—ચોક ૧

ગયા મહાત્માનો મારગ ઝાલે, મહાત્માની નહિ પકડે ચાલ,
કે'ણી કહે કામ નથી થવાનું, રે'ણી રહેશે તે થાશે ન્હાલ;
સંસારી જીવ સંસારમાં રહી સત નામ રહ્યા પકડી ઝાલ,
સત ચાલે કરે સત સમાગમ મૂળ માલિકની મળશે ભાળ;
મારા તારાની વાસના તૂટે સંસે સમાવે ઉતરે પાર,
નવા નવા પંથ.—ચોક ૨

સર્વે પંથના એક માલિક છે, ભ્રાંતીમાં ભૂલી પકડે મત,
પંથે પંથના ધર્મ જુદા છે, પોતાનો ધર્મ માને સત;
એક બીજાનો પંથ વખોડે તે દેવને કરી રાખે રત,
શકિત રૂપે મા રહી સર્વાંગે, ગોત્રજમાં સૌ પૂજે ઝટ;
સર્વે પંથમાં કુળ દેવી માને તેને કોઇ ન કરે નકાર,
નવા નવા પંથ.—ચોક ૩

હુંમાં તુમાં વિચાર કરી જુઓ હું તું બેને જુદા કરો,
બે જતાં એક મા રહેવાની સુરતા સાધી માનુ ધ્યાન ધરો;
શક્તિ વિના સાધન નહિ થાયે પરમાત્મા કહી યાદ કરો,
રકાર બ્રહ્મ ને મકાર માયા શંશે તૂટે ભવ જળ તરો,
**અમીચંદ** કહે શાંતીમાં રહે મન મરેથી થાય ઉદ્ધાર;
નવા નવા પંથ.—ચોક ૪

## છંદ ૧૯૭ મો.

(રાહ ઉપરનો.)

નિશ્ચે વેવાર બે આવ્યા ચાલતા, નિશ્ચેમાં છે આત્મજ્ઞાન,
જપ તપ સાધન સેવા સ્મરણુ, વ્હેવારમાં છે ધર્મ ધ્યાન,
સર્વે પંથના સર્વે માલિક, પોતપોતામાં મળ્યા ઝટ,
દૂર જતા દીઠા પોતે પાસે, પોતપોતામાં મળ્યા તરત;
જુદાપણું ગયું થયું એક રૂપ, માલિકમાં થયા માલિક ઝટ,
નામ રૂપથી ન્યારા પડ્યા, પછી છુટી ગઇ સર્વે ખટપટ;
તેવા થવા તે માર્ગ ઝાલે, કે'ણી કહે રે'ણીથી અજાણુ,
જપ તપ સાધન સેવા સ્મરણુ.—ચોક ૧

ભલે કે'ણી કહી આનંદ લાવે, નામ માલિકનું આવ્યું હાથ,
નામ થકી કામ થયા સર્વના, સદા આનંદમાં રહ્યા નવનાથ;
નવધા ભકિત નવ પ્રકારની પકડે એક રહી ગુરુની સાથ,
સદા આનંદ ઘર હાથમાં આવે, નહિ કોઇ સાથે ભીડવી બાથ;
એક દેશના સર્વે પ્રાણી ભૂલ્યા દેશી ને થયા અજાણુ,
જપ તપ સાધન સેવા સ્મરણુ.—ચોક ૨

અથાગ જળ સાગરમાં પાણી, મોજા ચઢે સાગરની મહીં,
દેખાય કિનારે પડે ઉછળતા, પાછા સમાય સાગરની મહીં;
તે સાગરમાં સર્વે આનંદ લે, તારા તરે સાગરમાં રહી,
બાળક કિનારે હોડામાં રમતાં તેને આનંદનો પાર નહિ;

સરખું પાણી ને સરખો આનંદ, જ્ઞાની પુરૂષને પડે છે ભાન,
જપ તપ સાધન સેવા સ્મરણુ.—ચોક ૩

એ દ્રષ્ટાંત પર ધ્યાન રાખીને પરમાત્માને જુઓ સુરતા કરી,
પહાડ પર્વત જંગલમાં પાસે, ઘટંઘટમાં રહ્યા છે ફરી;
મન માને ત્યાં મનમાં મનો, ખરે દિલથી જશો તરી,
સરળ વિકટ જાઓ સતમાર્ગે, નહિ જન્મે તે પ્રાણી ફરી;
ધ્યાન ધરી જે જ્ઞાન કઠશે, તેને માલિકનું પડશે ભાન,
જપ તપ સાધન સેવા સ્મરણુ.—ચોક ૪

સર્વે ધર્મમાં નામને જાણી, કોઈ વિરલા ઓળખે જ્ઞાની,
નામ થકી કામ થયા સર્વના, સદ્‌ગુરુની સાંભળી વાણી;
સર્વે પંથમાં શોધ કરતા ખરો માર્ગ આતમજ્ઞાની,
અખંડ જ્યોત આનંદમાં વસ્યા મૂવા મતીઆ મત તાણી;
**અમીચંદ** કહે ઘટમે અંખા રાખો ભરોસો થશે પીછાણુ,
જપ તપ સાધન સેવા સ્મરણુ.—ચોક ૫

---

## છંદ ૧૯૮ મો.

[રાહ ઉપરનો.]

કિર્તન ભજન છંદ સાધન ક્રિયા, માર્ગ માલિકને મળવાનો,
નામ નિશાન ટોચ લાગી જેહને તે જીવ ફરી નથી ચળવાનો,
નામ એક ને સમા જુદા છે, જ્ઞાની પુરૂષને તે છે જાણ,
અનુભવી સમો જોઇને વર્તે તે માણુસને મળે છે માન,

સ્હેજ દાખલો રામ નામથી વાલ્મિકજીને થયું જ્ઞાન,
રામ નામથી અનેક તર્યા, જુઓ જગતને નથી અજાણ;
એ નામને અશુદ્ધ બનાવ્યું, તેમા નથી હું ભળવાનો,
નામ નિશાન ટોચ લાગી જેહને.—ચોક ૧

લગ્ન વખત કન્યાદાન દે, છે સાવધાન સાવધાન કરે બ્રાહ્મણ,
એક ભક્ત શ્રી રામ બોલો બોલ્યો, મારવા દોડ્યા સર્વે જન;
શ્રી રામ શ્રી રામ કહી ભક્ત નાઠો, બેઠા પસ્તાયા સર્વે જણ,
રામ નામને અશુદ્ધ બનાવ્યું, વગર સમાના બોલ્યો વચન;
એક દ્રષ્ટાંત બીજું સાંભળો ખરો દાખલો મળવાનો,
નામ નિશાન ટોચ લાગી જેહને.—ચોક ૨

ભર્યો સમુદ્ર નિર્મળ પાણી, વાદળ વરસે મૂશળ ધાર,
પડયું વસ્તીમાં બગડયું પાણી, રેલ ચઢી તેમાં કચરો અપાર;
એ પાણીને સર્વે ગંદુ કહે, અશુદ્ધ કહીને સહુ કરે પોકાર,
સમુદ્ર પાણી સૌ ગાળીને લે છે, તદન કચરો કાઢે બહાર;
શુદ્ધ અશુદ્ધ મન મનના કારણ, ખરો ઉપાય વ્હેમ ટાળવાનો,
નામ નિશાન ટોચ લાગી જેહને.—ચોક ૩

શિખો તો અનુભવીની વાણી, છંદ ભજન કે હોય કિર્તન,
એક દેવનું બાનું ધરાવે, ઇષ્ટદેવ જેને હોય પ્રસન્ન;
શાસ્ત્ર વેદ પુરાણને જાણે, શુદ્ધ વાણી કરી બોલે વચન,
સાંભળી ગાઇ સહુ ખુશી થાય કહે ભક્તન કરી માને જન્તન;
એવા ભકતોના શબ્દની વાણી, સત્ય વચન તે ફળવાને,
નામ નિશાન ટોચ લાગી જેહને.—ચોક ૪

આવા ભકત થતા વખત લાગે, નહિ સ્હેજમાં આવે માજી હાથ,
બાળપણથી લક્ષ લગાડે, મન મેળવ્યું માજીની સાથ;
એંસી ઉપર વરસ થયા, તેમાં સાઠ વર્ષ થયા માની સાથ,
તેમાં એક નવરાતર પડયું નથી, થઇ પ્રસન્ન માએ ઝાલ્યો હાથ;
**અમીચંદ** કહે ભાગ્ય ખૂલ્યું, આવાગમન દુઃખ ટળવાનો,
નામ નિશાન ટોચ લાગી જેહુને.—ચોક ૫

---

## છંદ ૧૯૯ મો.

મુખવાણી ઘણી પડે જગતમાં પાર નહિ તે તો જાય ગલક,
મહાત્મા ભકતોની વાણી અમર છે તે ઉપર તલપી રહે ખલક;
ૐકાર કુદરતની વાણી મોટો મંત્ર કરે સહુ પ્રમાણ,
જુઓ વાણીના બાવન અંક છે, તેમાં મચી રહ્યું સૌ જગ જાણ;
ચાર વેદ બ્રહ્માની વાણી છેલ્લી ટોચ જઇ ચઢે નિશાન,
કૃષ્ણની વાણીથી ગીતા બની શુદ્ધ દીલે વાંચે ઝટ મળે જ્ઞાન;
રામાયણ વાલ્મિકની વાણી, રામબાણ સદા રહે ઝળક,
મહાત્મા ભકતોની વાણી.—ચોક ૧

ભાગવત પુરાણ ઋષિની વાણી સાંભળે પવિત્ર થાય છે કાન,
ભકત લોકોની વાણી ભજન છંદ, ગાય ભકિત કરે ધરીને ધ્યાન;
ગુરુ મંત્ર એ ગુરુની વાણી ગુણી જન ગુરુનું રાખે માન,
નુગરા ગુરુ ગાદી લેવા ટકાવે તે ચેલાને સૌ કહે અજ્ઞાન;
સુંદર વાણી જોગ વસિષ્ઠજીની, રત્ન મણી બોલ રહ્યા ઝળક,
મહાત્મા ભકતોની વાણી.—ચોક ૨

જૈન ધર્મ વાણી તિર્થંકરની, ભવજળ સાગર તરવાની,
દયા ધર્મ મૂળ પાયો પકડે, મટે ચોર્યાસી ફરવાની;
સર્વે ધર્મમાં લખી ગયા સૌ, જીવ હિંસા નહિ કરવાની,
એક દેશના દેશી જાણી, દયા દીલમાં ધરવાની;
આ વાણી જુઓ અમર ચાલે છે, જરા નથી ગઈ એની ઝળક,
મહાત્મા ભકતોની વાણી અમર છે.—ચોક ૩

માર્કંડ પુરાણ ભગવત ગીતામાં, ચંડી પાઠ સૌ લો જાણી,
આ વાણી હોમ યજ્ઞમાં વાપરે, ઋષિ મુની હોય તપધાની;
આવા પુરૂષ જે હોય જગતમાં, અમર મૂકી જાય મૂખ વાણી,
અનેક જીવ સાંભળી સુધરે, અભ્યાસ કરે તે થાય જ્ઞાની;
સાધન સૌમાં આત્મ શકિત બળ, મગજશકિત હોય ત્યાં ટળક,
મહાત્મા ભક્તની વાણી અમર છે.—ચોક ૪

આદ્યશકિત તારી અધોગતિ મા; શકિતરૂપે તારો સઘળે વાસ,
માતા શારદા પ્રસન્ન હોય તો, શુદ્ધ વાણી પડે જેવો રવિપ્રકાશ;
એ વાણી અનુભવી વાપરે, સિદ્ધ કર્મ કરી રાખે પાસ,
અજ્ઞાનીને હાથ જાય ત્યાં અણસમે બોલે થાય વિનાશ;
જ્ઞાની પુરૂષ કહે સમો ભણે જે તે નરની નહિ જાયે ઝલક,
માહાત્મા ભકતોની વાણી અમર છે.—ચોક ૫

આવી અસલ વાણી અનુભવી લોકોની તે પર નકલ થાય છે બહુ,
બાળક ઉમંગી તર્ક દોડાવે, કડી જોડી છંદ બનાવે સહુ;
કારણ શીર છંદ કરીને ગાવું, મંત્ર કરી મા પાસે લઉં,

અંતર તૂટે મંત્ર ભેદ જાણે ભેદુ વિના ભેદ કોને કહું;
**અમીચંદ** કહે અનુભવી છંદ કરી બાંધે ઢાળ સદા રહે ઢળક,
મહાત્મા ભક્તોની વાણી અમર છે.---ચોક ૬

---

## છંદ ૨૦૦ મો.

[રાહ લંગડી]

પૂર્વને પુણ્યે હાથ આવી મા, ઋષિ મુની કે પરમાત્મા ॥
પિંડ બ્રહ્માંડમાં ॥ જોયા તો શકિત રૂપે, રમે ઘટઘટમાં ॥
જહાં જોઉં ત્યાં તુંની તું મા, પ્રથમ ઉઠયો ૐકાર મા ॥
મોટા મંત્રમાં ॥ મનાયા ખેલ ખેલે સૌ સાકારમાં ॥
પાંચ તત્વમાં ત્રણ ગુણમાં, અપાર શકિત નીરાકારમાં ॥
ખરી ખેલાડી ॥ ન્યારી રહી છું બતાવે અપારમાં ॥
જળમાં, સ્થળમાં પશૂ પક્ષીમાં શકિત રૂપે રહે જાત ભાતમાં ॥
પિંડ બ્રહ્માંડમાં ---ચોક ૧

દેવલોકમાં, જુઓ દૂન્યામાં, જ્યાં જોઇએ ત્યાં પહેલી મા ॥
તપમાં જપમાં ॥ જોશો તો સાધૂ મઠમાં ચેલી મા ॥
યોગ આશનમાં, જુઓ ક્રિયામાં નિષ્ફળ ફળની બેલી મા ॥
જાગૃત સ્વપ્નમાં ॥ સદાએ જન્મ મરણ રહી ખેલી મા ॥
નથી મરણમા, નથી જનમમાં, કામ કરે સંસાર વટમાં ॥
પિંડ બ્રહ્માંડમાં.—ચોક ૨

શકિત રૂપે જોયા સર્વમાં, સચરાચરમાં વ્યાપી મા ॥
તનમાં ધનમાં ॥ સર્વે લક્ષ્મી રૂપે તને સ્થાપી મા ॥

કરપીમા હાતારમાં તું રહી, ઉંચ નીચમાં વ્યાપી મા ॥
સુખમાં દુઃખમાં ॥ સદાએ આનંદ રહે તું આપી મા ॥
ભકિત મા મુકિત મા આપે સંશય ભાંગે સઘળી વાતમાં ॥
પિંડ બ્રહ્માંડમાં.—ચોક ૩

એક નામમાં એક અક્ષરમાં, સચરાચરમાં જાણી મા ॥
એક નામથી ॥ ઉતારશો પાર એમ કહે જ્ઞાની મા ॥
એક નામ સર્વેમાં આવ્યું, શબ્દ બ્રહ્મથી વાણી મા ॥
થયું એકત્ર સમાઈ શબ્દ બ્રહ્મમાં જાણી મા ॥
મંન મરેથી સંશય ભાગશે, ઝટ સાથી મળશે સાથમાં ॥
પિંડ બ્રહ્માંડમાં.—ચોક ૪

સ્વર્ગમાં પાતાળમાં જોયા, મૃત્યુ લોકમાં ફરતી મા ॥
આરાસૂરમાં તખ્તપર સોળે શણુગાર ધરતી મા ॥
સુરત દીયા ફળીયામાં અંબા, ખળખટ દર્શન કરતી મા ॥
આસો મહિને ॥ **અમીચંદ** વાણી મુખથી ઝરતી મા ॥
મા, મા, મા, મા, બાવન શબ્દમાં, ધારી જો જો સઘળી વાતમાં ॥
પિંડ બ્રહ્માંડમાં.—ચોક ૫



## છંદ ૨૦૧ મો.

(રાહ ઉપરનો.)

સંતોષ રાખી શાણા થઇ બેસો, જેને શોધો તે તમારી પાસ,
હુંમાંથી તું જુદુ પડે એ તું હુંમાં પાછો કરે સમાશ;
બે થયાથી બગડી બાજી, મારા તારાનું થયું તોફાન,
સદા આનંદ અનામી વસ્તુ, કુદરતથી સૌ રહ્યા અજાણ;
કોણે ઘડયું ને કોણે મઢયું, કોણ કર્તાએ કર્યું તોફાન,
તેનો ભેદ નહિ બ્રહ્મા જાણે, અઘોર શકિતમાં થયા ગુલતાન;
શબ્દ બ્રહ્મ ઓહંકાર પકડી બાવનમાં થયો સૌનો વાસ,
હું માંથી તું જુદુ પડે.—ચોક ૧

હું તુંને એ, ત્રણ થાય ત્યારે તેમાં થાય છે મારામાર,
એની સાથે ક જોડાયો એક કહી માને સંસાર;
ખસખસ જેવું વડનું બી, તેમાં વડ વડમાં બી રહે અપાર,
આ દ્રષ્ટાંત પર ધ્યાન રાખવું, જન્મ મરણ થાય વારંવાર;
હું ને તું એ જુદા પડ્યાં, હવે હું તું રાખે એની આશ,
હુંમાંથી તું જુદુ પડે.—ચોક ૨

એ શકિત હવે જોગમાયાની એ છોડે તો છુટીએ ઝટ,
એની માયાથી એજ બચાવે, કૃપા કરે જ્ઞાન આવે ઝટ;
જ્ઞાની આત્મશોધ કરીને, મૂળ માલિકને ઓળખે તરત,
થયું તેમ તે પાછું સમાયે, હું મારૂ મૂકી દે ઝટ;

હું તુંમા તું હુંમા સમાએ, હુંએ મા જઈ કર્યો વાસ,
હુંમાંથી તું જુદુ પડે.—ચોક ૩

એક થયો સદા રહ્યા આનંદમાં, નિર્ભે થઈ પછી બેઠો છેક,
મારા તારાની વાસના તૂટે, મારી મનને રાખે ટેક;
અનુભવથી આનંદ આવે, અજબ કુદરતી થાય વિવેક,
સર્વે જીવ આશાનાં બાંધ્યા, માલિક સાથે થવા એક મેક;
હરખાઇ **અમીચંદ** આનંદ માને હું તુંમા નથી રહ્યા વકાશ,
હુંમાથી તું જુદુ પડે.—ચોક ૪

---

## છંદ ૨૦૨ મો.

[રાહ લંગડી.]

હું તો તુને જોતા જોતા, જોગાનંદ ઘર મળી ગયા ॥
શંસે ભાગ્યા ॥ ભાંગ્યા પોતે પોતામાં ભળી ગયા ॥
હુંને તું બે એક થયા, હવે મટી ગઇ સઘળી ખટપટ ॥
ભ્રાંતિ ભાંગે ॥ મળે સદગુરુ માર્ગ બતાવે ઝટ ॥
પોતે ગુરુને પોતે ચેલા, જ્ઞાન થશે કે મૂકશે મત ॥
છુટે વાસના ॥ બને તદ્રુપ મળે પોતામાં તરત ॥
ઇષ્ટ દેવની સ્હાય લઇ કરે, ભજન પાપ મારા બળી ગયા ॥
સંશે ભાગ્યા પોતે પોતામાં મળી ગયા.—ચોક ૧

મૂળ માલિકની મ્હેર થઇ, સહી સાટા કરાવી રાખ્યા પાસ ॥
નિર્ભય થઇને ॥ બેઠો કરૂં સ્મરણ હું શ્વાસો શ્વાસ ॥

મન તો મારૂં ઉપડી રહ્યું, બાંધી મુદત કાયામા કર્યો છે
વાસ ॥ પુરી મુદતે ॥ ઉડી ઝટ પોતે પોતામાં કરશું સમાસ ॥
અનેક નામે જોતા જોતા, અંબા ઈષ્ટ દેવ મળી ગયા ॥
શંશે ભાંગ્યા ॥ ભાંગ્યા પોતે પોતામાં ભળી ગયા.—ચોક ૨

મૂળ સ્વરૂપમાં નથી ઉપાધી સદા આનંદ ઘર જો જો સૌ ॥
સંસારમાં તો ॥ ઉપાધી સદા દુઃખમાં ડુબ્યા સહુ ॥
દુઃખ દુઃખ ને દુઃખ જગતમાં ઘણા રડતા દીસે સહુ ॥
મોટા પુરૂષો ॥ પુરૂષો મન સમજી મન બાળે બહુ ॥
મન માયા સેલાણી વળગા, મમતામાં સહુ ચળી ગયા ॥
શંશે ભાંગ્યા ॥ પોતે પોતામાં ભળી ગયા.—ચોક ૩

સમાગીં સભાગી જીવ, નિંદાથી નહિ ડરશે કોઇ ॥
સ્વાથીં તો ॥ ગમે તેમ બોલે પછી પસ્તાશે કોઈ ॥
મત્સ્ય ભોગી બગલો રાજી હંસ ચરે મોતી જોઇ જોઇ ॥
જાતી સ્વભાવ તો ॥ મટે નહિ તેને ફેરવવા સમર્થ ન કોઈ ॥
**અમીચંદ** કહે હું પણ એમાં છઉં, મળ્યા ત્યારે જાણું ॥
મલી ગયા ॥ શંશે ભાગ્યા.—ચોક ૪

---

## છંદ ૨૦૩ મો.

[અંબામા તારૂ દર્શન દુલ્લભ—એ રાહ.]

જગત જીવોમાં ઝગડો ચાલે, મૂળ માલિકને મળવાનો ॥
સાકાર નિરાકાર બન્ને રસ્તા આકીન રાખે તે ફળવાનો ॥

અસલ તપશી કરતાં તપસ્યા, આયુષ્ય પુદગલ બન્ને બલવાન,
ટાઢ તડકો સહન કરીને, ભૂખ દુઃખ વેઠી ધરતાં ધ્યાન;
આ કળીયુગના અલ્પ આયુષી નિબંળ પ્રાણી બહુ અજ્ઞાન,
સાકાર રચના કરી મહાત્માએ મૂળ માલિકનું કરવા પીછાણુ;
થયલા દેવોની મૂર્તિ મનમાં ફોટો ઉતારે ફળવાનો,
સાકાર નિરાકાર બન્ને રસ્તા.—ચોક ૧

સાકારવાળાને નવધા ભકિત ઉઠી સવારે કરે સ્નાન,
સેવા નિમિતે થાય સામગ્રી, ચંદન પુષ્પ કરે ધૂપ લોબાન;
પોતે ભોક્તા પ્રથમ ભોગ લે, સારા નરસાનું કરે પીછાન,
સારી વસ્તુ સેવામાં વાપરે નથી મૂર્તિને માન અપમાન;
ધૂપ દીપક ફૂલ ચંદન ચઢાવે, માળા જપે માલિક મળવાનો,
સાકાર નિરાકાર બન્ને રસ્તા આકીન રાખે તે ફળવાનો.–ચોક ૨

સદા આણંદમાં સદા સુખ રહે અલ્પ આણંદમાં અલ્પ સુખ,
સુખ કરતાં દુઃખ અતિ ઘણેરૂં પછી માણસનું કરમાવે મુખ;
ભૂખ દયામણું સૌ કોઇ જોએ નહિ તેની કાંઇ ભાંગે ભૂખ,
ભૂખ ભાંગે કોઇ મળે મહાત્મા આશિશ લઇ તે બોલે મૂખ;
પારકો આણંદ પોતે ભોગવે અસત આણંદ એ ચળવાનો,
સાકાર નિરાકાર બન્ને રસ્તા આકીન રાખે તે ફળવાનો.-ચોક ૩

સંસાર આણંદમાં દુઃખ ઘણેરૂં તેને વહાલું કરી માને સુખ,
સુખ સ્વપ્નાના જેવું સમજવું અંતે ભોગવવું પડશે દુઃખ;
સાકારમાં કરો નવધા ભકિત આત્મજ્ઞાન છે સૌનું મૂળ,

જેમ સાગરમાં સુરતનું બારૂં બધા મુલકની જડશે રૂખ;
**અમીચંદ** કહે સદા આણંદ ઘર સંતોષથી સહુ મળવાનો,
સાકાર નિરાકાર બન્ને રસ્તા આકીન રાખે તે ફળવાનો.–ચોક ૪

---

## છંદ ૨૦૪ મો.

[રાહ ઉપરનો.]

જોવાનું તો જોઈ લીધું મા જોનાર જોવાનું જુદું નહિ,
મહાત્મા જ્ઞાની કોઇ એક સમજે સમજી સમાયા તહીંના તહીં;
એક એક ને એક દીઠો જેને એકમાંથી થતાં દીઠા બહું,
બહું નામી સહુ સમાઇ જવાના જ્ઞાન દષ્ટિથી જણાય સહું;
કુદરત કામ કુદરતથી થાયે ઉઠે તરંગમાં મોહે તે જોવું,
પાણીની માછલી પાણીને શોધે અજબ તમાસા કોને કહું;
છાયારૂપી બંધાઇ જાય છાયા જીવ બની ભટકે જગ મહીં,
મહાત્મા જ્ઞાની કોઈ એક સમજે સમજી સમાયા તહીંના તહીં.
—ચોક ૧

ઘાટ કંચન જુદા ગણે સહુ ગાળે કંચન સર્વે કહે,
કાર્યે કારણુ કરે સ્વાર્થી મન માન્યા નામ પાડી લે;
મિથ્યા નામ પાડેલા સમજી જાતે જાતમાં ભળશે જે,
જન્મ મરણુની જશે આબદા સદા આણંદ ઘર જોશે તે;
પોતે બ્રહ્મ ને છાયા માયા પોતે પોતામાં ભળશે જઇ,
મહાત્મા જ્ઞાની કોઇ એક સમજે સમજી સમાયા તહીંના તહીં;
—ચોક ૨

સુતર એક નામ વાણો તાણો જુદો કહેવાયે થાય વસ્ત્ર એક,
ભેદ ભાગે કોઈ મહાત્મા જ્ઞાની સાચો શિષ્ય થઇ જાય એક મેક;
મૂળ સફેદ પર અનેક રંગ થાય ભઠ્ઠી ચઢે થાય સફેદ છેક,
અભવી જીવો કાળો સમજવો જાતિ સ્વભાવ ન મુકે ટેક;
ફાટે ફીટે નહિ બાંધે ચીધાણા જન્મ મરણ કરે જગ્ત મહીં,
મહાત્મા જ્ઞાની કોઇ એક સમજે.—ચોક ૩

માન મહાત્માને કયાં સુધી હોય મતમાં જરા ન રાખે આશ,
કામના જાગે મન માંહેથી ગુરુ ચેલાના હો જાય દાસ;
મહાત્મા ગુરુ તો કેવા જોઇએ જરા ચેલાની ન રાખે આશ,
શિષ્ય સમજી સર્વે ગુરુને અર્પણ કરી મુકી દે પાશ;
**અમીચંદ** કહે તારણ તરણ તો ગુરુ ઉપદેશે તરીએ સહી,
મહાત્મા જ્ઞાની કોઈ એક સમજે સમજી સમાયા તહીંના તહીં;
—ચોક ૪

---

## છંદ ૨૦૫ મો.

[મા, મા, ને મા વિષેનો છંદ–રાહ ઉપરનો.]

જોતા જાણ્યું એક નામ મા, મા મા મા મા વ્યાપી મા,
મા વિનાનો સુનો ઠામ નહિ પરમાત્મામાં આપી મા;
ઓહંકારમાં મોટા મંત્રમાં વપરાય સર્વમાં માની મા,
બાવન શબ્દમાં માયા બ્રહ્મમાં ભૂલે ભ્રાંતીમાં જ્ઞાનીમાં;
જોગ માયામાં દશે અવતારમાં મગજશકિતમાં વખાણીમાં,

જુકિતમાં મુકિતમાં માને જશ મળે મુખ વાણીમાં;
સ્વર્ગમાં મૃત્યુમાં જુવો નવસે નવાણું નીર તાપીમાં,
મા વિનાનો સુનો ઠામ નહિ પરમાત્મામાં આપી મા.—ચોક ૧

જુઓ જીવમાં રહી કાયામાં રમે માયામાં સૌ સુખમાં,
સ્મરણુ શક્તિમાં જુઓ ભક્તિમાં આસન બાંધી મુખમાં;
જોગાસનમાં જુઓ ક્રિયામાં ભૂલે સાધનમાં પડે દુઃખમાં,
શોધી સર્વમાં દીઠી મા ઘરમાં ઉતરતા ચંદરમાં રૂખમાં મા;
સંસાર સાગરમાં જડે નહિ પારમાં ભિક્ષુક દાતારમાં સ્થાપી મા,
મા વિનાનો સુનો ઠામ નહિ પરમાત્મામાં આપી માં.—ચોક ૨

લેણુ દેણુમાં વેપાર રોજીમાં ખાધાપીધામાં પહેલી મા,
જુઓ જન્મમાં જુઓ મરણુમાં ડાહી બને તું ઘેલી મા;
દાતારમાં કરપીમાં, જુઓ સાધુ મઠ રહી ચેલી મા,
હરેક શબ્દમાં ધારી જો જો આવી ઉભી રહે વહેલી મા;
જુઓ પાપમાં જુઓ પુનમાં સુખી કરે પાપ કાપી મા,
મા વિનાનો સુનો ઠામ નહિ પરમાત્મામાં આપી માં.—ચોક ૩

મા માયામાં અગમ નિગમમાં જગન હોમમાં દર્શન મા,
ભગવત ગીતામાં જુઓ પુરાણુમાં છે દર્શનમાં પરસનમાં;
ભકિતમાં મુકિતમાં આપે વાસ વસે નિરનજનમાં,
મા મા મા મા **અમીચંદ** કહે આત્મ શકિત રહી વ્યાપી મા;
મા વિનાનો સુનો ઠામ નહિ પરમાત્મામાં આપી માં.—ચોક ૪



## મુક્તિ સાથી મળે તે વિષેનો છંદ ૨૦૬ મો.

(અંબામા તારૂં દર્શન દુલ્લંભ—એ રાહ.)

શકિત વિના નહિ ભકિત થાયે, ભકિત વિના નહિ મુકિત મળે,
આત્મશકિત બળ હશે જેનામાં, બંક નાળ કેરી વાટે વળે;
શકિત વડે કરી મથન વિષ્ણુએ, ચૌદ રત્ન ને કાઢ્યાં ઝટ,
શકિત વડે રામે રાવણ રોળ્યો, લંકાપતિ જેને ઓળખે જગત;
શકિત શરણ જઈ દેવતા ઉભા જ્યાં હિમાચળ છે પર્વત,
સુણી સ્તુતિ માજી પ્રગટ્યા, શુંભ નિશુંભને માર્યા તરત;
બ્રહ્મ કવચમાં વિષ્ણુએ સ્મર્યા જોગમાયા કાંઈ કરે કળે,
આત્મશકિત બળ હશે જેનામાં.—ચોક ૧

વિષ્ણુ મધુકૈત્ય યુદ્ધ કરતાં પાંચ હજાર વર્ષ થયા તહીં,
માયા કરી માએ કર્યા મોહાતૂર વિષ્ણુ હાથે મૂઆ બન્ને સહી;
શકિત વડે સંસાર રહ્યો તેની અઘોર ગતિ પાર જડે નહિ,
મોક્ષ મેળવવો પોતાને હાથે, મોક્ષ દાતા કોઇ અહીંઆ નહિ;
સંશય સમાવી મનને મારે મૂળ સ્વરૂપમાં જઇ ભળે,
આત્મશકિત બળ હશે જેનામાં.—ચોક ૨

શકિત નહિ રહે કોઇને તાબે, ગર્વ કરે ત્યાંથી જાય આઘી,
ગર્વ કૃષ્ણને આવ્યો બળનો મૂકયા હથીઆર હાથ લેવા ત્યાગી;
શકિત ઉઠી ગઇ ભિષ્મ પિતા પાસ, અઢાર દહાડામાં હાક વાગી,

બાણુ વૃષ્ટિ કરી અર્જુન કૃષ્ણુપર લીધું હથીઆર રથ પૈડું માંગી;
શકિત ધરતી સદા સ્વતંત્ર કોઈની ચળાવેલી નહિ ચળે,
આત્મશકિત બળ હશે જેનામાં —ચોક :

આ કળિયુગમાં ગાંધી મહાત્મા આત્મશકિત બળ વડે લડે,
બીન હથિઆર લઈ લશ્કર દોડે, આ જગત સૌ પાયે પડે;
મગજશકિત વડે મહાત્માજી એ ગરિબ ગરબાની વ્હારે ચડે,
સંતના ડંકા વાગી રહ્યા છે, તર્ક શકિત શુદ્ધ શબ્દ પડે;
રૈયત રાજાને સરખા ગણીને, સત હોય તે પાસે ઢળે,
આત્મશકિત બળ હશે જેનામાં.—ચોક ૧

અણુસમજુ કોઇ એમ બોલે છે, મુકિત માતા પાસે મળે નહિ,
કયા દેવ દાતાર થઇ બેઠા, ભંડાર ભરી જે આપે તહીં;
મુકિત મળે છે ગુરુ ઉપદેશે, જોગી જોગ સાધે છે જઇ,
આપનાર લેનાર જુદો નથી સૌ ભૂલવણીમાં ભૂલે અહીં;
**અમીચંદ** કહે મનને જીતે, જ્ઞાનશકિત વડે શંસય ટળે,
આત્મશકિત બળ હશે જેનામાં.—ચોક ૧

---

## છંદ ૨૦૭ મો.

[રાહ ઉપરનો.]

આ જગતમાં જે જન જાયા, અમર નહિ કોઇની કાયા,
દેવ દાનવ કે અમીર ઉમરાવ પડ્યા પૃથ્વી રાણી જાયા;

વિસ ભૂજા દસ મુખનો રાવણ, લંકા ગઢના જે રાજા,
કુંભકર્ણ ઇંદ્રજીત બળીઆ, ઘણા દેવ જીત્યા ઝાઝા;
નવે ગ્રહને નવખંડ પૃથ્વી વાગી રહ્યા જસના વાજા,
ઉગ્યો આથમવા બુદ્ધિ બગડી, તપ કરે જ્યાં મહારાજા;
આપો દાણ નહિ તો ઉઠો અહિંઆથી, એમ કહી રાવણ ખીજવાયા,
દેવ દાનવ કે અમીર ઉમરાવ.—ચોક ૧

તપસી સર્વે બોલ્યા ક્રોધથી, રાવણ સામું રહ્યા જોઈ,
લાવ પાત્ર કહી આંગળી કાપી, સર્વે તપસી આપે લોહી;
એ લોહીના સીતા માતા, તેથી બેઠો રાજ રાવણ ખોઇ,
રામે રાવણ રોળી નાંખ્યો, લંકા બાળી સહુ રહ્યા જોઇ;
બળી સુત બાણાસૂર જોયા, છપન કરોડ જાદવા જાયા,
દેવ દાનવ કે અમીર ઉમરાવ.—ચોક ૨

રામ કૃષ્ણ ગયા છોડી કાયા, સ્વધામ પોતામાં ગયા ભળી,
કાયા માયાછોડી પલકમાં, મહાત્મા જ્ઞાની ગયા મળી,
જુઠું જગત જેણે જાણી લીધું, તે નર જાય નહિ ફરી ચળી;
તન, મન, ધન, અર્પણ કરી જુઓ પાતાળમાં ગયા રાજા બળી,
કૌરવ પાંડવ ગયા ફરસરામ, કરણ રાજા કુંતા જાયા;
દેવ દાનવ કે અમીર ઉમરાવ.—ચોક ૩

આવા શુરવિર બળીઆ જીવો, આ પૃથ્વીપર થઇ ગયા,
અનંત ભવમાં અનંત જીવો ગુરુ શરણ જઈ સુખીઆ થયા;
આપણે સર્વે માજીને સમરો સહાય કરી મન લાવે દયા,
રાખી ભરોસો જે જન બેઠા, સિદ્ધ કામ તેના તરત થયા;

અમીચંદ છંદ ગાઇને સમરે સદા સુખી રાખે મમ્માયા,
દેવ દાનવ કે અમીર ઉમરાવ.—ચોક ૪

---

## છંદ ૨૦૮ મો.

(રાહ ઉપરનો.)

સદા આણુંદ રહે ભકતો ભક્તમાં, છંદ ગાઇ ધરે માનું ધ્યાન,
જગત જોતા જુઠુ લાગે, સદ્‌ગુરુ સંગ કરી લે જ્ઞાન;
જ્ઞાન લઇ ધ્યાન ધરીને બેસે, સંસાર સમુદ્ર તરવાને,
અનેક ઉપાધી આવે જગતમાં લખ ચોર્યાસી ફરવાને;
જગત ભગતને વેર અસલથી, બેસે તપસી તપ કરવાને,
રૂપ બિહામણું કરી બતાવે, કાયર માણુસને ડરવાને,
શૂરા ભગત ભે જરા ન રાખે, મૂળ માલિકનું કરે પિછાન;
જગત જોતા જુઠું લાગે.—ચોક ૧

માયા કાયા બે ભેના ભરેલા, જીવ સંગતીમાં પામે દુઃખ,
મિથ્યા માયા; મિથ્યા કાયા, મોહ તૂટે ઝટ થાયે સુખ;
કરે કલ્પના કાયા મનથી, જીવ સાક્ષી થઈ રાખે રૂખ,
જન્મ મરણુ કરે લક્ષ ચોર્યાસી તરપત થઇ નહિ ભાંગે ભૂખ;
ભૂખ ભગવતિ ભજતા ભાંગે, દુરીજન વાત ન ધરવી કાન,
જગત જોતા જુઠું લાગે.—ચોક ૨

જીવને શિવ થવું ઘણું કઠણુ છે, દુરીજન દુઃખ દેનારા બહુ,
સતીઆને આવી નડે અસતીઆ, કહો દુઃખની વાત કોને કહું;

સુખ દુઃખ માન મોટાઈ જેને હું મારામાં ડુબે સહુ,
તરે ત્યાગ કરી મનથી દુનિઆ, સદ્ગુરુ શોધી શરણે જવું;
જ્ઞાન લઇ ગુસ્સાને મારી, એક માલિકનું ધરવું ધ્યાન,
જગત જોતા જુઠું લાગે.—ચોક ૨

વેરી નથી કોઇ જીવ જગતમાં, ભ્રાંતિમા તું ભૂલે કેમ,
નિયમ નિતીમાં રહીને બોલવું, દુશ્મનને પણ આવે પ્રેમ;
તારો વેરી તુંનો તું છે, સમાન દૃષ્ટિથી રાખો રહેમ,
પોતે પોતાના જાણો સર્વને, નથી બીજો હોઇ દુશ્મન કેમ;
**અમીચંદ** કહે ભૂલે ભ્રાંતિમાં, સદ્ગુરુ શોધી મેળવવું જ્ઞાન,
જગત જોતાં જુઠું લાગે.—ચોક ૪

---

## છંદ ૨૦૯ મો.

[રાહ ઉપરનો.]

આખર વખત જીવ કરે પસ્તાવો અરરર મેં આ શું કીધું,
કામ ક્રોધ મોહ માયાનો કિલ્લો જીતી સ્વદેશ મારૂં નહિ લીધું;
કોટી કલ્પનું જન્મ મરણ છે, આ પરદેશે ફસાઇ ગયો,
લક્ષ ચોર્યાસી ફેરા ફરતાં, મનષા અવતાર છેલ્લો થયો,
અતિ ઉમંગ જે ધારીને જન્મ્યો મિથ્યા જન્મ મારો જતો રહ્યો,
કાયરબન્યો નહિ કર્યું શૂરાતન, સ્વદેશ માર્ગ નહિ હાથ થયો,
મૂળ માલિકનું ધ્યાન ધર્યું નહિ અમૃત મૂકીને વિષ પિધું,
કામ ક્રોધ મોહ માયાનો કિલ્લો.—ચોક ૧

ઝરણાનો જાપ જીવ નહિ જપ્યો, ક્ષમા ખડગ નહિ લીધુ હાથ,
ઢાલ ધીરજની નહિ બાંધી ઢળકતી શોધી સંત નહિ કીધો સાથ,
જ્ઞાનરૂપી નહિ ઘોડે ચઢયો, લક્ષ લગામ નહિ પકડી હાથ,
બાનું બરછી નહિ બંદુક નહિ લીધી કામ ક્રોધનો મારવા સાથ,
બખ્તર બુદ્ધિ મેં નહિ પહેર્યું, તાકી માર્યું નહિ બાણ સીધું,
કામ ક્રોધ મોહ માયાનો કિલ્લો.—ચોક ૨

ઉત્તમ કુળમાં અવતાર મળ્યો એ ઘરડા વરડાનું પૂન્યનું સુખ,
હું મારૂં કરી ધન સંઘરી, નહિ કુટુંબનું ભાગ્યું દુઃખ,
નહિ નામનાં જગતમાં કીધી, પૂન્ય દાનની નહિ કીધી રૂખ,
ધન લોભી થઈ ધન મેળવ્યું, મુઆ પછી નહિ જોઇશું મુખ,
ખાલી આવ્યો ને ખાલી જવાનો, જશ કિર્તિ દાન નહિ દીધું,
કામ ક્રોધ મોહ માયાનો કિલ્લો.—ચોક ૩

અંતકાળે જીવ કરે પસ્તાવો, મૂકી સર્વે જવાનો અહી,
ભકિત કરી નહિ ભાગ્યુ ભવ દુઃખ, ભેગું કર્યું ધન વાપર્યું નહિ,
ઘણા ગયા ને હું પણ જવાનો, સમજી લેશે પાર પડશે સહી,
એક નામે કામ થયા સર્વેના જોતા જોશો તો ભિત્તર મહી,
**અમીચંદ** કહે સમજુ સમજી લે, જ્ઞાનીને સૌ છે સીધુ,
કામ ક્રોધ મોહ માયાનો કિલ્લો.—ચોક ૪



# અનુભવીના બોધની વાણી લઈ ગાવા વિષેનો

## છંદ ૨૧૦ મો.

[રાહ લંગડી.]

માલિક મળવા ભકિત કરો તો, મહાત્મા ભકતોની લો વાણી,
અનુભવી આનંદમાં રહીને, શુદ્ધ શબ્દ મૂકે જ્ઞાની;
ઇષ્ટ દેવની સ્હાય લઇ જોઇ, શાસ્ત્ર પુરાણનો હોય જે જાણ,
તેની વાણીના ભજન છંદ હોય, શીખે ઝટ તેને થાય છે જ્ઞાન;
ઘણા ભકતો રાગતાનમાં, શીખે પ્રેમથી થઇ ગુલ્તાન,
મંત્રી દોષ ગણ દોષ ન જાણે, કડી જોડી છંદ કરે અજ્ઞાન;
શુદ્ધ અશુદ્ધ શબ્દો ન જાણે, શીખે ગાય તેમાં થાય હાની,
અનુભવી આનંદમાં રહીને.—ચોક ૧

ગાવો બનાવો ઘણા ખુશી સૌ, ગમત ગાયનમાં ફીકર નહિ,
ભકિત કરી આ તો ભવજળ તરવું, ગુરુ મંત્રનો બોધજ લઇ;
અનુભવી અનુભવ મેળવતાં, સારી જીંદગી વહી ને ગઈ,
સત્ સમાગમ સત્સંગ કરતાં, મહાત્મા જ્ઞાની સૌ કહે તહીં;
શુદ્ધ જગા શુદ્ધ દીલથી શબ્દો, મૂકો સ્વર્ગ એ નિશાની,
અનુભવી આનંદમાં રહીને.—ચોક ૨

સ્મરણ સાધન કરે સર્વ કોઇ, ભજન છંદ ગાઈ માંગે સુખ,
શુદ્ધ વાણીમાં પ્રસન્ન થઇને, એક પલકમાં ભાંગે દુઃખ;
સર્વે જગતમાં આત્મશકિત, ઘટઘટની સૌ જાણે રૂખ,
સર્વે ભક્તના ભાવ જોઇને, તરત જુએ તેના સન્મુખ;

ભાવ જોઈ મા ભોજન આપે, મનની વાત સૌ લે જાણી,
અનુભવી આનંદમાં રહીને.—ચોક ૩

કરતા કર્મને ભોક્તા આત્મા, લખીત વાત ન જાણે કોઈ,
કહીશું ખરૂં પણ ખોટું લાગશે, જ્ઞાની સમજી લેશે વોઈ;
શિખનાર સ્વાર્થી ભૂલે બાપડા તે તો શીખે ભાવે ગાતા જોઇ,
બનાવનારને વિચાર કરવો, ખાલી દોષમાં પડવું નઇ;
**અમીચંદ** કહે કઠણ મારગ, બને માની હોય મહેરબાની,
અનુભવી આનંદમાં રહીને.—ચોક ૪

---

## ભજનરૂપી છંદ ૨૧૧ મો.

[રાહ ઉપરનો.]

ખેલ ખેલાડી જુએ વિરલા ॥ કુદરતકા તમાસા ॥
ઘટા ખીલી રે ગગનમેં ॥ શોધી જુઓ રે આકાશા ॥
ખેલ ખેલાડી.-ચોક ૧

ઘાટ અરધ ઉરધકા ॥ નાને ધોનેકા બાશા ॥
ટંકશાળ પડે ત્યાં ત્રિવેણી ॥ જળ હળ પડેરે પ્રકાશા ॥
ખેલ ખેલાડી -ચોક ૨

પાળ વિના પાણી ભર્યાં ॥ સરીતા કરેરે સમાશા ॥
અખંડ ધારા અમૃત વહે ॥ ઝરમર મોતી ખાશા ॥

ખેલ ખેલાડી.-ચોક ૩

શૂન્ય શિખર ગઢ શોભતા ॥ અર્ક વીના આભાશા ॥
વણ મૂખ વેદ બ્રહ્મા ભણે ॥ વણ પુસ્તકે ભાશા ॥
ખેલ ખેલાડી.—ચોક ૪

બીન વાવે ખીલી વાડીઓ ॥ ફૂલની ઉડે છે બાસા ॥
અખંડ સ્વામી એ વાડીમાં ॥ જોઇ આવે ઉલ્લાશા ॥
ખેલ ખેલાડી.—ચોક ૫

કોઇ વિરલા જુએ **અમીચંદ** કહે, તેના મુક્તિના વાસા ॥
જન્મ મરણ જોતા ટળે ॥ સમરે શ્વાસો શ્વાસા ॥
ખેલ ખેલાડી.—ચોક ૬

---

## છંદ ૨૧૨ મો.

[ગુણી જન આજો રે, અસતની વાત તજો—એ રાહ.]

માજી ધૂન લાગીરે, જોતા જુદું નહિરે જરી ॥ ભ્રમણાથી ભાસેરે, માને સૌ જુદુ કરી ॥ ખડકી દેખી ઉલાળ, અક્રમાં જુઓ તમાસા તહીં ॥ દોડીને દરવાજો ભેદી જાઉ અભેદ પદ છે જ્યાંય ॥ મૂળ રૂપ દેખારે જોતા ત્યાંય નજર ઠરી
ભ્રમણાથી ભાસેરે માને સૌ જુદુ કરી.—ચોક ૧

અધણીજ સ્થાન અઢારમાં આંતી નવ દસ મંમાયા ॥
વીસ ત્રીસ એક બ્રહ્માંડ કે માંય, ત્યાંય વસે જગરાયા ॥
યુકિતથી જોયા રે ભક્ત સૌ ગયા ઠરી ॥ ભ્રમણાથી ભાસે રે
માને સૌ જુદુ કરી.—ચોક ૨

ભેદ અગમ ને અગમવાણી, અગોચર ગોચર આયા ॥
નિરગુણ સ્વગુણ, સ્વગુણ નિરગુણ, સંશેય સર્વે સમાયા ॥
ભ્રાંતિ જેની ભાગી રે, હરદમ ચિત્ત રહે ઠરી ॥
ભ્રમણાથી ભાસેરે માને સૌ જુદુ કરી.—ચોક ૩

ઘર બાળે ઘર ઉગરે ને ઘર રાખે ઘર જાય ॥ એ સમશ્યા ॥
અનુભવ કેરી ગુરુ ગમે ઓળખાય ॥ સમજાય નહિ સ્હેજે રે,
પુછો જઇ ગુરુ કરી ॥ ભ્રમણાથી ભાસેરે માને સૌ જુદુ કરી.—ચોક ૪

આકાર તે નિરાકાર બન્યો, નિરાકાર આકારે ॥ ભેદ હતો તે
અભેદ બન્યો, અભેદ ભેદ મોઝારે ॥ અહંમ ભ્રમ સઘળેરે,
**અમીચંદ** ધ્યાન ધરી ॥ ભ્રમણાથી ભાસેરે માને સૌ
જુદુ કરી.—ચોક ૫

---

## છંદ ૨૧૩ મો.

એક આઠીનથી માજી ભઇજા તો આજે ૮૫ વરસ થયા,
તેનું ફલ સંસેહ ભાખ્યા તે છંદ.
[રાહ લંગડી.]

ભાવે કરી ભગવતી ભજ્યા, મને ભકિતનું ફળ મળ્યું મળ્યું,
નિશ્ચે નિશ્ચે ॥ મારૂં તો આવાગમન દુઃખ ટળ્યુ ટળ્યું;
તારી માયાનો પાર નહિ, તારી ગતિ અપાર, શું કરૂં વખાણ,
જાચક થઇને ॥ માગું આપો તમને કંઈ નથી અજાણ;
કરતાં કહેવાયા બાવન માંહે, મારા તારાનું થયું તોફાન,
વળગી માયા ॥ ફસાયો પોતે પોતાનું ભૂલ્યો ભાન;

જીર્ણપિંજરમાં છિદ્ર પડ્યા જોયું સઘળે દીઠું સળ્યુ સળ્યુ,
નિશ્ચે નિશ્ચે.—ચોક ૧

માગ્યું તે તો સર્વે મળ્યું એક રહ્યું આખરની વખત,
સુખ શાતાથી ॥ સમાય જેમ સાગરની લહેર સાગરમાં ઝટ;
તું સમાવે, તું સમાયે તત્વના સંઘની છે ખટપટ,
તત્વ છુટે તો ॥ મરે મન હું પણું જાય તે વખત;
વાસના ત્યાગી થયો અનુરાગી પોતે પોતામાં ભળ્યું ભળ્યું,
નિશ્ચે નિશ્ચે.—ચોક ૨

કરતા અકરતા બાવન માંહે, અકરતામાં જાવું ગળી,
બન્યું બનાવ્યું ॥ તે તો સર્વે જવાનું સઘળું સળી;
અખંડ પુરૂષ તો આદિ અનાદિ અજર અમરમાં જવુ ભળી,
સ્થાવર જંગમાં ॥ સદા રહે જરા નહિ તે જાયે ચળી;
મિથ્યા માયા જાણી લીધી તે પરથી મન કળ્યુ કળ્યું,
નિશ્ચે નિશ્ચે.—ચોક ૩

માયામાંથી માર્ગ મળ્યાં, માએ તરપત કરી પુરી મનની આશા,
હરીને બેહો ॥ જોતા પોતે પોતાનો પડયો પ્રકાશ;
જોતા જુઠું જગત લાગ્યું મન ભાગ્યું ને પડયો પ્રકાશ,
વૃતિ બદલાઇ ॥ ગયું ચિત્ત મૂળ સ્વરૂપનો લાગ્યો પાશ;
તું ને હું જુદા જાણતો, તું હુંમાં જઈ ભળ્યું ભળ્યું,
નિશ્ચે નિશ્ચે.—ચોક ૪

તું તું કહું તે હુંનો હું છું, હું તુંથી નહિ જુદો જરા,
જેમ પાણીમાં ॥ પાણીમાં ઘડા ઘડામાં પાણી ભરા;

ઘડાનું પાણી ઘડાએ માન્યું, મૂખ સાગરથી છુટે ઝરા,
ઘટ ફુટે કે ।। ભળે પાણીમાં પાણી ઘડા મરા;
અમીચંદ કહે તૂટે વાસના, તું હુંમાં જઇ ભળ્યું ભળ્યું,
નિશ્ચે નિશ્ચે.—ચોક ૫

## છંદ ૨૧૪ મો.

માજીતો ભક્ત જાણી ઘણા લોકો મને ચર્ણ સ્પર્શ કરતાં,
તે વખત માને અરજ કરતો તે વખતનો છંદ.

(અંબામા તારૂ દર્શન દુર્લભ—એ રાહ.)

સર્વે ભકતો કરે ભલામણ, ભકત જાણી મા તારો દાસ,
ચર્ણ સ્પર્શ કરી આનંદ લાવે તેની સદા તમે પૂરજો આશ;
સંસારી જીવ સર્વે અધુરા, પુરામાં તમે છો પરીબ્રહ્મ,
જગત જીવો સર્વે દુ:ખીમા, આવી માગે છે મૂકી શરમ;
તન, મન, ધનથી કોઇ મા દુ:ખી દુ:ખીઆરા તો ફરે નરમ,
તે સર્વેને શાંતિ કરજો, મારે કહેવાનો તમને ધરમ;
હું તારોને તું છે મારી, અરજ કરૂં રાખી વિશ્વાસ,
ચર્ણ સ્પર્શ કરી આનંદ લાવે.—ચોક ૧

હું હુજી છું જાચક તમારો, ભકિત કરી તમને જાચું,
ભકત જાણી સૌ નમન કરે છે; તેમાં ખુશી થઇ નહિ રાચું;
તેનો બોજો પડયો શિરપર, કરવા શિફારસ કહું સાચું,
દેશી બંધુની કરવા શિફારસ જરા નહિ રાખું કાચું;
સર્વે જીવોની અરજી કહું, સદા સમરૂં શ્વાસો શ્વાસ,
ચર્ણ સ્પર્શ કરી આનંદ લાવે.—ચોક ૨

ભકતો ભકિત કરી એક દિલથી, ધ્યાન ધરી મા થઈ જાય લીન,
જ્ઞાન રૂપી જ્યોત સળગી રહે ત્યારે, શુદ્ધ થાય ગમે તેવા મલીન;
દેવી ગુરુ સંત એક રૂપ થાય કોઇ વિરલા ઓળખી લે ચિન્હ,
શંશે સમેતી સ્હેજમાં સમજી, પોતે પોતામાં થાય આધીન;
નામ રૂપથી ન્યારે પડે પછી પોતે પોતામાં કરે સમાશ,
ચર્ણ સ્પર્શ કરી આનંદ લાવે.—ચોક ૩

બાવનમાં સૌ રાચી રહ્યા છે, માયા જાળની છે ફાંસી,
બાવનથી જે બારો પડયો તે, બાવનથી છુટયો નાશી;
સંસારી જીવ સ્વપ્નામાંહી, સદા ફરે થઇ સુખવાસી,
જાગ્યો તેણે જાણી લીધું, પરિબ્રહ્મ જ્યોત પ્રકાશી;
**અમીચંદ** કહે આનંદ આનંદમાં, સદા આનંદ રહે ભકતો પાસ,
ચર્ણ સ્પર્શ કરી આનંદ લાવે.—ચોક ૪

---

## છંદ ૨૧૫ મો.

[હાલના સમાને અનુસરીને માજીએ બુદ્ધિ તથા પ્રેરણા કરી
તે પ્રમાણે આ છંદ નિચે મુજબ બોધના છે.
જે માને તેને સારૂં.]

અરે જીવ કેમ ભૂલે ભૂલમાં, મારૂં માને તે નહિ તારૂં,
માયા જાળમાં મોહી રહ્યા જીવ સમજા પછી થશે નઠારૂં;
વેઠી દુઃખ માબાપ ઉછેરે, પુત્ર પોતાનો સુખ લેવા,
કષ્ટ વેઠી કરે રક્ષણ બાળનું, સુખ આપે શિર કરી દેવા;

હોય ગરીબ પણ પુત્ર પરણાવે, રાંધી ખવરાવવા સુખ લેવા,
બનતા સાધન બનાવી આપે, સપુત પુત્ર કોઇ કરે સેવા;
માબાપના ગુણ માની આશિષ લે, મૂખથી બોલે પુન તમારૂં,
માયા જાળમાં મોહી રહ્યો.—ચોક ૧

કોઇ પુત્ર તો હશે સ્વાર્થી' મતલબ થઇ કે જશે ખસી,
માબાપના ગુણ ભૂલી જવાનો, પૈસાનો લોભ રહ્યો વસી;
બૈરી છોકરાં ધનમાં મોહ્યો, માબાપની નહિ ફિકર કસી,
ખબર અંતર જરા પૂછે નહિ, મળે તેવારે બોલે હસી;
લુખા લાડ કરી હેત બતાવે, તોયે માબાપ કહે બહુ સારૂ,
માયા જાળમાં મોહી રહ્યો.—ચોક ૨

અજ્ઞાની અણુસમજુ જીવો, મિથ્થા મારૂં તે માની રહ્યા,
અલ્પ આયુષ્યને આશા મોટી, અંતકાળે સૌ છોડી ગયા;
નહિ ખરચાયું નહિ ખવાયું, અંત વખત પસ્તાવા થયા,
કુટુંબ પોષણ નહિ થયું મારાથી, માબાપની નહિ જાણી દયા;
અરે કુળમાં દિવો થયો પણ નહિ ભાંગ્યું કંઈ અંધારૂં,
માયા જાળમાં મોહી રહ્યા જીવ.—ચોક ૩

ધન પુત્ર જેના કુળમાં દીવો, કુટુંબ પોષણ કરી થાય રાજી,
ભાઈ ભાંડુના દુઃખનો બેલી, જશ કીર્તિ મેળવે ઝાઝી;
અવગુણ તેના નહિ મનમાં લાવે, મારૂં માની દે નિવાજી,
સોગટાં, પાસા ખેલે ખેલાડી, અજબ જગતની છે બાજી;

આવા પુત્રનો સ્વર્ગવાસ થાય, જગતમાં સૌ કહે સારૂં,
માયા જાળમાં મોહી રહ્યો.—ચોક ૪

માબાપ સેવા કરી શ્રવણે, યાત્રા કરાવી કાવડ લઇ,
ભિષ્મપિતાએ પિતા સંતોષ્યા, મછગંધા પરણાવી તહીં;
ગણુપતિએ કરી પ્રદક્ષિણા, માબાપને શિર નમ્યા તહીં,
માબાપ તીર્થ સૌથી મોટું, તેનો આશિર્વાદ લેવો સહી;
એવા પુત્ર તો કોઇ એક વિરલા, **અમીચંદ** કહે હું ધારૂં,
માયા જાળમાં મોહી રહ્યો જીવ.—ચોક ૫

---

## છંદ ૨૧૬ મો.

[તારી ગતિ ઘણી ન્યારીરે અલબેલી અંબા—એ રાહ.]

વ્હેમે તો અધવાળીરે, પંથીડા પ્રાણી, વ્હેમે તો અધવાળી,
વ્હેમી ન મૂકે મત ઝાલીરે ॥ પંથીડા પ્રાણી, વ્હેમે તો
અધવાળી ॥ ભિષ્મપિતા પર ભાઇએ વ્હેમ ખાધો તો,
પસ્તાઇ પોતાની દેહ બાળીરે, પંથીડા પ્રાણી.—ચોક ૧

જાુઠો માતા પર વહેમ ખાધો તો પાપ ધોવા દેહ પર જાળીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૨

વ્હેમે દમયંતી નળરાજાએ મૂકી, વસ્ત્ર કાપી ગયા ચાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૩

સોંપ્યા માછલા પાણીમાં ચાલ્યા સતીપર કોપ્યા નળ ખાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૪

વ્હેમે કૃષ્ણને પારધીએ માર્યા, પેલા જન્મનો વાંદરવાળીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૫
વ્હેમે દશરથજીએ શ્રવણને માર્યો, પાણી ભરીને જાતા ચાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૬
વ્હેમે વણજારાએ કુતરાને માર્યો, વાંચી ચિઠ્ઠી માર્યો કહે ખાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૭
સાંભળ્યું ને જોયું જુઠું પડે છે સ્હેસા ન કરવો ઘા ખાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૮
વ્હેમે ગોત્રજ આગળ પશુને મારતા રૂઢી મારગ રહ્યા ઝાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૯
વ્હેમ કાઢી મરતાં જીવો બચાવ્યા, તે તો ગયા સ્વર્ગે ચાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૧૦
જોતા જગત સૌ વ્હેમમાં ભૂલે છે, સમજુ સમજી લે સંભાળીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૧૧
મહાત્મા ભક્ત ગુરુ પિતા સમાન છે, વ્હેમી નર્કે જાય ચાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૧૨
સુરતા સાંધી જેને સંશે સમાવ્યા, ગુરુનું જ્ઞાન લેશે ઝાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૧૩
ભક્ત **અમીચંદ** અરજ કરે છે, સાચાની માજી થશે વાલીરે,
પંથીડા પ્રાણી.—ચોક ૧૪



# આખરે સતીઆને સુખજ હોય છે તે વિષેનો છંદ ૨૧૭ મો.

[રાહ ઉપરનો.]

સતીઆ આણુંદમાં રહે છે રે, પંથીડા પ્રાણી, સતીઆ આણુંદમા રહે છે ॥ દુઃખ પડે સર્વે સહે છે રે ॥ પંથીડા પ્રાણી ॥ સતીઆ આણુંદમાં રહે છે ॥ સતી મીરાંપર રાણાજી કોપ્યા, ઝેરના પ્યાલા ભરી દે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૧

પાપી દુર્યોધન દ્રોપદી દમ્યો, આખર પાપીને શ્રાપ દે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૨

કારાગૃહમાં ભાઇએ બ્હેનને નાંખી, ભાણેજો મારી હત્યા લે છે રે ॥
પંથીડા પ્રાણી—ચોક ૩

પાપનો ઘડો જ્યારે પૂર્ણ ભરાયો, કૃષ્ણ કંસના પ્રાણ લે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૪

સીતા સતીને પાપી રાવણ હરતો, રામ બાણે શિર પડે છે રે ॥
પંથીડા પ્રાણી.--ચોક ૫

અસુરી માયાને દેવરે માયા, ભક્ત જગતને વેર કે' છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૬

ભકિતના ભોગી ભક્તને શોધે, પાપી નિંદાથી પાપ લે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૭

પારકી નિંદાથી નર્કે પડાયે, ગુરુ શિષ્યને એમ કહે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૮

**અમીચંદ** કહે સતીઆની વાલી, માજી આવીને મદદ દે છે રે ॥
પંથીડા પ્રાણી.—ચોક ૯

---

## છંદ ૨૧૮ મો.

[અણુ સમજુ માણસે—વિર્ય સાચવવા વિષે બોધ]

(અંબામા તારૂ દર્શન દુલ્લર્ભ—એ રાહ.)

આ જગતમાં કોણ સુખી રહે, પહેલા પોતાનું સાચવે તન,
એ શરીરમાં વિર્ય રાજા છે, તેનું પહેલાથી કરવું જતન;
ધન સાચવવા રાખો તિજોરી, ભૈયો બારણે બેસી રહે,
ધન ધાત જેણુ સાચવી રાખ્યાં, તેને ડાહ્યો સૌ જગત કહે;
એ સાચવવા ઉપાય કરવો, અનેક રસ્તા એ શોધી લે,
ચપળ ચાલાકી એની અદ્દભૂત હરેક પ્રકારે વિર્ય વહે;
એ સાચવે કોઇ એક વિરલા, જેના કાબુમાં હોય છે મન,
એ શરીરમાં વિર્ય રાજા.—ચોક ૧

બાળપણાથી જે કોઈ સમજે, સદા સુખી રહે તેનું શરીર,
અનેક દુઃખનું એક ઓસડ છે કસરત કરે જે રાખી ધીર;
કસરત કરે લોહી વધે શરીરમાં, સદા સુખમાં રહે તે વિર,
લંગોટ બંધ રહે મગજ તરથી, તાકયાં બાણુ તેના લાગે તીર;
ધાર્યા કામ કરે મગજ શકિત, સાચવી ધાત વશ રાખી મન,
એ શરીરમાં વિર્ય રાજા.—ચોક ૨

અજ્ઞાની અણુસમજુ બાળક, મુષ્ટિ જપ કરી થાય રાજી,
શરીર ધોવાય નેસ ઢીલી પડી જાય, નબળાઇ આવે પડે
દુ:ખમાં જીવ, તૂટે બંધારણ પાણી થાય ધાત, મૂખ
બગલથી જાય ઝાઝી, અનેક દુ:ખનું મૂળ દટાયે, પછી કરે
પસ્તાવાજી, આ સાંભળી માને શિખામણ, સદા આણંદમાં
રહે મગન, એ શરીરમાં વિર્ય રાજા.—ચોક ૩

વૃદ્ધ, જુવાન, બાળક સર્વે સમજુ, સમજી તે સમો ભણે,
અણસમજુ મરે શેર સટ્ટામાં, દુ:ખી થઈ ગુમાવે ધને;
ધન ધાત નહિ સાચવી જાણ્યું, તેનું રાત-દીન બળે મને,
માની શિખામણ જે જન ચાલશે, તેને બેસાડે સૌએ કને;
**અમીચંદ** કહે સમો જોઇ કહું, દુ:ખી અમીરનાં થયાં ફરજન,
એ શરિરમાં વિર્ય રાજા.—ચોક ૪

---

## ભજનરૂપી છંદ ૨૧૯ મો.

(ધનરે અંબામા તું મ્હારી—એ રાહ.)

ધન ધાત જેણે સાચવ્યાં, સદા સુખી તે પ્રાણી,
શિયળ સંતોષથી બેસશે, સ્વપ્નું સંસાર જાણી,
અલ્પ સુખ સંસારમાં, આખર મરવું લો માની,
ધન ધાત જેણે સાચવ્યાં.—ચોક ૧

સમે સંઘરેલું વાપરો, ખરી વખત જાણી,
આરે કળજુગનાં માનવી, જશે સમજાવી તાણી;
ધન ધાત જેણે સાચવ્યાં.—ચોક ૨

શેર સટ્ટામાં નાંખશે, ધન જવાની નિશાની,
વેપાર કરો કે નોકરી, તેમાં આનંદ લો માની,
ધન ધાત જેણે સાચવ્યાં.—ચોક ૩

ધુતારાને મળે લોભીઆ, તેથી થાય ધૂળધાણી,
સુખીઆ કંઇ દુઃખીઆ થયા, **અમીચંદ** કહે લો માની,
ધન ધાત જેણે સાચવ્યાં.—ચોક ૪

---

## માન કોને છે તે વિષેનો છંદ ૨૨૦ મો.

[અંબા મા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.]

આ જગત મતલબની દુનિયા, જર, જોરૂ કે જમીન પર ન્હાય,
ગુરુ ચેલા કે સગા ભાઇબંધ, જન્મ આપનાર માતપિતા;
ત્રણ વસ્તુ વડે માણુસ મનાયે, નહિ તો તેને કોઇ ગણે નહિ,
એ ત્રણમાં એ મોહીની વતી, રોકડ ધન જેના ઘરની મહીં;
નહિ ડાહ્યો કે ગાંડો જુએ, આપી માન બેસે પાસે લઈ,
જાય ત્યારે કહે આવજો આવજો, ઉઠી સાથે વળાવે જઇ;
વખાણુ કરે શેઠ લખપતિ છે, એમ કરી મનમાં મલકાય,
ગુરુ ચેલા કે સગા ભાઇબંધ.—ચોક ૧

આ માન કંઇ નથી માણુસને, જમીન જોરૂ ધન જેને ઘરે,
જીવ કરતાં એ ત્રણને વહાલાં, એને સારૂ સૌ લડી મરે;
અનેક ઉપાય કરે ધન મેળવવા, દૂર દેશાવર ફરતા ફરે,

માતા-પિતા દેશ ધર્મ છોડી, ધન મળે ત્યાં માંડે ઘરે,
મતલબ કરી ધન મેળવી બેસે, દેશ પોતાને ધન લઇ જાય;
ગુરુ ચેલા કે સગા ભાઈબંધ.----ચોક ૨

પૈસો મળે કે મોટાઇ મારે, મારાં જેવો કોઇ ડાહ્યો નહિ,
હું પદમાં હજારો વાપરે, પુન્ય દાનમાં નહિ વાપરે પઇ;
ન્યાતિ જાત કે સગા વ્હાલા હોઈ, પૈસો મેળવવા લડે જહીં તહીં,
પૈસા વડે માન મળે માણુસને, દુશ્મન પણ આવી નમે તહીં;
હજાર અવગુણ હોય માણુસનાં પૈસા વડે સૌ દબાઇ જાય,
ગુરુ૰ચેલા કે સગા ભાઇબંધ.----ચોક ૩

પુન્ય પરવારે પૈસો ઘટી જાય, એ સુખ સ્વપ્નામાં જતુ રહે,
શેર સટ્ટાનો ચડસ લાગે, રાત-દિવસ સટ્ટાની લહે;
સટ્ટો નાંખે ચત્તો માણુસને, પૈસો ગુમાવ્યો કોને કહે,
ચતુર હતો ને મૂર્ખો કહેવાયો, જુઓ માન પૈસાને છે;
બીજું માન વિદ્વાન પુરુષને, **અમીચંદ** કહે ભજો અંબાય,
ગુરુ ચેલા કે સગાભાઈબંધ.--ચોક ૪

---

## અજ્ઞાન માણસ પુછ પરછ કરે છે તે વિષેનો છંદ ૨૨૧ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.)

શું પુછો જાઓ પુછો ગુરુને, તારો ગુરુ બતાવે તને,
મને પૂછો તો આવો ઘેર બની ચેલો, ગુરુ કરી પુછ મને;

તારા ગુરુનું માન ન તોડું, તારૂં પુછેલુ કહેશે તે,
સમે સમો જોઇ જવાબ આપશે, વાકેફ થઇ સમજી તું લે;
ગુરુ વિના નહિ જ્ઞાની થાયે, પુછી શીખી પંડીત થાય જે,
વગર સમે વચ્ચે જઈ બોલે, સર્વ લોક તેને મૂર્ખો કહે;
અજ્ઞાની અભણુ પુરુષ જે, તેને બેસાડે નહિ કોઇ કને,
મને પુછો તો આવો ઘેર.—ચોક ૧

અજ્ઞાની અણુસમજુ માણુસ, ભકિત વખત કરે પુછા પુછ,
ભગત ધ્યાન ધરી છંદ ગાય, તે વખત પુછીને મરડે મુછ;
ભકિત વખતનો ભેદ ન જાણે, હલકો માણુસ તે બોલે તુચ્છ,
વગર જાણે પંડીત થઈ બેસે વગર લખે કરે ભુંસા ભુંસ;
માન મેળવવા મોટાઈ મારે, ખોટો ટકે નહિ કોઇ કને,
મને પૂછો તો આવો ઘેર.—ચોક ૨

હજી તું અજ્ઞાન જણાય છે, પુછી - પુછીને થાય રાજી,
ભકિત કરી આ તો ભવ જળ તરવું અહીંયા નથી કંઇ ખ્યાલબાજી;
તે દંગલમાં પુછા પુછ થાય કોઇ વખત બાઝા બાઝી,
શિવ શકિતની નિંદા કરે છે, એવા માણુસ પણ હોએ ત્યાંજી;
આવો બેસો છંદ સાંભળો ભકત થઈ બેસો મારી કને,
મને પુછો તો આવો ઘેર.—ચોક ૩

હું તો ભાવે ભકિત કરીને; છંદ ગાઇ ધરૂં માનું ધ્યાન,
એક તારથી ધુન લગાવું, નથી રહેતું શરીરનું ભાન;

ચહા પાણી કે ભોજન આવે, તે વખત ત્યાં કરૂં અપમાન,
સમજી માજી ભકિત જોઇને, તે વખત ત્યાં થાય કુરબાન;
**અમીચંદ** કહે શરણુ થઈને, સદા શરણુમાં રાખે કને,
મને પૂછો તો આવો ઘેર.—ચોક ૪

---

## સદા આણુંદ કોને રહે તે વિષેનો છંદ ૨૨૨ મો.

[ભજો ભાઈ માજી નામ હે ખરા–એ રાહ.]

સદા આનંદ કોને મન, જેને હોય ત્રણ પ્રકારનું ધન,
પ્રથમ તો પુત્ર ધન જોઇએ, કુળ દીપક ફરજન;
પુત્ર વડે માન માત પિતાને, આપે માન જગતન,
જેને હોય ત્રણ પ્રકારનું ધન.–ચોક ૧

મળે માર્ગમાં સર્વે પુછે, શું તમને ફરજન,
કોઇ ન પુછે, પુછે પુત્રનું ધન; જેને હોય ત્રણ પ્રકારનું ધન.
—ચોક ૨

પુત્ર હશે કોઈ ભાગ્યશાળી, ઘણું મેળવશે ધન ॥
સપુત સેવા કરી માત-પિતાને, ધન કરશે અર્પણ ॥
જેને હોય ત્રણપ્રકારનું ધન.—ચોક ૩

ધનવાન કહી જગત માને, થાય મનમાં મગન ॥
જર જોરૂ ને જમીન વસાવે, કરે ધામધુમે લગન ॥
જેને હોય ત્રણ પ્રકારનું ધન.—ચોક ૪

ત્રીજુ ધન વિદ્યાને જાણો, જ્ઞાની પુરૂષને ધન ॥
સમજુ પુરૂષ સૌ નમન કરે છે, મહાત્માનાં દર્શન ॥
જેને હોય ત્રણ પ્રકારનું ધન.—ચોક ૫

જ્ઞાન ધન જેના ઘટમાં આવે, મટે આવા ગમન ॥
**અમીચંદ** કહે આ ત્રણમાંથી એક હોય તોય મગન ॥
જેને હોય ત્રણ પ્રકારનું ધન.—ચોક ૬

---

## ભરોસો રાખો તો વિચારીને રાખવા વિષેનો છંદ ૨૨૩ મો.

[રાહ ઉપરનો.]

આ જગતમાં કોઇ નહિ કોઈનું રખે ભરોસે રહેશો નહિ,
ભૂલે ભરોસો રાખી રહેશો તો, આખર પસ્તાવું પડશે તહી;
આપણો પુત્ર આપનો વાલી, મુઆ પછીનો વારસ તે,
જીવતાં જોઇ સ્વભાવ સોંપવું, નહિ તો પછી ચીચવાવે તે;
આવ્યા કામ તેના બધા કરવા, બને તેટલો લાભ તે લે,
બધું સોંપી નહિ લાચાર બનવું, આપી માંગે ત્યારે દુશ્મન કહે;
કરે બધું પણ તેનું ધાર્યું, ધાર્યું પોતાનું બને નહિ,
ભૂલે ભરોસો રાખી રહેશો તો.—ચોક ૧

પોતે પોતાના હકનું વારસ, જેને મળે તે રાખવો પાસ,
સોંપી બીજાને જઇએ લેવા, ઉભા રહેવું પડે થઇને દાસ;
મરજી હોય તો તરત આપે, નહિ તો મોઢું કરી બેસે ઉદાસ,
આપનાર પસ્તાય મેં ક્યાં સોંપ્યું, કળા કરી લઇ લઉં પાસ;

આતો શિખામણ સૌને સારૂં, ખોટું મનમાં લગાડશો નહિ,
ભૂલે ભરોસો રાખી રહેશો તો.—ચોક ૨

મરદ ભરોસો સોંપે બૈરીને, બૈરી ભરોસે મરદને રહે,
પલ્લા પેડીનું હોય પીયરનું, કોઇ મરદ સમજાવી લે;
કોઇ વેપારમાં વધારી આપે, શેર સટ્ટામાં ગુમાવી દે,
કોઈ બૈરી મરદને દબાવે, બીકણ મરદ કોઇને નહિ કહે;
આબરૂદાર આબરૂથી બીએ, બૈરી વાત કરે જહીં તહીં,
ભૂલે ભરોસો રાખી રહેશો તો.—ચોક ૩

ખરો ડાહ્યો જેણે પૈસો સંઘર્યો, પોતે પોતાનું રાખે કને,
આખર વખત તે વ્હાલો લાગે, વાપરસે જ્યારે થશે મને;
સગા વ્હાલા કામ પ્રેમથી કરશે, પડયો પથારી આપે ધને,
નહિ સાચવ્યું નહિ સંઘરી જાણ્યું, તેના સગાનું દુઃખાય મને;
લાજે દાઝે તો બધાયે કરશે, સગા વ્હાલાનો છુટકો નહિ,
ભૂલે ભરોસો રાખી રહેશો તો.—ચોક ૪

બાપ છોકરાના નામ કરી જાય છોકરો મરે વહુ વારસ થાય,
સાસુનું કંઇ ચાલે નહિ, કરે પસ્તાવો મનની માંહ્ય;
વહુ વારસ થઇ સંઘરી બેસે, સાસુ રડે ને વહુ મલકાય,
પીયર પલ્લાનું સંઘરૂં હોય તો ખુશી થકી તેનો ભવ જાય;
**અમીચંદ** કહે ગરથ ગાંઠ, મૂકશો નહિ કોઇએ જહીં તહીં,
ભૂલે ભરોસો રાખી રહેશો તો.—ચોક ૫

## છંદ ૨૨૪ મો.

### ભરોસો રાખવો તો કોના ઉપર રાખવો તે વિષેની અરજ.

(ભજો ભાઇ માજી નામ હે ખરા—એ રાહ.)

ભરોસા વિના કામ નહિ થાય, ભરોસો રાખી ઘણા પસ્તાય,
એની પરિક્ષા પહેલી કરવી, પુછી જે વાકેફ થાય;
શેઠ સાહુકાર હોય સારા માણુસ, તેને પુછે, ઓળખાય,
ભરોસો રાખી ઘણા પસ્તાય.—ચોક ૧

પુછવું તો જઇ એકાંત પુછવું નહિ તો કહેનાર શરમાય,
મતલબીનું મોઢું જોઇને, નબળું કેમ કહેવાય;
ભરોસો રાખી ઘણા પસ્તાય.—ચોક ૨

સગા વ્હાલાનો વહીવટ જોવો, દુનિઆમાં પંકાય,
નરમ સ્વભાવ ને ભાવી પુરૂષ, જેને હોય દયા;
ભરોસો રાખી ઘણા પસ્તાય.—ચોક ૩

માણુસ સારાને સમોએ જોવો, સૌનો વખત બદલાય,
ચડતી પડતી સૌને આવે, કયાં રંક કે રાય;
ભરોસો રાખી ઘણા પસ્તાય.—ચોક ૪

લોભીઆ માણુસ લલચાઈ જઇને, ધન સારૂં લલચાય,
**અમીચંદ** કહે મળે ધુતારા, મૂળનું હોય તે જાય;
ભરોસો રાખી ઘણા પસ્તાય.—ચોક ૫



## શુદ્ધ અશુદ્ધ સાથી થાય છે તે વિષેનો છંદ ૨૨૫ મો.

[રાહ ઉપરનો.]

વાણી પાણી તો સદા શુદ્ધ છે, શુદ્ધ અશુદ્ધ પાત્રથી થાય,
નીચ પાત્રથી પાણી અશુદ્ધ છે, અશુદ્ધ વાણી યવન મૂખ જાય;
આ વાતમાં શંસય ન રાખશો, વિચાર કરી વાપરજો સૌ,
સૌ સૌનો ધર્મ વ્હાલો છે, ઘણા ભૂલે તે નજરે જોઉં,
હિંદૂ-મુસલમાન બંને ભાઇઓ, અસલથી લડતાં આવ્યા બહું;
જુદો ખોરાક ને જુદો ધર્મ છે, એક બીજાપર નહિ મોહવું,
આપણા મંદિરમાં યવન જાય તો, અશુદ્ધ મંદિર તે કહેવાય;
નીચ પાત્રથી પાણી અશુદ્ધ છે.—ચોક ૧

તે મંદિરની વિધી કરાવે, શાસ્ત્ર આપણે જોઇએ તેમ,
તે યવનનાં મૂખની વાણી, શુદ્ધ આપણાથી કહેવાય કેમ;
પાત્ર કુપાત્ર જોવું સૌ કહે, શાસ્ત્રમાં કહે છે એમ,
પાત્ર જોઇને પગલાં ભરવાં, વગર જાણે નહિ જવું જેમ તેમ;
અજાણ્યા ફળ ખાધામાં આવે, આખર તેને પસ્તાવો થાય,
નીચ પાત્રથી પાણી અશુદ્ધ છે.—ચોક ૨

વાણી પાણી તો સૌને શુદ્ધ છે, વખત વખતનું વાપરવું ફેર,
પાણીમાં ખાંડ નાખીને પીઓ, પીઓ પાણીમાં નાંખી ઝેર;
પાણી વડે તો જગત જીવે, સંગતિ દોષે થાય અકરા કેર,
સ્વભાવ જુદાથી જુદો ભાવ થાય, જુઓ તમાસો ઘેર ઘેર;
સમજુ સમજી સુધારો કરશે હિંદુ વાણીના ભજનને ન્હાય,
નીચ પાત્રથી પાણી અશુદ્ધ છે.—ચોક ૩

સૌ સૌનાં ધર્મમાં રહીને, પોતે પોતામાં જોશો જે,
મહાત્મા ભગતની વાણી સાંભળતા, જ્ઞાની પુરૂષ થઇ જોશે તે;
મૂળ માલીકનો માર્ગ જોશો તદરૂપ થઈ જઈ લાગશે લેહ,
ભવો ભવની ભાવટ જાશે, જન્મ મરણનો જાશે ભય;
**અમીચંદ** કહે મૂળ એક ડાળ પાતરા શાખ જુદા કહેવાય,
નીચ પાત્રથી પાણી અશુદ્ધ છે.—ચોક ૪

---

## સારા માઠા ભાવ વિષેનો છંદ ૨૨૬ મો.

(રાહ ઉપરનો.)

ભાવ કરીને આવ્યા મળવા, કેવા ભાવથી આવ્યા તમે,
વેર ભાવ કે હેત ભાવથી, ખરૂં બોલો તેમ ચાલીએ અમે;
નામ ભાવ પણ ભેદ જુદો છે, ભૂલવણીમાં ભૂલી જવાય,
મહુવર વગાડે જંગલ મદારી, કાળી નાગ પણ તરત સહુવાય,
ભાવ કરી રમ્યા સોગઠાં બાજી, કપટી કૌરવથી દુ:ખીઆ થવાય;
વેર ભાવથી રમ્યાં દુર્યોધન, પાંડવ ગયા વન છોડી સભાય,
ભાવ કરી ધુતે વેશ્યા મરદને, પૈસા ખાવાને આવી નમે;
વેર ભાવ કે હેત ભાવથી.—ચોક ૧

ભાવ કરી આવી માસી પુતના, કૃષ્ણ ધવાડી લેવા પ્રાણ,
ભાવ કૃષ્ણજી જોઇ માસીનો, ધાવી ધાવીને લીધા જાન;
ભાવ બનાવે ઢોંગી ધુતારા, ઠગલબાજીમાં કરે ગુલતાન,
ધનલોભી ધન લેવાને જાયે, ધન ગુમાવી થાયે હેરાન;

દગલબાજ ભાવ દોઢા બતાવે, ચોર શાહુકારની પાછળ ભમે,
વેર ભાવ કે હેત ભાવથી.—ચોક ૨

અમે તમે એક જાણીને પુછું મૂળ માલીક સર્વનો એક,
હુંમાથી તું જુદુ પડીને, મિથ્યા માયામાં માનીએ અનેક;
અનેકના ભાવ અનેક ઉઠે, સંસાર સાગરમાં ડુબીએ છેક,
ડુબ્યાં પછી ઘણું કઠણ નીકળ્યું, તેથી જ્ઞાની કરે વિવેક;
સારા ભાવથી મળશે માજીને, કરો વશ મન નહિ ભમે,
વેર ભાવ કે હેત ભાવથી.—ચોક ૩

ભકિત વડે મળે માર્ગ મોક્ષનો, સારા ભાવથી ભકિત કરે,
તેને હમારા દેશી જાણીએ, કહેલી વાતપર ધ્યાન ધરે;
સત સમાગમ કરીએ સંગ લઈ, અઘોર પાપ એક પળમાં ઝરે,
મહાત્મા ભકતોની અનુભવી વાણી, ગાઓ છંદ ભવજળ તરે;
**અમીચંદ** કહે શુદ્ધ ભાવથી, છંદ ગાઇ માજીને નમે,
વેર ભાવ કે હેત ભાવથી.—ચોક ૪



## ભક્તરાજના અત્યાર સુધી નહિ છપાયેલા તથા છેલ્લા બનાવેલા નવા છંદોનો સંગ્રહ

## સાખી.

---

ઘરસે નીસરો બહાર ત્યારથી રટણા તા'રી,
અરજ કહું સ્હાયે કરજે અરજ સ્વિકારો મારી;
હું બાળક નાદાન આવી છંદ ગાઉં લલકારી,
બેઠે તખત મારી મૈયા ખીલી ફુલવાડી હજારી;
મુગટ છત્ર કુંડળ માજી, તારી જાઉં બલિહારી,
સેવક કહે **અમીચંદ** વિનંતી સુણો હમારી.

### ફેકુતા.

દયાળી દયા કરી ને આજ, ભરી સભામાં રાખો લાજ,
આવ્યાં વિઘન કરી મા ત્યાજ, બાળક જાણી કરો હમારા કાજ;
**અમીચંદ** કહે છે વારંવાર, કે માજી મને તારો આધાર,
—મારી મા.



## છંદ ૨૨૭ મો.

[જીવ તું ચાલ જરા વિચારી.—એ રાહ.]

ભૂલા ભૂલવણીમાં ભૂલે કાંઈ, ખેલે ખેલ ખેલાડી બાવન માંહી;
દેવ દાનવ માનવી જન; જીવ જંતુનું એક વતન,
માયા રહિત પોતે નિરંજન, નથી વિષય વાસના તન મંન,

ઝુલ.

શક્તિ રુપે રહ્યા સર્વમાં, જુઓ ઘટને માંહી,
પાસે છે ને દૂર દેખાયે, સમજુ ગયા સમાઇ,
કંચન ઘાટથી જુદા મનાઇ, ખેલે ખેલ ખેલાડી બાવન માંહી.—ચોક ૧

ઉઠયો કુદરતી ઓમકારે, તેમાં રચના રચાઇ અપારે,
સપ્ત પંડિત કરી વિચારે, શબ્દ સાંધી કર્યો ઓમકારે.

ઝુલ.

ઓમકાર એ મંત્ર મોટો, માને સર્વ જન,
સંત સાધૂ યોગી સહુ સાધે, વાળી પદ્માસન,
ધરી ધ્યાન ગયારે સમાઇ, ખેલે ખેલ ખેલાડી બાવન માંહી.—ચોક ૨

પ્રથમ માયાનું મંડાણે, કેવળ જ્ઞાનીને છે જાણે,
માયા-બ્રહ્મ જુદા જે જાણે, અણુસમજુ કરે તાણાતાણે.

ઝુલ.

બળદ બોજો ખેંચીને લાવે, ગાડે ભરીયો ભાર,
સમજુ સમજી વિચાર કરજો, ત્રીજો ત્યાં હાંકનાર,
બ્રહ્મ બારી મળે માયા માંહી, ખેલે ખેલ ખેલાડી બાવન માંહી.—ચોક ૩

નામ રૂપમાં રહે છે માયા, અનુભવીએ યે ભેદ પાયા,
જુઠું જગત જોતા જણાયા, આખર શૂન્યમાં સર્વે સમાયા.

## ઝુલ.

ચાર પ્રલયમાં ઉત્પત્તિ-લય, સુખ દુઃખ સ્વપ્ના માંહી,
પાંચમા પ્રલય જો જાણે તો, જગત ના જણાય,
જાણી **અમીચંદ** રહે સંતોષ માંહી, ખેલે ખેલ ખેલાડી બાવન માંહી.
—ચોક ૪

---

## છંદ ૨૨૮ મો.

[પ્રથમ નમું ગણપતિ માત, સરસ્વતીનું ધરતાં ધ્યાન.—એ રાહ]

સંશય છોડી સ્વગુરુ શોધીને, માનવું ગુરુ વચન,
સંશયમાં ડુબી રહ્યું જગતંન;
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, છુટવા જીવો ચ્હાય,
અજાણ્યા જીવો ભોળવાઇ શોધવા જાય;
સૌ સૌના પંથ વખાણે, બતાવે મોક્ષ ત્યાંય,
મારા દેવ આપશે મોક્ષ આંહ્ય;
નથી મોક્ષ કાંઇ વસ્તુ પદાર્થ, આપે થઇ પરસન,
સંશયમાં ડુબી રહ્યું જગતંન.-ચોક ૧

મોક્ષ એટલે મળવું પોતામાં, પોતે પોતામાં સમાય,
જ્ઞાનથી જીવ મટી શીવ થાય;
જ્ઞાન ગુરુ ઉપદેશથી થાયે, મુકાયે માન મમતાય,
પલકમાં અમર પદને પાય;

માયા-જાળથી છુટવું કઠણુ છે, કાપે કર્મ ભક્તન,
સંશયમાં ડુબી રહ્યું જગતંન.—ચોક ૨

મૂળ માલિક બાવનથી બહારો, છાયા પડે જગતન,
બાવનમાં બ્રહ્મા વિષ્ણુ જગતન;
તપ-જપ કરી જ્ઞાન મેળવે, સ્થિર રાખવા મંન,
ઘાટ ગળી તરત થાય કંચન;
નામ રૂપથી ન્યારો બની જાય, પોત પોતાને ભુવંન,
સંશયમાં ડુબી ગયું જગતંન.—ચોક ૩

મોક્ષ-બંધના આપનાર લેનાર, બન્ને બાવનમાંહી,
માયાથી ભાન પડે છે આંહી;
અલેક પુરુષ અવિનાશી, છોડી માયા તેને નથી કંઇ,
આપનાર લેનાર જુદા નહિ કંઈ;
પંથે પંથની મારામારીમાં, ગુંચવાઈ જાય છે મંન,
સંશયમાં ડુબી રહ્યું જગતંન.—ચોક ૪

દેહધારી જીવ સર્વે માયામાં, જ્ઞાન થકી મળે માન,
આત્મબળ શક્તિ વડે થાય જ્ઞાન;
મગજ શક્તિ વડે મહાત્મા બની જાય, પોતે પોતાને સ્થાન,
પડે ભાન જગત જુદું અજાણ;
**અમીચંદ** કહે જુઓ આ મોક્ષ, સમજે તેને ધન ધન,
સંશયમાં ડુબી રહ્યું જગતંન.—ચોક ૫

---

## ભજનરૂપી છંદ ૨૨૯ મો.

શોધનારા શોધી છુપાયા રે, પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયારે
અહિંયા તો રહી કાયા માયારે, પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયારે

કાયાનાં તત્વ તત્વ માંહી સમાયા, છાયા તો જુઠી હતી માયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૧

કાયા માયાની સંગતીથી જીવો પ્રીત કરીને ફસાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૨

પોતે માલિકને માલિકને શોધે, જેમ મૃગ કસ્તુરી લેવા ધાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૩

આત્મમાં બ્રહ્મને છાયા એ માયા, માયામાં જગત ડુબાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૪

બ્રહ્મ વહેતાં જીવો બ્રહ્મને ચીન્હે, નામથી મૂર્તિ પૂંજાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૫

સતગુરુ સેવે શૂરતાને સાધી, ગુરુથી ગુરુગમ પાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૬

બધામાં પોતે પોતામાં બધા, જ્ઞાનીને ભેદ પાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૭

**અમીચંદ** કહે પૂર્વને પૂન્યે, ઉદયથી સંશય સમાયારે,
પંથીડા પ્રાણી શોધનારા શોધી છુપાયા.—ચોક ૮



## છંદ ૨૩૦ મો.

[અંબામા તારૂં દર્શન દુર્લભ—એ રાહ.)

હરખે આરાધું મારી આદ્ય ભવાની, ભક્ત પુત્રને લો જાણી ॥
પિતાની ભક્તિનો પાસ લાગ્યો, આપો હવે મને કંઠ વાણી ॥
ગોખું ગોખું ને ભૂલી જાઉં છું, અભ્યાસ કરૂં છું રાત ને દિન ॥
હવે ભક્તનું ઘડપણ થયું તેનો પુત્ર જાણી મને કરો બક્ષિશ ॥
બુદ્ધિ બળ આપીને વધારો, પ્રેમરસ પ્યાલો પ્રેમથી પીશ ॥
કૃપા કરીને મહેર કરશો મારા પર, નહિ ચડે ભગતનને રીસ ॥
ધીમે ધીમે શીખાશે મારાથી, કઠણ ચંડીપાઠ લ્યો જાણી ॥
પિતાની ભક્તિનો પાસ લાગ્યો.—ચોક ૧

ધન ભક્તિ તારા ભક્તનની, ઉંમર એંસી ઉપરની થઇ ॥
છપ્પન વરસ થયાં ચંડીપાઠને, ગાતાં નવરાતર પડ્યું નહિ ॥
એમાં ખુબી છે માજી તમારી, બુદ્ધિ રૂપે વસો ઘટને માંહી ॥
નિમિત્ત રૂપે જશ અપાવો, પુત્ર કરી બેસાડો પાસે લઇ ॥
વગર ભણે પંડિત બનાવ્યો, સુંદર કંઠ મુખ પર વાણી ॥
પિતાની ભક્તિનો પાસ લાગ્યો.—ચોક ૨

ભલે પુત્ર પર પ્રેમ હોય તો, હાજર ભક્ત કરી બેઠા સલામ ॥
આપો કંઠ બળ ગુણ ગાવાને, ભક્તિ કરાવો આઠે જામ ॥
ગુણ સાંભળવા સતી સેવક સૌ, આવે ઉમંગી તુમારે ધામ ॥
સ્થિર મનથી છંદ સાંભળે, પ્રસન્ન થઈ જાય આવ્યા તમામ ॥
ચાર દિવસ આસો મહિનામાં, ગવાય છંદ મધુરી વાણી ॥
પિતાની ભક્તિનો પાસ લાગ્યો.—ચોક ૩

તારા દાસનો દાસ કહેવાયોં, પ્રેમ ભક્તિથી આવ્યો શરણુ ॥
પાવન કરી પ્રસન્ન થઇ મા, રાખો સેવામાં લાગું ચરણુ ॥
પિતા સાથે અભ્યાસ કરૂં છું, ધીમે ધીમે બેસાડું ધરણુ ॥
તારી છાયા જ્યારે પડશે રહેમની, ખુશી થશે સો સાંભળી કરણુ ॥
કરી વિનંતી મદદ લઇ મા, ખુબચંદ કહે કરો મહેરબાની ॥
પિતાની ભક્તિનો પાસ લાગ્યો.—ચોક ૪

---

## છંદ ૨૩૧ મો.

(અંબા મા તારૂ દર્શન દુર્લભ—એ રાહ.)

બંધ મોક્ષના આપનાર લેનાર, બંને બાવનમાં માયા મહીં ॥
ભગત ભક્તિ કરે પ્રસન્ન કરવા, પ્રસન્ન થઇ દેવ આપે તહીં ॥
આપનાર લેનાર બંન્ને માયામાં, ભગવત–ભગતની લાગે પ્રિત ॥
હું–મા’રૂં તો દુઃખનો દરિયો, સંસાર વહેવારની ચાલુ રીત ॥
વૈરાગ્ય આવેથી છુટે વાસના, પોત પોતામાં લાગે ચિત્ત ॥
હું માયામાં ગયું સમાઇ, હતી આડ તે ભાંગી ભીત ॥
રાગ રહિત તે થયા નિરંજન, સદા આનંદમાં જયા રહી ॥
ભગત ભક્તિ કરે.—ચોક ૧

અવતાર ધારી સર્વે માયામાં, પ્હેલાં કરે સંસારી કામ ॥
ભણી-ગણી પંડિત બને, પૂજી શારદા કરે સલામ ॥
આત્મબળથી માન મેળવે, મગજ શક્તિ ઝટ કરે છે કામ ॥
ગુરુ શોધીને જ્ઞાન મેળવે, ખરો માર્ગ બતલાવે ધામ ॥

તે માર્ગને અનુસરીને, પૂર્વ કરમને ખેરવે જઇ ॥
ભગત ભકિત કરે.—ચોક ૨

મોક્ષ મળે છે પોતાને હાથે, ગુરુ જ્ઞાન લઇ ચાલે સહી ॥
હું મા'રાની વાસના તૂટે, મૂળ સ્વરૂપને ઓળખે સહી ॥
એક ઓળખવું ઘણું કઠણુ છે, જુઓ જંગલમાં ખજુરી ઝટ ॥
ઉપર જાય તે રસને ચુસે, નીચે પડે તે મરે તરત ॥
પોતે માલિક ને શોધે માલિકને, કહો શોધો તો જડશે કહીં ॥
ભગત ભકિત કરે.—ચોક ૩

જગત જીવ સૌ અવતાર ધારી, દેવ દાનવ કે માનવી જન ॥
ગુરુ જ્ઞાનનો દીવડો પ્રગટે, ઝટ પોતાનું જડે વતન ॥
એક માલિક અનેકમાં વ્યાપ્યો, અનેકમાં સહુ છે જગતંન ॥
ભેદ અભેદ તે જ્ઞાની જાણે, અનુભવી થાય કરે મથંન ॥
**અમીચંદ** કહે મોક્ષ ગયા તે, ફરી જગતમાં આવે નહીં ॥
ભગત ભકિત કરે.—ચોક ૪

---

## છંદ ૨૩૨ મો.

(માયાને જાણે મોરારી રે.—એ રાહ)

મરવાનો ભય હતો અતિ રે; અલબેલી અંબા, મરવાનો ભય હતો અતિ ॥ ભકિત કરતાં ગયો મટી રે; અલબેલી અંબા, મરવાનો ભય હતો અતિ ॥ ભકિત કરતાં મારા સંશયરે ભાંગ્યા, માજીની માયા અઘોર ગતિરે;
અલબેલી અંબા.-ચોક ૧

મરવાને નહિ હું તો, જઇને મળવાનો, જેમ સાગરની
લહેર સાગર ભળતીરે; અલબેલી અંબા.—ચોક ૨

અજર અમર સદા જીવતો રહે છે, તત્વમાં તત્વ સમાઇ
જતીરે; અલબેલી અંબા.—ચોક ૩

કાયાને જીવ જ્યારે, જુદા પડે છે, લશ્કર જવાનું સહુ
મટીરે; અલબેલી અંબા.—ચોક ૪

નામ ને રૂપથી ન્યારો પડી જાય, છુટે કરમની બાંધી
ગતીરે; અલબેલી અંબા.—ચોક ૫

પોતે પોતામાં ગયું રે સમાઇ, ભજતાં થયો ભગવતીરે;
અલબેલી અંબા.—ચોક ૬

ઋષિ-મુનિ બોલે, વેદની વાણી, નેતી, નેતી, નેતીરે;
અલબેલી અંબા.—ચોક ૭

**અમીચંદ** કહે જાગીને જોયું તો, જગત જણાતું નથીરે;
અલબેલી અંબા.—ચોક ૮

---

## છંદ ૨૩૩ મો.

[સમજ મન મહારા રે, અસતની વાત તજો.—એ રાહ]

આવો ગાવો ભકતોરે, ભજન છંદ ભાવે કરી,
ગાવાનું ફળ મોટું રે, મૂરખ નહિ જાણે જરી;
નરસૈં મહેતા ભજન કરતા ભવજળ ઉતરે પાર,
મીરાંબાઇનાં ભજન સાંભળી પ્રસન્ન થયા મોરાર;

ભજનનો લાભ લીધોરે, પ્રેમે કૃષ્ણને વરી,
ગાવાનું ફળ મોટું રે.—ચોક ૧

રોહીદાસ ને કબીર શાહે, ભજન કરતા સૌ,
વલ્લભધોળા ભગત માના છંદ ગાતા'તા બહુ;
પરસંન થઈ માજીરે શ્રીજીએ નથ નાકે ધરી,
ગાવાનું ફળ મોટું રે.—ચોક ૨

સમરણ ભકિત સૌથી મોટી, હંમેશ થાય રટણ,
નિર્મળ મન થાય છંદ ગાવાથી, માજી થાયે પરસંન;
સંકટ દુઃખ કાપે રે, વિલંબ નહિ કરે જરી,
ગાવાનું ફળ મોટું રે.—ચોક ૩

ભગવત પુરાણ બ્રાહ્મણ વાંચે, ભકત ભજન છંદ ગાય,
સાંભળનારને જ્ઞાન થાય, દરશનનો પ્રેમ થાય;
ભાવે કરી આવે રે, ખુશી થાયે દરશન કરી,
ગાવાનું ફળ મોટું રે.—ચોક ૪

ભકત જંનને ભજન વહાલાં, માના ગુણ ગવાય,
ધન લોભીને ધન જ વહાલું, અતિ ભરવા ભંડાર;
**અમીચંદ** કહે છે રે, બીજું નહિ ગમે જરી,
ગાવાનું ફળ મોટું રે.—ચોક ૫



## છંદ ૨૩૪ મો.

[અરે તું કેમ જાય ભૂલ ભૂલ.—એ રાહ]

અરે મન ભટકે કેમ જહીં તહીં, ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં,
અગીઆરસની શોભા જોઇને ખુશી થાશો મન માંહીં;
હિંગળાજ માના દરશન કરવા આવે મુંબઇ માંહીં,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૧

શોભતા માને શણગાર ધરાવે, પોશાક સુંદર સહીં,
તરેહ તરેહના ફૂલની જુકિત, કરે ગુલાબદાસ તહીં,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૨

જુઓ ભકિત ધરમદાસની, ભજન છંદ ગાય તહીં,
એક તાર થઈ ધુન લગાવે, શરીરનું ભાન નહિં,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૩

ભકત મંડળ ભેળું થઈ ગાય, આનંદ વર્તે તહીં,
વાગે વાજીંત્ર નરગા કીરતાલ, ધરમદાસ હાથ માંહી,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૪

સંસારમાં રહી ભકિત કરે છે, ધંધો મેલી દઈ,
ભોજન ભકતને જોઇતાં આપે, માજી પ્રસન્ન થઈ,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૫

ભકત ભકતને જોઇને રાજી, અમીચંદ બેઠા તહીં,
ધરમદાસની ભકિત જોઇને, રાજી થયા મન માંહીં,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૬

ધન જોડું એને માએ મેળવ્યું, એકરુપ બે થઇ,
સંસાર જુઠો જાણી લીધો, સતગુરુ વચને સઇ,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૭

ધન પુરુષ એ નર નારીને બેઠા સંતોષ લઇ,
**અમીચંદ** કહે જઇને જોયું, નજરે મુંબાઇ માંહી,
ઉઠ ચાલ ધરમદાસ ગાએ જહીં.—ચોક ૮

---

## છંદ ૨૩૫ મો.

[રાહ ખડી.]

(ભકિત ભકિત સૌ જન કહે છે, ખરા ભકત તો રાખે ટેક.---એ રાહ.)

નામ ન તંન તંમ, બેગ રતન તંમ હો ગુણી વંતમ ગાવંતમ ॥ ભજ મન ગુસમ હો વત મુકતમ ધાવંતમ ફળ પાવંતમ ॥ અનહદ નામી નિર્ગુણ સ્વામી અંતરજામી કમળ બરામી શોભંતમ ॥ નિર્ગુણ રહિતમ ભૂતને પ્રેતંમ નિર્ગુણ નિરાકાર ધાવંતમ ॥ નિરાકારમ નહિ આકારમ કછુ વિકારમ લે પણ સારમ સુખમ દુ:ખમ તુંમ નિર્બાનમ ॥ નામ ન સાનમ ગામન ઠામમ પરમાતમ તમ શરણુમ ॥ મહાસુખ શરણુમ ભવ દુ:ખ હરણુમ જીવ ન મુકતમ મુસ ખતમ ॥ ભજ મન ગુસં હોવત મુકતમ ધાવંતમ ફળ પાવંતમ. ---ચોક ૧

અગમ અગાદમ કહે અભેદ ઓર અછેતમ અવઘટ તંમ ॥ તુંમ હરિ વિના શમ અલિખંમ લેખંમ ઓર અખંડમ

આદને અંતમ ॥ તિતા અતિતમ અમરસ રૂપમ ઓહું સોહં
સમરતમ ॥ દશ અવતારંમ મછંમ કછંમ વહેલા નરસિંગમ
વામનંમ ॥ ફરસરામ રામજી કૃષ્ણુમ બુધક લગંમ ચોવીસમ ॥
ભજમન ગુસમ હોવત મુકતમ ધાવંતમ ફળ પાવંતમ.—ચોક ૨

મુસલમાનંમ રખો ઇમાનંમ દોજખજાંનંમ ભીશલ મુકાનંમ
શાબુતમ ॥ બંદગી કરદંમ કલમાં પરદંમ નિમાજ રોજદંમ
મોમદીલંમ ॥ હો ઓ એકતાલંમ રબઇલાલંમ ખુદાઇ માલંમ
નુરગોહુંમ ॥ અલા ઉલફોહુંમ નુરજહુરંમ ચાર મુકાનંમ
ભરપુરંમ ॥ ચાર કીતાબંમ ચારો હારંમ કોનું બનારંમ તુંહી
રહીહમ ॥ ભજમન ગુસંમ હોવત મુકતંમ ધાવંતંમ ફળ
પાવંતમ.—ચોક ૩

કલગી તોરંમ દુંદંમ જુંડંમ ઓર શોખંડમ હાવમ તુંમ ॥
લંબંમ જહુબંમ ઓર તરાજુ કઇશે બેગનંમ ગાવંતંમ ॥
તાલ શેશોચેગંમ ભજમન જીરમ બાજતંમ ગતલાવંતંમ ॥
નિશાન હુરંદંમ જળકત ફરંદંમ ઉવે શોકરદંમ ગાવંતંમ ॥
તુકંન સુનંતમ છંદ શોહુંતમ ભકત **અમીચંદ** જાણુંતંમ ॥
ભજમન ગુસમ હોવત મુકતમ ધાવંતમ ફળ પાવંતંમ.—ચોક ૪



## છંદ ૨૩૬ મો.

[રાહ ખડી.]

ગુરુ ઘટમા રમી રહ્યા, પુરે ઈષ્ટ દેવ મારી અંબા આશ,
મૂળ દેશનો મારગ બતાવ્યો, જોતાં પ્રીતમ પરખાવ્યો પાસ;
એક હજાર છસે દમ ઉપડે, જુઓ નાભી પર સુરત કરો,
સ્વર ધુની ચાલે સહંગ સાધે, સુન શિખર ઘટ જઇ ઠરો;
ભરપૂર ભાસે સનક સીકમાંહી, અલેક પુરુષ અખંડ ખરો,
સુથળ સુક્ષમ કારણુ કહાવે, પુરણુ પ્રકાશનો પડે ઝરો;
એક અખંડ તુરીયા તીત માંહી, જીવ શિવમાં થયો સમાસ,
મૂળ દેશનો મારગ બતાવ્યો.—ચોક ૧

ઘટ ભિત્તર ભ્રમની કેફ વ્યાપી, રોમ રોમ દીવા પ્રગટ થયા,
જાપ જપીએ પ્રગટ અજંપા, દેખો નૂર ત્યાં વરસ રહ્યા;
વાદળ વિના વીજળી ત્યાં ચમકે, કોટી મેઘ મલ્હાર ભયા,
આભજ છાંયો અમરત સઘળે, અસંખ્ય ધારા કરે વહ્યા;
અગમ રીત છે અગમપુરીની, સૂરજ વિના જ્યાં પડે પ્રકાશ,
મૂળ દેશનો મારગ બતાવ્યો.—ચોક ૨

કોટી ભંડાર ભર્યા ધનના, તાળા કુંચી નહિ લો જાણી,
જોત નિરંતર ઝગમગ ઝળકે, સાગર વિના ત્યાં વહે પાણી;
કોટી સૂર્યથી તેજ ઘણેરૂં, શબ્દ વિના બોલે વાણી,
પરમ સુનમાં પરમ તુરી પદ, પરમ પુરુષ દેખો જ્ઞાની;
માયા બ્રહ્મ જીવ ઈશ્વર કરીએ, તેથી જુદાનો પડયો પ્રકાશ,
મૂળ દેશનો મારગ બતાવ્યો.—ચોક ૩

ચાર પ્રહ્લેમાં ચિંતા થાયે, પાંચમે અનુભવ હોય જ્ઞાને,
એક થકી અનેક થયા, એ અનેકનો એક બનવાને;
અષ્ટ સમાધિ સઉ કોઇ જાણે, શક્તિ વિના શું કરે પ્રાણે,
ચાર વેદ તો જગતમાં જાહેર, પાંચમે પુરણુ થાય સમાધાને;
પુરણાનંદા પંચમાં પદમે, **અમીચંદ** કહે પડયો પ્રકાશ,
મૂળ દેશનો મારગ બતાવ્યો.—ચોક ૪

••••••••••

## છંદ ૨૩૭ મો.

જુઓ અંબા મા ભગત કળજુગના, દર્શનનો કરી આવે મસ,
છંદ ગાઉં ને કડી મીલાવું, એમ કરી વચમાં કરે ભસ ભસ.
નથી સમજતો મનમાં પ્રાણી, શાની કડીને શાની વાત,
હર પ્રકારે સ્મરણુ કરી, હાથ જોડી સમરવી ચંડી માત;
સુખ નથી સંસારમાં જેને, જેમ ગમે તેમ કરશે વાત,
તે કોઈનુ મારે કામ નથી; મારે લેહ લાગી છે તારી સાથ;
એક રકમ સંસાર ન મુકાએ, ધીમે ધીમેથી જાઉં ખસ ખસ,
છંદ ગાઉં ને કડી મીલાવું.—ચોક ૧

ચિત્ત મારૂં તમે ચકવે ચઢાવ્યું, નથી સૂઝતું કામ ને કાજ,
વળી અજ્ઞાની નીંદા કરે તે, સઘળી વાત કહું માંડી આજ;
ના ના માજી હું નથી કહેતો, એ કહે નહિ થાય મારૂં કાજ,
તેનું કર્યું તે ભોગવશે, હું તો રહ્યો છું તમને બાઝ;

જ્ઞાની ગુણ ગંભીર હોયે, અજ્ઞાનથી બોલે વધી ઘસ ઘસ,
છંદ ગાઉં ને કડી મીલાવું.—ચોક ૨

કોઇક બોલે મુસલમાની બોલ તેનો મેં કર્યો વિચાર,
માલિક એક નિરંજન નિરાકાર, કશ્યપથી સઘળો વિસ્તાર;
મુસલમાન કહે આદમ શફી ને, હિન્દુ કહે મહાદેવ નિરધાર,
બીસમીલ્લા કહી બોલે મુસલમાન, તે આપણા છે દેવ મોરાર;
અરબી ફારસી સંસ્કૃત, એ દેશ દેશની બોલી છે મસ,
છંદ ગાઉં ને કડી મીલાવું.—ચોક ૩

કરૂં પ્રણામ સઉ દેવને માજી, કરૂં મનમાં તારૂં સમરણ,
જુવાન હોઇએ તો ઘરડા થઇએ, કડી મેલવતા આવશે મરણ;
હું તો અલ્પ આયુષ્યનો ધણી, મા નહિ સમજું હું કડી કે ધરણ,
માહરાજગીર ગયા ભુખણદાસ ને આવી રહ્યા મા તારે શરણ;
**અમીચંદ** કહે છંદ બનાવી, માજી કડીમાં મુકજો રસ,
છંદ ગાઉં ને કડી મીલાવું.—ચોક ૪

---

## છંદ ૨૩૮ મો.

બુદ્ધિરૂપે બળ આપી મા, ભાંગી ભ્રમણા મન તણી,
અખંડરૂપ ઓળખાવ્યાં હમને, આદ્ય ઈશ્વરી આપ ધણી;
અનુભવી સૂરજ ઉગ્યો અંગમાં, પીંડ બ્રહ્માંડ જોયું સુરત ધરી,
અરણવ પરણવની લેહરી ચાલી, પચીસ પાપી દૂર રહ્યા ઠરી;
તન મન કેરી તૃષ્ણા ત્યાગી, પંચ વિષય ત્યાં દૂર કરી,

નિરભે નાદની નોબત વાગી, પરમાત્મા જોયા દ્રષ્ટિ ભરી;
ભેદ બ્રાંતીનો ભાગી જાએ, ત્યારે મળે તત્વમાં તત્વ ભળી,
અખંડરૂપ ઓળખાવ્યાં હમને.—ચોક ૧

શુદ્ધ જગા કરી સુરતા સાધી, પદ્માશન કરી પગ બાંધો,
મમતા ત્યાગી મન તણી, કામ ક્રોધ કેરો ટાળો વાંધો;
નાસા અગ્રદ્રષ્ટિને દેખી, પ્રાણ અપ્રાણ એકતા સાધો,
જ્ઞાન ઉદાન સમાન ને લીજે, આત્મા દેહુથી થયો નવાધો;
તોઅંમ બ્રમ એમ ઉચ્ચારીને, નેત્ર વીચી નીરમાણ ગણી,
અખંડરૂપ ઓળખાવ્યાં હમને.—ચોક ૨

પ્રગટ સોહંમ કેરો જાપ જપીને, બંકનાળ કેરી વાટે વળે,
ધારી ધારણા જોયા હૃદયમાં, તતક્ષણ ત્યાં દેવ મળે;
સૂર્ય આકારે સહસ્ત્ર પાંખડી મધ્યે ચોતરો મણી હલે,
અનુપમ મુર્તિ ચીન્હ આધારે, ધ્યાન કરી જુવો કળે કળે;
નિર્મળ નેણે નખશીખ નીરખી, અખંડ પુરુષ આરાધો ગણી,
અખંડરૂપ ઓળખાવ્યાં હમને.—ચોક ૩

આત્મરૂપ ઓળખાસે ત્યારે, એ મુર્તિમાં ચિત્ત ઠરે,
સોહંમ શ્વાસોશ્વાસે સમરીયે, સચરાચરમા યાદ કરે;
પરમ આનંદ પરમાત્મા ઓળખે, આત્મજ્ઞાને જો ધ્યાન ધરે,
**અમીચંદ** કહે અજર જરે નઇ, જરે સતગુરુ હોય શીર પરે;
ભેદ અભેદનો પડદો ખોલ્યો, એમ કહીં જોયું માજી ભણી,
અખંડરૂપ ઓળખાવ્યાં હમને.—ચોક ૪

---

## છંદ ૨૩૯ મો.

જય જય જગપતિ જગ અંબા અખંડ રૂપ આનંદકારી,
ખોજ કરી પીંડ બ્રહ્માંડ શોધો, સોહંમ સાધો વારંવારી;
ઓમ ઉઠે સોહંમ બસે સુન્યમાંહી જઈ સમાએ,
એકવીસ હજાર છસેં ઉપદેરે પ્રવાહીક મળી પાછા જાએ;
એક ચેતન અખંડનુ ભરી રહ્યું ભરપૂરતાએ,
જીવ ઇશ્વરકુ સ્થલ બ્રમ તુર ચારેનુ એક કેવાએ;
નવ સોહાંગને માથે ઉપરી દશમા સોહંગ સઉથી ભારી,
ખોજ કરી પીંડ બ્રહ્માંડ શોધો.—ચોક ૧

કુલાટ ચકુને ભેદી કરીને નીજ રૂપનો કરો વિચાર,
પરાપશ્વતી મધ્યમ માહે વૈખરી કહીએ વારંવારે;
અનુપમમાં આવી મળે ત્યારે આત્મરૂપ ઓળખાએ છે સાર,
ભુચરી ખેચરી અગોચરી મા ચાચરી નામ કહીએ ચાર;
પદ્માસન વાળી બેસ પ્રણુવરૂપ થાએ તું તારી,
ખોજ કરી પીંડ બ્રહ્માંડ શોધો.—ચોક ૨

નીરવીકલ્પના નીશાન મારે સંકલ્પ વીકલ્પ પ્રલય થાએ,
કેવલ્ય મુક્તિ પામ્યા જ્યારે અરૂપમાં રૂપ સમાએ;
પોતે પોતાનો પ્રકાશ દેખે ઓળખે આત્મા કામ થાએ,
પરમ સુનમા વાસ તેનો પરમાત્મા તે કેવાએ;
આત્મજ્ઞાને આત્મા ઓળખો જુવો તત્વ જ્ઞાન વિચારી,
ખોજ કરી પીંડ બ્રહ્માંડ શોધો.—ચોક ૩

એક બીજમાં એક વડ રહે વડમાં બીજ રહે છે અનેક,
જ્ઞાની હોય તે સમજી સાર લે સતગુરુએ કર્યો વિવેક;

નામ એકરૂપ ત્રણ સમજો એક થકી સમજો અનેક,
મનુષ્ય બુદ્ધિએ માનવી દેખી દેવે દેવ દેખાયે છે છેક;
**અમીચંદ** કહે આદ્ય ઇશ્વરી અખંડરૂપ નીરાકારી,
ખોજ કરી પીંડ બ્રહ્માંડ શોધો.—ચોક ૪

## છંદ ૨૪૦ મો.

અમે જઇએ ઘેર, અમે જઇએ ઘેર, માજી રાખજો મેહેર,
બાળક કહે ત્હારો, હમે જઇએ ઘેર;

આજ આણંદની હેલી થઇ મા, છંદ ગાયા ઉમંગે,
ભકત મંડળી ભેળી થઈ કહે, સદા રાખજો રંગે,
ચાલે ખુબ લેહેરે, અમે જઇએ ઘેર.—ચોક ૧

ઘેર જાઉં ઘેર જાઉં કહીએ ખરા, પણ મંન મારૂં નહિ માને,
ચડી ખુમારી માજી નામની, છંદ પર લાગ્યું ધ્યાને,
કહું બેર બેરે, અમે જઇએ ઘેર.—ચોક ૨

કામ કાજ તો કરવા જગતના, પાપી પેટને સારૂં,
સંસાર સ્વપ્નું જુઠું જાણે જે, તે તો ધ્યાન ધરે તારૂં,
મુરખ કરે ઝેરે, અમે જઇએ ઘેર.—ચોક ૩

હાથ જોડી હું અરજ કરી કહું, મારી વિનંતી કાન ધરજો,
સંકટ કાપી શરણે રાખી, આવ્યાં વિઘ્ન દૂર કરજો,
**અમીચંદ** તેરે, અમે જઇએ ઘેર.—ચોક ૪



